ભારતી-પ્રકાશનઃ ૬૨

# જાગતા રેજો

[ પૂર્વાર્ધ ]

લેખક

સોપાન



આર્થિક ગ્રંથમાળા

ભારતી સાહિત્ય સંઘ

વર્ષ પાંચમું ] પો. બો. નં. ૭૩ : અમદાવાદ [ પુસ્તક બીજું

પહેલી આવૃત્તિ : ૪૫૦૦

ઉત્ક્રાન્તિના વિચારો ફેલાવતું બારસો પાનાંનું સાહિત્ય
ચાર પુસ્તકોમાં નીચેના લવાજમે ઘેર બેઠાં મળશે.



| | દેશમાં | આફ્રિદેશમાં | પરદેશમાં |
|---|---|---|---|
| કાચું પૂઠું | ૩-૦-૦ | | ૪-૦-૦ શિ. ૭ |
| પાકું પૂઠું | ૪-૦-૦ | | ૫-૮-૦ શિ. આઠ |

મૂળ કિંમત
**બે રૂપિયા**

| સાદી કિંમત મુંબઈ અને ગુજરાતમાં રૂબરૂ | બૃહદ ગુજરાતમાં રૂબરૂ તથા ટપાલખર્ચ સાથે |
|---|---|
| ૧-૮-૦ | ૧-૧૨-૦ |

**પરદેશમાં ત્રણ શિલિંગ**

**પ્રકાશક**
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પાનકોર નાકા : અમદાવાદ

**મુદ્રક**
મણિલાલ છગનલાલ શાહ
શ્રી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ

# પ્રસ્તાવના

બે વર્ષ પહેલાં પ્રગટ કરવા ધારેલી આ નવલકથા છેક આજે પ્રગટ થઈ શકે છે તેની પાછળ કારણો તો ઘણાં છે, પરંતુ મુખ્ય કારણ એ છે કે કેવળ ફરજને ખાતર વચ્ચે ‘મંગલમૂર્તિ’ લખ્યું તથા એવી નિરાશા આવી ગઈ કે મહિનાઓ સુધી પ્રયત્ન છતાં કલમ ઉપાડી શક્યો નહિ. ઘણી વાર એમ પણ થઈ ગયેલું કે લેખનકાર્યને સમેટી જ લઉં, પરંતુ કંઈક શરૂ કરેલી વાર્તા પૂરી કરવાના જોશે, કંઈક મારી અંદરના નબળા ને નાનકડા લેખકની ઇચ્છાને વશ થઈ અને કંઈક મિત્રોના આગ્રહને લઈ આ નવલકથા ફરી પાછી હાથમાં લીધી અને એ પૂરી જ કરવાનો નિશ્ચય કર્યો.

છેલ્લી ઘડી સુધી આ નવલમાં મેં સુધારાવધારા કર્યા છે ને પરિણામ એ આવ્યું છે કે ચારસો સાડાચારસો પાનાંમાં પૂરી કરવા ધારેલી નવલકથા લગભગ છસો પાનાં ઉપર પહોંચી ગઈ છે. ‘પ્રાયશ્ચિત’ના બે ભાગ થયા ત્યારથી મારા વાચકોને બીજા ભાગ ઉપર વિશ્વાસ નથી રહ્યો. પરંતુ જે નાજુક પ્રશ્નને સ્પર્શવા માટે મેં આ નવલ લખી છે તે પ્રશ્નનું યથાર્થ રૂપ તો બીજા ભાગમાં જ પ્રગટ થઈ શકે એમ છે. જો આ નવલને મેં ટૂંકી કરી હોત તો એ પ્રશ્નને [illegible] રૂપ હું આપી શકત નહિ.

આ પુસ્તક પ્રગટ કરતી વખતે પેલી નિરાશા તદ્દન નાશ પામી નથી એટલે જાહેર જનતા પાસે રજૂ થતાં મનમાં ભય તો રહે જ છે. પણ વળી એમ થાય છે કે નિરાશા દૂર કરવાનો પણ ઇલાજ આ જ માર્ગ છે એટલે હિંમત કરીને આ પ્રગટ થવા દઉં છું. અંતમાં વાચકોને એટલી ખાતરી આપું છું કે બીજો ભાગ બે અઢી મહિનામાં તો પ્રગટ પણ થઈ જશે.

પૂઠા ઉપરનું ચિત્ર ‘જાગતા રે’જો’ના ઉત્તરાર્ધના અંત ભાગમાં એક મધ્યવર્તી પ્રસંગ આવે છે તેનું સૂચન કરે છે.

**અમદાવાદ ૨૧ : ૧ : ’૩૯** **સોપાન**

# અંજલિ ગ્રંથમાળા

**ત્રીજુ પુસ્તક**

જાગતા રે'જે

( ઉત્તરાર્ધ )

ઓકટોબરમાં
પ્રગટ થશે.

**ચોથું પુસ્તક**

જગતનો તાત

શ. ના. શાહ

ફેબ્રુઆરીમાં
પ્રગટ થશે.

બેન શાન્તાને

કેવટ હૈ મતવાર, નાવ મઁઝધારહિ આની.
આઁધી ઊઠી પ્રચંડ, તેહું પર બરસાત પાની!

# અ • નુ • ક્ર • મ



જાગતા રે'જો [ પૂર્વાર્ધ ]

# ૧

# આઘાત અને પ્રત્યાઘાત

**મ**નુભાઈએ બીજી વાર કાગળ વાંચ્યા પછી ચંદ્રમોહનની મુખમુદ્રાની કલ્પના કરી જોઈ. એને એમ લાગ્યું કે ચંદ્રમોહનના મોં ઉપર પ્રભાતનાં સાત્ત્વિક કિરણો જેવું તેજ છવાયેલું રહેતું તેને સ્થાને મધ્યાહ્નનો તાપ દેખાતો હતો. ચંદ્રમોહનનો ચહેરો પ્રભાવ-શાળી થતો જતો હતો એમાં શંકા નહોતી પરંતુ એ પ્રભાવમાં એક પ્રકારની શીતળતા હતી તે દૂર થતી જતી હોય એવું મનુભાઈને લાગ્યું. આમ લાગવાનું કારણ, ખરેખર એમ થઈ રહ્યું હતું કે ગોપાળભાઈના કાગળની અસર હતી, તે મનુભાઈ પોતે પણ નક્કી ન કરી શક્યા. એમણે પોતાના મનને પૂછ્યું કે, 'ચંદ્રમોહનમાં એ ફેરફાર થયો હોય તો ઠેક આજે જ તને કેમ દેખાયો?' મનમાંથી એક નબળો જવાબ આવ્યો કે 'મારી પાસે એવું જોવાની દૃષ્ટિ જ નહોતી' પરંતુ એ જવાબથી મનુભાઈને સંતોષ ન થયો અને એમને પોતાની ક્ષુદ્રતા વિષે સહેજ લાગી આવ્યું.

પરંતુ તે દિવસે બપોરે જ એક એવો પ્રસંગ બન્યો કે ગોપાળભાઈએ પોતાના કાગળમાં વ્યક્ત કરેલો ભય એના આખા

દેહમાં વ્યાપી ગયો. તે દિવસે સવારે ચંદ્રમોહન બહાર ગયા પછી સીધો બાજુના ગામડામાં ચાલ્યો ગયો હતો અને બે દિવસ પછી પાછો આવવાનો હતો. એની બધી ટપાલ તો એમના નિવાસ-સ્થાનના સરનામે જ આવતી હતી. આજ બપોરનું એક અકબંધ કવર જોઈ મનુભાઈની આંખ ફાટી રહી. એ કવર અમદાવાદથી આવેલું હતું અને સરનામાના અક્ષરો કોઈ બહેનના દેખાતા હતા. મનુભાઈના મનમાં પહેલો જ પ્રશ્ન એ થયો કે, 'ચંદ્રમોહનને કાગળ લખનાર બહેન કોણ હોય? ચંદ્રમોહને એ મૈત્રી મારાથી છાની રાખી છે?' મનુભાઈનું ચિત્ત એટલું અશાંત બની ગયું કે તેઓ બીજું કશું વિચારી જ ન શક્યા. ગોપાળભાઈના પત્રથી તૈયાર થયેલી ભૂમિ ઉપર વહેમનાં જાળાં—ઝાંખરાં એક સામટાં ફૂટી નીકળ્યાં.

ચંદ્રમોહન તો ત્યાં હતો જ નહિ. એ તો નિશ્ચિંત મને બાજુનાં ગામડાંઓમાં ફરતો હતો. એને ખબર પણ નહોતી કે એનો એક પરમ મિત્ર આજે પોતાના દિલમાં વહેમના ઝેરને પ્રગટાવીને એની વિશુદ્ધ મૈત્રીને દૂષિત કરી રહ્યો છે. મનુભાઈ એ અકબંધ કવર હાથમાં રાખીને લગભગ પા કલાક સુધી એમ ને એમ બેસી રહ્યા. એમના મનની લાગણીઓ એટલી તીવ્ર બની ગઈ કે એક પળ તો એ જ ક્ષણે ત્યાંથી ચાલ્યા જવાની એમને ઇચ્છા થઈ આવી. સદ્‌ભાગ્યે એ વખતે એ મકાનમાં તેઓ એકલા જ હતા, નહિ તો એમના મોં ઉપર વ્યાપેલો રોષ, દુઃખ અને આશ્ચર્યમિશ્રિત ભાવો જોઈ કોઈ ડરી જ જાત.

મનુભાઈએ ગોપાળભાઈનો કાગળ તો સાચવીને મૂકી દીધો હતો અને એ કાગળ હાલ તુરત ચંદ્રમોહનને ન વંચાવવાનો નિર્ણય પણ કરી લીધો હતો, પરંતુ આ કાગળે એમના મનમાં મોટું

તોફાન જગાવ્યું. ઘણીવાર એમને એમ થઈ ગયું કે આ કવરને એમ ને એમ સળગાવી મૂકું. એ સમજતા હતા કે કાગળને સળગાવી મૂકવાથી કંઈ અર્થ સરશે નહિ, પરંતુ મનમાં વ્યાપેલી રોષની લાગણીને એથી સંતોષ થાય એમ હતું. વળી એમ પણ થતું હતું કે મનમાં કંઈ પણ નિર્ણય બાંધતાં પહેલાં કાગળ ફોડીને વાંચી લઉં, પણ એમ કરવામાં એમનો સત્યશીલ આત્મા દુભાતો હતો. 'એવી ચોરી મારાથી ન જ થાય' એમ એમનું અંતર બોલી ઊઠ્યું. ત્રીજો રસ્તો ચંદ્રમોહનની હાજરીમાં જ એ કાગળ ફોડીને વાંચવાનો સૂઝ્યો પરંતુ એમ કરવામાં અવિનય અને ઉદ્ધતાઈ છે એમ જણાતાં એ વિચાર પણ પડતો મૂક્યો. લગભગ સાંજ સુધી એના એ વિચારોમાં ચકાવા લેતાં લેતાં એમણે કાગળ સાચવી રાખ્યો.

તે દિવસની રાત પણ એમની ખરાબ ગઈ. બે ત્રણ વખત ગોપાળભાઈને આ વિષે જણાવવાની ઇચ્છા થઈ આવી, પરંતુ બીજી સવારે મનનો ઉશ્કેરાટ કંઇક શાંત પડ્યા પછી એમને લાગવા માંડ્યું કે 'ચંદ્રમોહન પાસેથી સત્ય હકીકત જાણ્યા પહેલાં કંઈ પણ કરવું એમાં અન્યાય થવાનું જોખમ છે.' આમ વિચારી મનુભાઈએ બે દિવસ સુધી પ્રયત્નપૂર્વક શાંતિ જાળવી રાખી.

ત્રીજે દિવસે સાંજે ચંદ્રમોહન ગામડાંમાંથી આવ્યો ત્યારે ખૂબ થાકેલો લાગતો હતો. મનુભાઈએ માનેલું કે એ આવતાંની સાથે જ ટપાલની વાત પૂછશે, પરંતુ એમ કરવાને બદલે ચંદ્રમોહને તો બાજુના એક ગામમાં એક હરિજનને પાટીદાર લોકોએ કરુણ રીતે મારી નાખ્યો હતો એની વાત વિસ્તારથી કહી. ગરીબો અને દલિતો ઉપરના કોઈ પણ પ્રકારના જુલ્મની વાત સાંભળતી વખતે મનુભાઈનું હૃદય દ્રવી જતું, પરંતુ આજે એમના હૃદયમાં બીજી કોઈ પણ લાગ-

ણીને અવકાશ જ ન હોય એમ એમણે, ધર્માંધ લોકોએ એક નિર્દોષ માનવીને જાનથી મારી નાખ્યો, એવી કરુણ કથા પણ શાંતિથી સાંભળી લીધી. લગભગ અર્ધો કલાક સુધી આ વાત ચાલી અને એ પછી આ પ્રકરણ વિષે હવે શું કરવું જોઈએ એ વિષેની વાત ચંદ્રમોહને કરવા માંડી. મનુભાઈનું આ વાત તરફ લક્ષ નહોતું એમ એક બે વખત ચંદ્રમોહનને લાગ્યું તો ખરું, પરંતુ એ તો પોતાનો ભ્રમ છે એમ માનીને લગભગ દોઢ કલાક સુધી એણે આ વાત કર્યા જ કરી. સામેથી ઓછા જવાબો મળ્યા એટલે આખરે એ વાત પૂરી થઈ અને ચંદ્રમોહને કંઈ ખાવાનું છે કે કેમ તે પૂછ્યું. મનુભાઈના ગજવામાં પેલું કવર જાણે પોકારો કરી રહ્યું હોય એમ એ સિવાયનું કશું એમના મગજ ઉપર અસર કરતું નહોતું. ચંદ્રમોહને ખાવાનું પૂછ્યું અને ટપાલનું હજી સુધી પણ ન પૂછ્યું તે એમણે સાંભળ્યું છતાં પેલું કવર વધુ વાર સાચવી રાખવાની એમનામાં ધીરજ ન રહી. એમણે બીજી બધી ટપાલની સાથે એ કવર પણ ચંદ્રમોહન સામે ધર્યું.

'પછી વાંચશું' કહેતાં ચંદ્રમોહને ટપાલ લઈને ત્યાં જ મૂકી દઈ રસોડા તરફ ચાલવા માંડ્યું. મનુભાઈને એનું આ વલણ એક ક્ષણ સ્વાભાવિક લાગ્યું અને બીજી જ ક્ષણે અર્થવાહી લાગ્યું. તેઓ કશો નિર્ણય કરી શક્યા નહિ. ટપાલના કાગળો ઉપર નજર ફેંકતા એ પણ ચંદ્રમોહનની પાછળ રસોડામાં ગયા.

જમતાં જમતાં પણ ચંદ્રમોહને ગામડાંની જ વાતો કર્યા કરી. વચ્ચે એક વખત એણે પૂછી લીધું કે 'આજ તમે ગંભીર કેમ છો?' ત્યારે મનુભાઈએ હસીને 'કંઈ નથી' એમ જવાબ આપ્યો એટલે એણે પોતાની વાતો ચાલુ રાખી. વાત અને ભોજન

પૂરાં થયા પછી ચંદ્રમોહન ઓરડામાં આવીને ટપાલ વાંચવા બેઠા. અને મનુભાઈ એની સામે બેઠા બેઠા એના મોં ઉપર તાકી રહ્યા.

ચંદ્રમોહને એક પછી એક કવર ફોડવા માંડયાં અને વાંચી વાંચીને એ ઉપર કંઈ બોલતાં બોલતાં મનુભાઈને આપવા માંડયાં. લગભગ છઠ્ઠું કવર પેલું અમદાવાદનું આવ્યું. એ અક્ષરો ન ઓળખાતા હોય એમ ચંદ્રમોહનના મોં ઉપર સહેજ આશ્ચર્યના ભાવો આવ્યા અને એણે કવરને ચારે બાજુ ફેરવી લઈને પછી ફોડયું. મનુભાઈ આ ક્ષણે અનિમિષ નેત્રે ચંદ્રમોહનની મુખરેખાઓ જોઈ રહ્યા હતા. કાગળ બહુ ટૂંકો જ લાગતો હતો. એ વાંચતાં વાંચતાં ચંદ્રમોહનના મોં ઉપર આનંદ છવાતો હતો તે મનુભાઈએ જોયું, પરંતુ એમના આશ્ચર્યની વચ્ચે એ કાગળ પણ ચંદ્રમોહને વાંચીને 'સુભદ્રા બેન આવે છે' એમ કહેતાં જ મનુભાઈના હાથમાં મૂકી દીધો અને બીજું કવર ફોડવા માંડયું.

મનુભાઈએ સહેજ ધ્રૂજતા હાથે એ કાગળ ઉપાડયો અને વાંચવા માંડયો. એ કાગળ વાંચતાં એ જાણી શકયા કે ચંદ્રમોહન અને સુભદ્રા વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી અને આ પ્રથમ પહેલો જ કાગળ છે. ઉપરાંત એ કાગળમાં ચંદ્રમોહનની સેવાની સ્તુતિ હતી અને એવી સેવા કરવા આવવા માટે ત્યાં આવવાની માગણી હતી. મનુભાઈ આ પવિત્ર ને પ્રેરણામય કાગળ વાંચી સ્તબ્ધ બની ગયા. એમના અંતરમાં પશ્ચાત્તાપનો પાર ન રહ્યો. એમણે કાગળ હાથમાં પકડી અત્યંત કરુણ ભાવે ચંદ્રમોહન સામે જોયું. ચંદ્રમોહન તો ત્યારે એક ખેડૂતનો કાગળ વાંચતો વાંચતો હસી રહ્યો હતો. મનુભાઈનું ઊતરેલું મોં જોતાં એનું હાસ્ય વિલાઈ ગયું અને ગંભીર સ્વરે એણે પૂછયું.

'કેમ આમ થઈ ગયા ?'

'મારે તમારી માફી માગવી છે.' લજ્જાભર્યા સ્વરે મનુભાઈએ જવાબ આપ્યો.

'પણ શા માટે ? શું થયું છે ?' ચંદ્રમોહને સાશ્ચર્ય પૂછ્યું.

'મિત્રને ન છાજે એવું મારાથી બની ગયું છે.'

'શું ?'

'તમે એ જાણશો તો તમને આઘાત થશે અને હું તમારી મૈત્રી માટે તદન નાલાયક લાગીશ.'

'પણ છે શું ?' ચંદ્રમોહને આતુરતાથી પૂછ્યું.

મનુભાઈ જવાબ ન આપી શક્યા પણ એમની આંખો નીચે ઢળી ગઈ અને પેલો કાગળ હાથમાં ધ્રૂજવા લાગ્યો. ચંદ્રમોહન એમના સામે જ જોઈ રહ્યો હતો. એ ધ્રૂજતા કાગળ ઉપર નજર પડતાં જ એ કાગળ એણે ખેંચી લીધો અને તુરત જ એ બધું રહસ્ય પામી ગયો. એના મુખ ઉપરની તમામ રેખાઓ એક ક્ષણમાં બદલાઈ ગઈ. અત્યંત દુઃખ અને હતાશાપૂર્વક મનુભાઈ ઉપર એક દૃષ્ટિ નાખી એ ત્યાંથી ઊઠીને બહાર ચાલ્યો ગયો. મનુભાઈએ ધીમેથી આંખ ઊંચી કરી ચંદ્રમોહનને બહાર જતાં જોયો અને તુરત જ એ આંખો શરમથી નીચે ઢળી પડી

●

# જુદા પ્રવાહો

'**આ**ખી રાત હું બાજુના ખેતરમાં બેસી રહ્યો પણ તમારા મનમાં શંકા ઊઠવાનું કારણ હું સમજી શક્યો નહિ.'

બીજે દિવસે સવારના આઠેક વાગે ગામની બહારના એક વડલા નીચે બેઠા બેઠા બંને મિત્રો વાતો કરતા હતા. બંનેની આંખો રાતના ઉજાગરાથી અને આંસુથી ઊપસેલી હતી. બંનેનાં મોં ઉપર વ્યથાના ભાવો ઊભરાતા હતા.

'મારા મનની ક્ષુદ્રતા, એ જ કારણ.' ચંદ્રમોહનના પ્રશ્નનો મનુભાઈએ જવાબ આપ્યો.

'એમ ન હોય મનુભાઈ, તમે સાચું કહો. મન ઉપર લેશ પણ ભાર રાખ્યા વિના કહો કે આ શંકા કઈ ભૂમિકા ઉપર ઊભી રહી શકી?'

મનુભાઈના દિલમાં ગોપાળભાઈનો કાગળ રજૂ કરવાની ઈચ્છા થઈ આવી, પરંતુ એ કાગળથી પોતાનો ગુનો નિર્દોષ ગોપાળભાઈ ઉપર ઢોળાશે એવી બીતિથી એ કાગળની વાત ન કરતાં એમણે મૌન જ રાખ્યું.

'કેમ અચકાઓ છો? મને સહેજ પણ માઠું નહિ લાગે. મારામાં દોષનું બીજારોપણ પણ ન થયું હોય તો તમે આવું કલ્પી જ કેમ શકો? તમે મારા મિત્ર છો. મારી ઘણી પ્રશંસા તમને આભારી છે. બહારની દુનિયા આપણા આ કાર્યનો આત્મા મને સમજે છે, પરંતુ હું જાણું છું કે એનો આત્મા કોણ છે. મનુભાઈ, મારી આજુબાજુનું તેજોમંડળ શાને લઈને છે તે સમજવાની શક્તિ મેં હજી નથી ગુમાવી. મને પ્રકાશ, પ્રેરણા અને પ્રાણ આપવા તત્પર રહેનારો મારો મિત્ર શા કારણે મારા પ્રત્યે શંકા-શીલ થયો તે મારે જાણવું જ જોઈએ.'

મનુભાઈ એમ છતાં પણ કશું ન બોલ્યા—ન બોલી શક્યા. ચંદ્રમોહન થોડીવાર એમના ગ્લાનિભર્યા મુખ સામે દુઃખપૂર્વક જોઈ રહ્યો ને પછી બોલ્યો.

'હું તમને દુઃખ પમાડવા નથી ઇચ્છતો પરંતુ આનું કારણ શોધવા ઇચ્છું છું. આખી રાત મેં મારા મગજની નસોને તાણ આપી છે, પરંતુ હું કંઈ જ સમજી શક્યો નથી.'

'કંઈ છે જ નહિ.' મનુભાઈ ધીમેથી બોલ્યા.

'એમ હું ન માનું. તમે ભલે કહો, પરંતુ મારા પ્રત્યે નિષ્કારણ શંકા લાવવા જેવું ક્ષુદ્ર હૃદય તમે ધરાવતા નથી એ હું જાણું છું.'

'પણ કશું જ કારણ નથી.' મનુભાઈએ મોં ભીંસું કરી કહ્યું.

'સાચું કહો છો ?'

'હા.'

ચંદ્રમોહને વાત આગળ ન લંબાવી પરંતુ એના મોં ઉપરથી જ લાગ્યું કે એના મનને સમાધાન નથી થયું. બંને મિત્રો પાએક કલાક સુધી મૂંગા બેસી રહ્યા અને પછી ત્યાંથી ઊઠીને પોતપોતાને કામે ચાલ્યા ગયા.

ચંદ્રમોહન ગામડાંમાં ચાલ્યો ગયો અને મનુભાઈ ત્યાંની શાળાએ ગયા. બંનેનાં મુખ સરખાં જ ગંભીર અને સરખાં જ દુઃખી જણાતાં હતાં, પરંતુ ત્યાંથી છૂટા પડ્યા પછી બંનેનાં અંતર જુદી જુદી દિશામાં કામ કરવા લાગ્યાં. મનુભાઈના દિલમાં પશ્ચાત્તાપ-ની ભાવના ઊભરાઈ આવી હતી. કોઈ દિવસ નહિ અને આ વખતે જ મને આવું કેમ સૂઝી આવ્યું ? દુશ્મન પ્રત્યે પણ શંકાશીલ ન બનનારું મારું હૃદય મિત્ર પ્રત્યે કેમ મેલું બન્યું ?' ગોપાળભાઈનો કાગળ એક કારણરૂપ જણાયો પણ એટલું જ કારણ આવી શંકાને ન જન્માવી શકે. મનમાં ઊંડા ઊતરતાં ચંદ્રમોહનના વર્તનને ઝીણી આંખે જોવાની–વિચારવાની ટેવ પડી ગઈ હતી એ કારણ પણ મળી આવ્યું. પરંતુ એથી યે મનને શાંતિ ન વળી. મનુભાઈએ થોડીક વારમાં જ શાળાએથી વિદાય લીધી અને ઘેર આવીને આ વૃત્તિનું મૂળ શોધવાનો જાણે નિશ્ચય કર્યો હોય એમ એક ઓરડામાં બારણાં બંધ કરી આંટા મારતા મારતા વિચારવા લાગ્યા.

આ બાજુ ચંદ્રમોહન ઝડપભેર ગામડાં તરફ જઈ રહ્યો હતો. દરરોજ એ જ્યારે ચાલતો હોય ત્યારે કાં તો પોતાના કામની ગણતરી કરતો હોય અને કાં તો આજુબાજુ પથરાયેલા

પ્રદેશનું અવલોકન કરતો હોય. આજે એમાંનું કશું થઈ શકે એમ નહોતું. એનું મન મનુભાઈના વિચારોથી ભરાઈ ગયું હતું. એ મનમાં બીજો એક પણ વિચાર અત્યારે પ્રવેશી શકતો નહોતો. ફરી ફરીને એને એમ થયા કરતું હતું કે 'મનુભાઈ મહત્ત્વના કારણ વિના શંકા લાવે નહિ' પરંતું એ કારણ એ કલ્પી જ શકતો ન હતો. સુભદ્રાબેન, જેના કાગળે આ પરિસ્થિતિ જન્માવી હતી તેની સાથે પોતાને કશો સંબંધ નહોતો. એ સુભદ્રાને આજ સુધીમાં એણે કદી યાદ કર્યાં નહોતાં. એ કોણ છે, કયાં રહે છે, શું કરે છે, શું કરવાનાં છે તેની એને કશી માહિતી નહોતી. 'આવા નિર્દોષ કાગળ પ્રત્યે કેમ શંકા ઉદ્ભવી હશે?' ફરી ફરી એ પ્રશ્ન ચિત્તને ઘેરી લેતો હતો.

'કોઈ બીજાએ મનુભાઈના હૃદયમાં શંકાનું બીજ રોપ્યું હશે? સ્ત્રીઓની સભાઓમાં હું જાઉં છું અને એક 'કુમારીમંડળ'ની સ્થાપનામાં મેં હિસ્સો આપ્યો એથી એમને શંકા ગઈ હશે?...એમ પણ બને. મારી બધી જ પ્રવૃત્તિ પ્રગટ છે અને મનુભાઈની આંખ તળે જ થાય છે.' ચંદ્રમોહન કલ્પનાનાં કારણો ઊભાં કરી કરી સમાધાન શોધવા લાગ્યો. પરંતુ એને સમાધાન મળ્યું નહિ. 'ત્યારે કારણ શું?' વગડાના શૂન્ય રસ્તા ઉપર એ ગણગણ્યો. એના મનમાં વળી એક નવો પ્રવાહ શરૂ થયો. 'જે મિત્ર આવી શંકા લાવી શકે તેની સાથે જીવન જીવી શકાય? તેની સાથે લોકસેવાની પવિત્ર પ્રવૃત્તિ કરી શકાય?' પણ તુરત જ મન પાછું વાળ્યું. 'તેઓ કેટલા બધા દુઃખી થાય છે? અને પોતાની ભૂલ એમણે છુપાવી પણ કયાં છે?...મનુભાઈ જેવો સાથી મળવો દુર્લભ ગણાય. મારા જેટલી જ શક્તિ હોવા છતાં મને મળતા માન–આદરની એમણે કદી ઈર્ષા પણ કરી છે? એ તો મૂગો સેવક છે

અને ઉદાર માનવી છે.' મનુભાઈ પ્રત્યે માન અને પ્રેમની લાગણી ઝરવા લાગી. 'પણ ત્યારે કારણ શું?' એ ફરી બબડ્યો. એની આજુબાજુ લીલાંછમ ખેતરો સિવાય અને અહીંતહીં વિહરતા પવન સિવાય કોઈ સાંભળનાર નહોતું. ચંદ્રમોહને મનની મૂંઝવણ ઓછી કરવા એ ખેતરો ઉપર નજર ફેરવી પણ હૃદયમાં શાંતિનું એક બિંદુ પણ એ પામી શક્યો નહિ.

'ગોપાળભાઈએ તો કંઈક ન લખ્યું હોય?' મગજમાં એક ઝબકારો થયો અને તુરત જ મન એ તરફ ઢળવા લાગ્યું. 'એમને મારી આ પ્રવૃત્તિ ભયકારક લાગે છે. એમને મન નિવૃત્તિ જ પરમધર્મ છે. અને...અને ગોપાળભાઈ અને મનુભાઈ વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે.' મનમાં સમાધાન થવા લાગ્યું.

મનુભાઈએ લગભગ બે કલાક ઓરડામાં આંટા માર્યા. એ જેમ જેમ વિચારતા ગયા તેમ તેમ એમની શાંતિ હરાતી ગઈ. 'આ એક જ હોય એવો છે......' તેઓ પોતાના અંતરાત્મા સાથે બોલ્યા: 'જે મારી તમામ સેવાને ફોક કરી દઈ શકે.' એમના મનમાં બધા વિચારો અને બધાં મંથનોને અંતે બે લાગણીઓ જ પ્રધાનપણે રમી રહી. એક પશ્ચાત્તાપની અને બીજી ચંદ્રમોહન પ્રત્યેના અત્યંત આદરની. દૂરથી મનુભાઈ પાસે પાછા આવી રહેલા ચંદ્રમોહનને એ લાગણીઓની ખબર નહોતી. એ તો જેમ જેમ ઘર તરફ પગલાં ભરતો જતો હતો તેમ તેમ ગોપાળભાઈ પ્રત્યે હીણો ભાવ અનુભવતો હતો અને મનુભાઈને પણ દોષિત માનતો જતો હતો. એની આંખમાં અને પગલાંમાં ત્યારે રોષનો ભાવ સ્પષ્ટ દેખાઈ આવતો હતો.

●

# વાતનું મૂળ

'હું એક પ્રશ્ન પૂછવા આવ્યો છું.'

ચંદ્રમોહન આવ્યા પછી બંને મિત્રો બેઠા કે તુરત જ વાતનો આરંભ થયો. બંનેનાં મોં ઉપર પૂરી ગંભીરતા હતી.

'પૂછો.' મનુભાઈએ શાંતિથી જવાબ આપ્યો.

'ગોપાળભાઈનો તમારા ઉપર આજકાલમાં એક પત્ર છે?'

મનુભાઈ આ પ્રશ્નથી ચમકી ગયા. ચંદ્રમોહનનું રોષ-ગંભીર મુખ એમને ચમકતા જોઈ વિશેષ રોષભર્યું થવા લાગ્યું.

'હા, કેમ?' મનુભાઈએ સ્વાસ્થ્ય મેળવીને જવાબ આપ્યો.

'મને એ આપી શકશો?' મનુભાઈને વીંધી નાખે એવી સ્થિર દૃષ્ટિ કરીને ચંદ્રમોહન બોલ્યો.

'શા માટે?'

'મને શંકા છે કે મારા પ્રત્યેના વહેમનું બીજ એ પત્રમાં પડ્યું હશે.'

મનુભાઈ ફરીને અસ્વસ્થ બની ગયા. એક ક્ષણમાં જ એ પત્ર આપવો કે નહિ તેનો એમણે નિર્ણય કરી લેવાનો હતો.

'હું ન આપું તો ?' મનુભાઈ દબાતા અવાજે બોલ્યા.

'તો આપણે સાથે ન રહી શકીએ – આજથી જ આપણા માર્ગ જુદા.

'એટલે ?'

'એટલે એ જ કે જ્યાં અવિશ્વાસ હોય ત્યાં પ્રેમ ન ટકી શકે અને પ્રેમ ન હોય ત્યાં સેવા પ્રગટે જ નહિ.'

'પણ આમાં અવિશ્વાસનો પ્રશ્ન જ નથી. એ કાગળ......'

'ગમે તેમ હોય. હું એમ માનું છું. એ કાગળ જ આ પ્રકરણનું મૂળ છે.'

'એમાં ગોપાળભાઈને અન્યાય થાય છે. ખરેખર આ પ્રકરણનું મૂળ હું જ છું–મારું ક્ષુદ્ર હૃદય જ છે.'

'તો કાગળ શા માટે નથી આપતા ?'

'એથી તમારું વહેમાયેલું મન વધુ વહેમાશે.'

'અને નહિ આપો તો એ વહેમ દૂર થઈ જશે ?'

મનુભાઈ આ પ્રશ્નનો જવાબ ન આપી શક્યા. તેઓ એટલું સમજી શક્યા કે ન આપવાથી એ કાગળ, છે તે કરતાં યે વધુ ભયાનક પરિણામ નિપજાવવાનો છે. એમણે થેલીમાંથી કાઢીને કાગળ ચંદ્રમોહનના હાથમાં મૂક્યો અને એ નિરાંતે વાંચી શકે એવા ખ્યાલથી પોતે બહાર ચાલ્યા ગયા.

ચંદ્રમોહને કાગળ વાંચવા માંડ્યો પરંતુ એનું મન ત્યારે તોફાને ચડ્યું હતું. શ્વાસ જોશભેર ચાલતો હતો અને આંખો તીક્ષ્ણ બની હતી. એની બેઠક પણ ત્યારે લડવાની મનોવૃત્તિ જ સૂચવતી હતી. આવી મનોદશામાં કાગળ વાંચતાં પ્રત્યેક લીટીએ એના નગ્ન દેહ ઉપર જાણે અંગારા પડતા હોય એમ એને થવા લાગ્યું. કાગળ પૂરો થયો ત્યાં સુધીમાં તો એને ખાતરી થઈ ગઈ કે જાણ્યે અજાણ્યે ગોપાળભાઈ એના જીવનને ઝેર કરી રહ્યા છે. કાગળ બંધ કરીને એ તુરત જ બહાર આવ્યો અને મનુભાઈ બહાર ઊભા હતા તેમના હાથમાં કાગળ મૂકતાં બોલ્યો કે 'એમને લખજો કે તમે શાંતિથી ઈશ્વરની આરાધના કરો. આવી જંજાળમાં પડશો તો તમારો આત્મા ખોઈ બેસશો.'

મનુભાઈએ દુઃખપૂર્વક એ શબ્દો સાંભળી લીધા. ચંદ્રમોહન ભાન ગુમાવે અને જેવું દર્દ થાય તેવું દર્દ મનુભાઈને થવા લાગ્યું, પણ એ દર્દ દબાવી રાખ્યા વિના છૂટકો નહોતો. ચંદ્રમોહન એ કાગળ એમના હાથમાં મૂકીને ઘરમાં આવી સૂઈ ગયો. થોડીવારે મનુભાઈ પણ એની બાજુમાં પથારી કરી સૂતા.

એકાદ કલાક વીતી ગયો, પરંતુ બેમાંથી કોઈ ઊંઘ્યું નહોતું. ચંદ્રમોહને પથારીમાંથી માથું ઊંચું કરીને મનુભાઈ ઊંઘે છે કેમ એ જોયું અને પછી ધીમેથી એ બોલ્યો.

'સુભદ્રાબેનને બોલાવશું?'

મનુભાઈ પ્રથમ તો આવા પ્રશ્નથી આશ્ચર્ય પામ્યા, પરંતુ એમણે પરિણામ વિચારી લઈને સ્વસ્થ અવાજે જવાબ આપ્યો:

'જરૂર બોલાવીએ.'

'ગોપાળભાઈને એથી આઘાત નહિ પહોંચે?' ફરીને ચંદ્રમોહન બોલ્યો.

'મનુભાઈને આ પ્રશ્ન તીર જેવો ભોંકાયો, પરંતુ એમણે ગમ ખાઈ લીધી અને કશો જવાબ ન વાળ્યો. ચંદ્રમોહન પણ માત્ર રોષ ઠાલવવા ઇચ્છતો હોય એમ એટલું બોલીને ચૂપ થઈ ગયો. એના મનમાં ગોપાળભાઈ પ્રત્યે અત્યારે શા ભાવો હતા તે સમજવાનું અઘરું નહોતું. એક વખત જેને ચંદ્રમોહન પોતાની બુદ્ધિ અને હૃદયના સ્વામી સમજતો હતો અને જેના વચન ઉપર માથું ફૂલ કરી દેવાના મનોભાવ સેવતો હતો એ ગોપાળભાઈ સામાન્ય માનવી તો ઘણા દિવસથી લાગતા હતા અને તેથી એમના પ્રત્યેની ભક્તિ ને માન પણ નાશ પામ્યાં હતાં પરંતુ આ પ્રસંગે એ સ્થિતિ પણ ચંદ્રમોહન વટાવી ગયો અને ગોપાળભાઈ સામાન્ય નહિ પણ પામર હૃદયના માણસ લાગવા માંડ્યા. એમના પ્રત્યેની મનોદશામાં પણ એક પ્રકારના અણગમાનો ભાવ પેદા થઈ ગયો. એના જીવનમાં પ્રકાશનું પહેલ-વહેલું કિરણ ફેંકનાર ગોપાળભાઈ હતા એ વાત આજે એને યાદ પણ નહોતી રહી. આજે તો એના હૃદયમાં એવી પ્રતીતિ થઈ રહી હતી કે ગોપાળભાઈ પોતે જે નથી કરતા—નથી કરવા ઇચ્છતા તે હું પણ ન કરું—ન કરી શકું એવા જ પ્રયત્નો કરી રહ્યા છે.' ચંદ્રમોહનને સૌથી વધુ રોષ તો એ કાગળ એમણે મનુભાઈને લખ્યો તેથી ઊપજ્યો હતો. જાણે ગોપાળભાઈ ઇરાદા-પૂર્વક એના મિત્રના દિલમાં વિષ સીંચી એની એક પાંખ કાપી લેવા ઇચ્છતા હોય એવી અસ્પષ્ટ માન્યતા એના દિલમાં સ્થાન લેતી હતી. ચંદ્રમોહનમાં આજે એ ભાન રહ્યું જ નહોતું કે પોતે

એક અહિંસક સૈન્યનો સૈનિક હોવા છતાં પોતાના એક વખતના પૂજ્ય પુરુષ પ્રત્યે રોષ અને અણગમાનો ભાવ મનમાં સંઘરી રહ્યો છે! સેવામાં મસ્ત બનીને એણે શાંતિથી વિચારવાનું છોડી દીધું હોય એની આજે જાણે પ્રતીતિ મળતી હતી.

પણ જે ગોપાળભાઈએ એના મનને આટલું બધું ખળભળાવી મૂક્યું તે ગોપાળભાઈ હતા કોણ? એ ગોપાળભાઈ અને ચંદ્રમોહનના પૂર્વસંબંધોમાં એવું કયું બીજ રોપાઈ ગયું હતું કે જેને પરિણામે ચંદ્રમોહનના હૃદયમાં ધીમે ધીમે પરિવર્તન થયા જ કરતું હતું? એના પરમ મિત્ર અને સાથી મનુભાઈને ભક્તિ પ્રેરનાર ગોપાળભાઈ ચંદ્રમોહનને કેમ રોષ પ્રેરતા હતા?

આપણે એ ગોપાળભાઈને અને ચંદ્રમોહનને જરા નિરાંતે જોઈ લઈએ.



১

# ગોપાળભાઈ

છેલ્લાં આઠ વર્ષ થયાં એક પણ દિવસ ચૂક્યા વિના જેમની ઓસરીમાંથી સવારના ચાર વાગ્યે 'પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વમ્'નો શાંત અને ગંભીર નાદ ઊઠતો હતો એ ગોપાળભાઈ ચાળીસ વર્ષની ઉમર સુધી તો શહેરમાંજ રહ્યા હતા. ઘણાં વર્ષો થયાં એમનામાં ધાર્મિક વૃત્તિ પ્રધાન હતી. કોલેજનો અભ્યાસ છોડ્યા પછી એમનો લેખન-વાચનનો સ્વાધ્યાય ચાલુ રહ્યો હતો, એટલે એમનામાં અનુભવજ્ઞાનની સાથે કલ્પનાશક્તિ, બુદ્ધિ-શક્તિ અને હકીકતોનો ભંડાર હતો અને દરરોજ વધતો જતો હતો. જગતના ધર્મોનો અને ઇતિહાસનો એમને સારો અભ્યાસ હતો. પોતાની જાત ઉપર પ્રયોગો કરવામાં એમણે કચાશ નહોતી રાખી. એટલે એમનાં વાંચન અને વિચારો અનુભવની કસોટીએ ચડેલાં હતાં. ગોપાળભાઈની જુવાનીમાં એમ લાગતું હતું કે તેઓ ક્રાંતિકારી જુવાન થશે અને અનેક જૂનાં બંધનોને છેદી નાખશે. એમણે ઘણાં બંધનોને છેદ્યાં તો ખરાં, પણ એમના વિષે જે દાવાનળની શક્તિની આશા હતી તે ન ફળી. તેઓ વધુ ને વધુ શાંત, નમ્ર, સેવાપરાયણ અને પ્રભુપરાયણ થતા ગયા.

એમનું નાનપણ તેજસ્વી હતું. સામાન્ય માબાપને ત્યાં એ જન્મ્યા હતા પણ અભ્યાસમાં કે શેરીઓની રમતમાં બીજાં બાળકો કરતાં એ જુદા તરી આવતા. પહેલેથીજ એ સત્યનિષ્ઠ હતા, પણ કિશોરવયે એમનામાં નિર્ભયતા પણ સારી પેઠે આવી ગઈ હતી. શરીર તંદુરસ્ત અને કસરતી હતું. દેખાવ જુવાનીને અને માનવતાને શોભાવે એવો હતો. એમની વીસ વર્ષની ઉમર હતી ત્યારે દેશમાં બંગભંગની હિલચાલ ચાલતી હતી. ગુજરાત સુધી એ હિલચાલની અસર પહોંચી હતી. પણ આગળ પડતા માણસો સિવાય એ વિષે કોઈ જાણતું કે સમજતું નહોતું. ગોપાળભાઈ એ આગળ પડતા માણસોમાં હતા. એ દિવસોથીજ એમનામાં રાષ્ટ્રભાવ દાખલ થયો હતો અને ત્યાર પછી એ વધતો જ ગયો હતો. મહાયુદ્ધ વખતે તેઓ એક હાઈસ્કૂલમાં શિક્ષક હતા. પણ એમના મનમાં ત્યારે આ પ્રસંગનો લાભ લઈ હિંદને આઝાદ બનાવવાનાં સ્વપ્નો ઊઠયાં હતાં. બંગાળના ક્રાંતિકારો પ્રત્યે એમને સહાનુભૂતિ અને આકર્ષણ હતાં. અને કયારેક એમાં ભળી જવાની ઇચ્છાઓ પણ તેઓ સેવતા હતા. એ દિવસોમાં એમને લોકમાન્યની નીતિ પ્રત્યે વધુ ખેંચાણ હતું. ગાંધીજીના આફ્રિકાના વિજયથી તેઓ અંજાયા હતા, પણ અહિંસાની શક્તિ ઉપર એમને વિશ્વાસ નહોતો બેઠો. એમાં જ્યારે ગાંધીજીએ મહાયુદ્ધ વખતે બ્રિટિશ સરકારને મદદ આપવાનું સ્વીકાર્યું ત્યારે એમના રોષનો પાર ન રહ્યો. એમને થયું કે આવા માણસોજ દેશની લડતને મારી નાખે છે.

પણ મહાયુદ્ધ પૂરું થયું અને હિંદુસ્તાનને એના હજારો સિપાહીઓનાં લોહી અને કરોડોની દોલતની કુરબાનીના બદલામાં જ્યારે રોલેટ એકટની ભેટ મળી અને એ ભેટે શાંત લાગતા ગાંધીજીને શિવજીના રૂદ્ર રૂપમાં બતાવ્યા ત્યારે ગોપાળભાઈ ગાંધીજીના

નામ ઉપર ગાંડા બન્યા. એમને થયું કે આ પુરુષ કંઈક અદ્‌ભુત શક્તિઓ ધરાવે છે. અને પછી તો જલિયાંવાલાની કતલ થઈ અને ગાંધીજીએ અસહકારનો ઝંડો ફરકાવ્યો. ગોપાળભાઈ શાળાની નોકરી છોડી એમાં ઝૂકી પડ્યા. એમનામાં સંગ્રહાયેલી ક્રાન્તિકારી ભાવનાને પૂરો માર્ગ મળ્યો. એમણે ગામે ગામ ઘૂમવા માંડયું અને બ્રિટિશ સલ્તનતની ભયંકરતા લોકોને સમજાવવા માંડી. આ દિવસોમાં એમના મનમાં હિંસા–અહિંસાના પ્રશ્નો પણ તોફાનની પેઠે ઊઠતા, પણ અંદરની શક્તિને પૂરો માર્ગ મળતો અને પ્રજા તરફથી યોગ્ય પ્રમાણમાં એનો જવાબ પણ મળતો હતો એટલે હિંસાની ભાવના બહુ જોર નહોતી કરી શકતી. પણ એ અહિંસક તો નહોતા જ બન્યા. ગાંધીજીની પેઠે એમને કોઈ દિવસ એમ નહોતું થતું કે જનરલ ડાયરને સાપ કરડ્યો હોય તો એનું ઝેર હું ચૂસી લઉં.

૧૯૨૦–૨૧ની લડત વખતે ગોપાળભાઈ ૩૦–૩૨ વર્ષની વયના હતા. પરિણીત હતા. પોતાનાં પત્ની અને વૃદ્ધ માતપિતાના ભરણપોષણનો અને આશ્રયનો બોજો એમને માથે હતો છતાં એમણે લડતમાં ઝુકાવી દીધું. એમની ભાવનાઓ અત્યંત ઉગ્ર હતી, 'એક વર્ષમાં સ્વરાજ'ની ઘોષણામાં એમને અજબ વિશ્વાસ બેસી ગયો હતો. એમનાં ભાષણોમાં ગેરિબાલ્ડી, મેઝેની અને લેનીનની વાતો આવતી હતી. કોઈક વખત રાણા પ્રતાપ અને શિવાજીનાં શૌર્યને પણ તેઓ યાદ કરતા હતા. એમનો સરદાર ગાંધી હતો, છતાં બુદ્ધ, મહાવીર કે નરસિંહ મહેતો પ્રેરણામૂર્તિ નહોતા લાગ્યા. પણ એમના જીવનમાં અચાનક પલટો આવ્યો. અસહકારયુદ્ધમાં ગુજરાતમાંથી ગણ્યાગાંઠ્યા માણસો પકડાયા તેમાં ગોપાળભાઈ પણ હતા. જેલનો એમને ભય નહોતો, સિતમોને બરદાસ્ત કરવાની એમનામાં શક્તિ

હતી, પણ જેલની એકાંતે એમને ડોલાવી મૂકયા. એમને જે વૉર્ડમાં મૂકવામાં આવ્યા હતા તે નાનકડા વૉર્ડમાં એ એકલા જ હતા. ઉપર આકાશ, ફળિયામાં લીંબડા, સામે ખાવા ધાતી હોય એવી કદરૂપ દીવાલ–આ બધું એમને ભયાનક લાગવા માંડ્યું. આ જેલને શાંતિપૂર્વક સહેવી એવો ગાંધીજીનો આદેશ હતો. ગોપાળભાઈના હૃદયમાં ભારે મંથન જાગ્યું. એમણે તો જેલમાં મારપીટની અને સખ્ત કામની આશા રાખેલી. એમની માનસિક તૈયારી ક્રાન્તિકારની કથાઓ વાંચીને થઈ હતી. અસહ્ય જુલમો સહેવાનું અને પોતાની બહાદુરીનું પારખું કરવાનું મળશે એવી એમને આશા હતી. પણ આ તો ઠંડા મોત જેવી સ્થિતિ આવી પડી. એમનું ધમધમતું લોહી મંદ થવા લાગ્યું. કલ્પના અને ભાવનાના ઓઘ જાણે શમી જતા હોય એમ થવા લાગ્યું. ગોપાળભાઈને થયું કે પોતે અહીં નહિ જીવી શકે.

પણ એમની એ કલ્પના જુઠ્ઠી હતી. એ પરિવર્તન અને એ ભીષણ તૈયારી તો ગોપાળભાઈના નવા જન્મની હતી. આરંભના ત્રણ મહિના એ ખૂબ મૂંઝાયા. ભરી ભરી પૃથ્વીમાં પોતાને એકલો કરી મૂકનાર સત્તા સામે એમણે ઘણાં દાંતિયાં કર્યાં; પણ ધીમે ધીમે એમની આંખોને નિરભ્ર આકાશ ગમવા લાગ્યું, કોઈક વખતે અહીંતહીં ઘૂમતાં વાદળાંઓ મિત્રો જેવાં લાગવા માંડ્યાં, શાંત અને સમાધિસ્થ લાગતા લીમડાઓ ચેતનમય જણાવા લાગ્યા. પછી તો પવનની લહેર કે લીમડાનાં પાંદડાંનું હાસ્ય પણ એમને મધુર જણાવા લાગ્યું.

અને આ દિવસોમાં જ એમણે ધાર્મિક પુસ્તકો વાંચવા માંડ્યાં. જેના વિચાર સામે પણ કંટાળો હતો અને જેની બધી ક્રિયામાં એમને જડતા લાગતી હતી એ ધર્મની હવે એમને લગની લાગી.

જેલની દીવાલો વચ્ચે એક પરમ રહસ્ય એમણે શોધી કાઢ્યું કે આ વિશ્વ કરતાંયે મહાન વિશ્વ તો મારા અંતરમાંજ પડ્યું છે. હું એકલો શેનો છું! એમણે ધર્મશાસ્ત્રોમાં ઠેર ઠેર જોયું કે, 'તને બહાર આનંદ નહિ મળે, ખાલી ફાંફાં મારીશ મા. તું પોતેજ આનંદસ્વરૂપ છે.' અને એમના થાકેલા હૃદયને અપૂર્વ શાંતિ જણાવા લાગી. પોતે આજ લગી જે વિચારો સેવ્યા હતા તે ભૂલભરેલા હતા એવું લાગવા માંડ્યું. એકાંત મીઠું લાગવા માંડ્યું. ઓરડીના અંધારામાં પણ એમને સૌન્દર્ય જણાવા લાગ્યું.

બરાબર એક વર્ષ એ જેલમાં રહ્યા. આખી આંતરસૃષ્ટિ એમની બદલાઈ ગઈ. આજની મહત્ત્વની લાગતી કેટલીયે વસ્તુઓ ક્ષુદ્ર જણાવા લાગી. આજ સુધી એમ લાગતું હતું કે દુનિયામાં જે દેખાય છે એમાં ઘણો તો ભાસ માત્ર છે, નથી દેખાતું એવુંજ ઘણું સત્ય પડ્યું છે. આજ લગી એમને કર્મ–ક્રિયા ઉપર શ્રદ્ધા હતી, હવે સંકલ્પ ઉપર શ્રદ્ધા પ્રગટવા માંડી. એમને થયું કે સંકલ્પશક્તિજ જગતનાં વિરુદ્ધ બળો સામે ઝૂઝવા માટે દુર્જેય શક્તિ છે. ગોપાળ-ભાઈ ધીમે ધીમે આત્માનુરાગી બનતા ગયા.

એ જેલમાં ગયા ત્યારે એમની આંખમાં વીજળી હતી અને પગમાં એનો વેગ હતો; એ છૂટ્યા ત્યારે પાંપણો નમેલી હતી અને પગલાં ધીમાં પડતાં હતાં. એ ગયા ત્યારે યુદ્ધમાં જતા હોય એવો ઉલ્લાસ અને તરવરાટ હતો, આવ્યા ત્યારે તપોવનમાં પ્રવેશ કરતા હોય એવી પ્રસન્ન મુદ્રા હતી.

જેલના દરવાજે એમને મળવા આવનાર એમને જોતાં આશ્ચર્ય ન પામ્યા, કારણકે ત્યારે જેલનું એવું માહાત્મ્ય પણ હતું. જેલ એ તીર્થભૂમિ ગણાતી હતી અને એકાંત એ આત્મશોધનનું સ્થાન મનાતું હતું.

ગોપાળભાઈ છૂટ્યા ત્યારે અસહકારનો જુવાળ ઓસરી ગયો હતો અને ગાંધીજી યરવડાની જેલમાં બેઠા હતા. લોકોમાં નિરાશા ભરી હતી અને નેતાઓમાં 'ગાંધીજીએ ભૂલ કરી' એવી ભાવના અને અકર્મણ્યતા ભરી હતી. ગોપાળભાઈને બહારની હવાનો સ્પર્શ થતાં ઘડીક તો એમની અંતરની શાંતિ ડોલી ઊઠી, પણ હવે એ સાધક બન્યા હતા એટલે એમણે તુરત જ શાંતિ પ્રાપ્ત કરી લીધી.

બહાર આવ્યા પછી શું કરવું એ સવાલ એમને પેદા થયો. પણ થોડાક મહિના સુધી તો તેઓ એકેય માર્ગ ગ્રહણ કરી શક્યા નહિ. એમણે એ થોડાક મહિના ગીતા, ઉપનિષદ્ અને આધુનિક યુગના ઋષિઓસમા રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થ વાંચવામાં ગાળ્યા. ગાંધીજીના જીવનવિચારોનું પણ અધ્યયન કર્યું. આ અધ્યયન અને ચિંતન જેમ જેમ વધતું ગયું તેમ તેમ એમને લાગવા માંડ્યું કે, 'મારી જાતની શુદ્ધિમાં જગતની શુદ્ધિ રહેલી છે, અને એ હું કરું તો એમાં જગતની સેવા સમાયેલી જ છે.'

આત્મશુદ્ધિ તો તેઓ કરી જ રહ્યા હતા, પણ એ ભાવના બળવાન થતાં તેઓ સાબરમતીને કાંઠે ઊભેલા સત્યાગ્રહાશ્રમમાં જોડાયા અને પોતાના કુટુંબને પણ સમજાવીને આશ્રમમાં દાખલ કર્યું. ગોપાળભાઈના જીવનનાં પ્રથમનાં ૩૦-૩૫ વર્ષો જાણે કે ક્યાંક ડૂબી ગયાં!



# આશ્રમના સાધક

આશ્રમમાં વ્રતધારીઓનો તોટો નહોતો. એમ પણ કહી શકાય કે વ્રતધારીઓનો જ આશ્રમ હતો. ગોપાળભાઈ એમાં દાખલ થતાં જ, હતા તે કરતાંયે ઉગ્ર વ્રતધારી બન્યા. એમનાં પત્નીને આ બધું રુચતું નહોતું, પરંતુ તેઓ ભારે પતિપરાયણ હતાં એટલે કશાયે વિરોધ વિના ગોપાળભાઈની તમામ ઇચ્છાઓને વશ થતાં અને વ્રતોની બાબતમાં તો એમનાથીયે આગળ નીકળી જતાં.

એ દિવસોના આશ્રમમાં રાજકીય વાતાવરણ નહિવત્ હતું. દેશમાં પણ એ વાતાવરણ શમી ગયું હતું. ગાંધીજીના નવા વિચારો અને લોકમાનસની જૂની માન્યતાઓ વચ્ચે જાણે કે મંથન ચાલી રહ્યું હોય એવા એ શાંત અને ગંભીર દિવસો હતા. અંગ્રેજી અમલ પછી ભારતવર્ષની હવામાંથી આધ્યાત્મિકતાને કાઢી નાખવાના જે જે વ્યવસ્થિત અને અવ્યવસ્થિત પ્રયત્નો થયા હતા તેનું ફળ આ દેશમાં દેખાવા લાગ્યું હતું. પશ્ચિમમાંથી ધસી આવતા વિચારો દેશના હૃદય ઉપર સારી પેઠે અસર કરતા હતા. એ વિચારોનું પ્રાબલ્ય હતું એ દિવસોમાં ગાંધીજીનું હિંદમાં આગમન થયું. એટલે આધ્યાત્મિકતાને સાચી કે ખોટી રીતે વળગી રહેલાઓ અને ભૌતિક

અને આધ્યાત્મિક બળો વચ્ચે ઝોલાં ખાનારાઓ ગાંધીજી પ્રત્યે વધુ આકર્ષાયા હતા. ગાંધીજીની આધ્યાત્મિકતા જૂની પરંપરાથી તદ્દન ભિન્ન પ્રકારની હતી, પણ લોકોમાં ત્યારે એ ખ્યાલ જાગ્યો નહોતો. અને એવું જ ગાંધીજીની રાષ્ટ્રીયતા વિષે બન્યું હતું. ૧૯૨૦–૨૧ના ભવ્ય દિવસોમાં લોકોએ દેશભાવનાની જે વાતો કરી હતી તેમાં ભારતના પ્રાચીન ગૌરવની અને પ્રતાપ–શિવાજી સમા વીરોની બહુ વાતો આવતી. 'મારો દેશ, મારી જનની' એમ બોલતાં લોકો રોમાંચ અનુભવતાં અને ગર્વિત બનતાં, જ્યારે ગાંધીજીને મન 'મારો દેશ' એટલે મહાન વિશ્વનો નાનકડો પ્રદેશ, જેમાં કરોડો દુઃખીઓ, પતિતો, ગુલામો વસે છે અને આત્મભાન ગુમાવવાના કારણે જગતની પ્રગતિને રૂંધી રહ્યા છે.

—પણ એ દિવસો નવીન હતા, નવા અવતારના હતા. વિચારનો પ્રકાશ આંખને મીઠો લાગે ને અજવાળું આપે એવી રીતે આવ્યો હતો એટલે લોકોએ એ ઝીલ્યો હતો. એમાં આંખને આંજી દે કે બાળી નાખે એવી ઉગ્રતા હોત તો લોકોએ એનો વિરોધ કર્યો હોત, અને વિરોધની તાકાત ન હોત તો આંખ મીચી દીધી હોત. પણ આ પ્રકાશ તો અત્યંત શીળો હતો. અને એનો સંબંધ આંખ કરતાં હૃદય સાથે વિશેષ હતો એટલે હૃદયના અંધારામાં અથડાતા લાખો લોકોએ એ પ્રકાશને અપનાવ્યો હતો અને એ પ્રકાશ જ્યાં દોરે ત્યાં જવાનો એમણે નિશ્ચય કર્યો હતો.

આશ્રમ એ પ્રકાશનું પરમધામ હતું. થોડા જ વખતમાં એ તીર્થધામ બન્યું હતું. નવા ધર્મનો સૂર્યોદય ત્યાં થયો હતો એટલે માત્ર ભક્તો જ નહિ પણ વિરોધીઓયે ત્યાં આવતા હતા. આશ્રમના મૂળમાં આત્મશુદ્ધિની એટલે કે મોક્ષની ભાવના પડી હતી, પરંતુ ગાંધીજી ત્યાં બેસતા ત્યારે એ ભાવના જીવનના સમગ્ર ધર્મોની

જ્યોત હોય એવી દેખાતી. વ્રત–સંયમ તો ત્યાંના વાતવરણમાં જ હતાં, પણ માનવીના કુટુંબ પ્રત્યેના, સમાજ પ્રત્યેના, દેશ પ્રત્યેના ધર્મો શા છે તે પણ ત્યાં જ જાણવાનું મળતું. માનવી એ આ મહાન વિશ્વનું એક અણુ છે અને એવા અનેક અણુઓનું જ આ વિશ્વ છે એ રીતે માનવીની પામરતા અને મહત્તા ત્યાં સ્વીકારાતી અને એક મહદ્ અણુ તરીકેની એની ફરજો પણ ત્યાં એને શિખવાતી.

પણ આ તો બધું આશ્રમમાં હતું, કારણ કે ગાંધીજીમાં હતું. ગાંધીજી આશ્રમને પોતાના શુભનું પ્રતિબિંબ કરવા મથતા હતા. પરંતુ આશ્રમમાં હતા તે બધા શુદ્ધ સ્ફટિક નહોતા કે એ પ્રતિબિંબ ઝીલી જ શકે; તેમ એ બધાનાં અંતરમાં એવી જ્યોત પણ નહોતી પ્રગટી કે જીવનના સમગ્ર ધર્મોને એ જોઈ શકે. એટલે ગાંધીજીના મહાતેજનું એકાદ કિરણ ઝીલી લઈ પોતાને જીવનમાર્ગ જડી ગયો છે એવી ભ્રમણા સેવનારાઓ પણ ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં હતા. એમને થતું કે પોતે ગાંધીજીના જીવનજ્ઞાનને સમજી ગયા છે અને એ જ માર્ગે વિહરી રહ્યા છે. આવો એક વર્ગ આધ્યાત્મિક લોકોનો હતો. એમને મોટાં મોટાં રાજકીય આંદોલનો ધમાલરૂપ લાગતાં, મહાન પ્રવૃતિઓ અભિમાનજનિત લાગતી, હજારો અને લાખો લોકોના ટોળામાં એમને આંતરશક્તિનો અભાવ દેખાતો. આશ્રમના આવા આધ્યાત્મિક વર્ગમાં ગોપાળભાઈ દાખલ થઈ ગયા. સ્પષ્ટ જ્ઞાનપૂર્વક નહિ પણ ધીમે ધીમે તેઓ એમાં ઊંડા ને ઊંડા ઊતરવા લાગ્યા.

ગોપાળભાઈને ક્યારેક પોતાનું પૂર્વજીવન યાદ આવી જતું. એમને ખાતરી થઈ ગઈ હતી કે એ જીવન ભ્રમણાનું હતું. પોતે રાષ્ટ્રભાવનામાં કેવા પાગલ બની જતા હતા એ વિચારે ક્યારેક હસી પડતા અને અંતે પોતાને સત્ય માર્ગ સૂઝી આવ્યો એથી

સંતોષ પામતા. એમનો આખો દિવસ આધ્યાત્મસાધનામાં જ જતો હતો. ત્યાં માળા, તિલક કે પૂજા–ગાયત્રી જેવું નહોતું, પણ જે કાંઈ હતું તે એમને મન આત્મપ્રાપ્તિના સાધનરૂપ હતું. સવારના ચાર વાગ્યા પહેલાં એ ઊઠી જતા અને ઊઠતાં જ જગન્નિયંતાને યાદ કરતા. સાબરમતીને કાંઠે સમૂહપ્રાર્થનામાં એ જતા, પણ ત્યાં એમને એટલી તૃપ્તિ ન મળતી, જેટલી એકલા પ્રાર્થના કરવામાં મળતી. એકલા એકલા તેઓ ભજન બોલતા ત્યારે જાણે એઓ અનુભવ કરતા કે પરમાત્માની અને એમની વચ્ચે કશુંયે આવરણ નથી.

આશ્રમની બાહ્યપ્રવૃત્તિમાં રેંટિયો કેંદ્રસ્થાને હતો અને એમાં જેમ દેશનું દારિદ્ર્ય ફેડવાના ગુણનો સ્વીકાર થયો હતો તેમ એ મોક્ષનું સાધન પણ મનાયો હતો. જો કે ગાંધીજી તો જનકલ્યાણની પ્રત્યેક નિઃસ્વાર્થ પ્રવૃત્તિને–અને એવી પ્રવૃત્તિને જ–મોક્ષનું સાધન માનતા હતા, પણ જેમ સ્વરાજના ભૂખ્યાને ગાંધીજીનાં સત્ય–અહિંસા સુધી ઊંડે જવાની ઇચ્છા ન થતી તેમ મોક્ષ–ભૂખ્યાને જનકલ્યાણની પ્રવૃત્તિને સમજવાની ઇચ્છા ન થતી. અને આ બંને લોકો રેંટિયો ફેરવતા ને મનમાં જુદી જુદી આશાઓ સેવતા.

ગોપાળભાઈને રેંટિયો શાંતિદા નીવડ્યો હતો. તોફાન જ્યારે પ્રાર્થનાથી પણ ન શમતું ત્યારે તેઓ રેંટિયાનું શરણ લેતા અને મન અને શરીરના સંયુક્ત સામનાથી પેલા તોફાનને હઠાવી દેતા. જેમ જેમ આવું બનતું ગયું તેમ તેમ એમનામાં રેંટિયા ઉપરની શ્રદ્ધા વધતી અને થતું પણ એવું કે જેમ શ્રદ્ધા વધતી તેમ અનિષ્ટ સામે સામનો કરવાની રેંટિયાની શક્તિ પણ જાણે વધતી.

ગોપાળભાઈને સફાઈકામ તરફ ખાસ વૃત્તિ હતી. તેમાંયે મેલું સાફ કરવાની તેઓની વિશેષ ઇચ્છા રહેતી. એક વખત કોઈએ એમને પૂછેલું કે, ‘ તમે જ્યારે ને ત્યારે આ કામ જ કેમ માગી

લો છો ?' મોં ઉપર પ્રસન્નતા લાવીને એમણે જવાબ આપ્યો, 'હું મારા આત્માનો મળ ધોતો હોઉં એવું મને ભાન થાય છે.' ફરી કોઈએ પૂછેલું, 'ગોપાળભાઈ, આ ગંદકી તમને અસહ્ય થાય છે માટે સાફ કરો છો ?' ગોપાળભાઈએ જવાબ આપ્યો, 'ના, મારું અભિમાન અસહ્ય ન થઈ જાય એ માટે આ સાફ કરું છું.' આમ એમના પ્રત્યેક કર્મની પાછળ આત્મશુદ્ધિની-મોક્ષની-નિરહંકારની ભાવના હતી. અને એ ભાવના પ્રતિક્ષણે એટલી બળવાન બનતી જતી હતી કે ક્યારેક તો ગોપાળભાઈ દેહના આવરણથી અકળાઈ જતા અને આંખમાં આંસુ સાથે પરોઢિયે ચાર વાગે પોકારી ઊઠતા :

'अजहु न निकसे प्रान कठोर'



## ૩

# નવીન પંથે

ગાંધીજી છૂટીને આવ્યા પછી એમણે પ્રજાઘડતરનું જે ભગીરથ કામ શરૂ કર્યું તેમાં આત્મશુદ્ધિની વાત ગોપાળભાઈને અત્યંત પ્રિય થઈ પડી. એમને મન આત્મશુદ્ધિનો અર્થ તપ સંયમ અને જગતમાં કોઈને ત્રાસરૂપ ન થવું એ હતો, એટલે તેઓ દિવસે ને દિવસે વિરક્ત થવા લાગ્યા. એમના પ્રત્યે પ્રથમ સ્નેહ અને પછી માન ધરાવનારા જે કોઈ હતા તેમને મન ગોપાળભાઈ ધીમે ધીમે પૂજવાયોગ્ય લાગવા માંડ્યા, ગોપાળભાઈ પાસે બે ઘડી બેસવાથી પાપ ધોવાય એમ તો જૂના માણસો બોલે, પણ એથી દુઃખ વીસરી જવાય અને શાંતિ મળે એવું નવા માણસો પણ બોલવા લાગ્યા. ગોપાળભાઈનો પોતાનો સ્વભાવ પણ હતો તે કરતાં શાંત અને ગંભીર થવા લાગ્યો. કામ વિના એક શબ્દ પણ બોલવાનું એમને ગમતું નહિ. જરૂર વિના એક તણખલું પણ તેઓ રાખતા નહિ.

આવું શાંત અને સંયમી જીવન વ્યતિત થતું હતું ત્યાં એમનાં પત્ની માંદાં પડ્યાં અને બે મહિના સખત પીડા ભોગવી અવસાન પામ્યાં. ગોપાળભાઈને એમનાં પત્ની પ્રત્યે પ્રેમ તો હતો જ, પણ

આસક્તિ છૂટી ગઈ હતી. એટલે એમની પુષ્કળ સેવા કરવા છતાંયે દેહ ન જ રહ્યો ત્યારે એમણે માન્યું કે ઈશ્વરને એની જરૂર હશે. એમનું હૃદય મજબૂત હતું એટલે એ પ્રસંગે એમણે આંસુનું ટીપું પણ ન પાડ્યું, પરંતુ રાત્રે જ્યારે એમનું નાનકડું ઘર જરા સૂનું લાગવા લાગ્યું ત્યારે એમણે પ્રાર્થનાની સહાય લઈ એ સૂનકાર દૂર કર્યો અને જગતમાં પોતે એકલા જ હતા અને છે, અથવા ઈશ્વર પોતાની સાથે હતો અને છે એ ભાવના હૃદયમાં દૃઢ કરી.

ગોપાળભાઈનું મન એમનાં પત્નીના મૃત્યુ પછી વધુ વિરક્ત થવા લાગ્યું. ક્યારેક એમને આશ્રમનું સંયમી જીવન પણ કંઈક ધાંધલવાળું લાગવા માંડ્યું. આશ્રમની પ્રવૃત્તિઓમાં એ જ્યારે રાજકારણની કે એવી કોઈ વાત સાંભળતા ત્યારે તેઓ અકળાતા. એમને કોઈ આવીને એમ કહેતું કે આપણે હવે ગામડાંમાં જવાનું છે અને લોકોને આત્મભાન કરાવવું છે ત્યારે તો એમને ત્યાંથી ભાગી જવાની ઇચ્છા થઈ આવતી. એમના મનની એ દૃઢ માન્યતા હતી કે, ‘ સમગ્ર વિશ્વ એક આત્મદોરે પરોવાયેલું છે એટલે હું મારા આત્માની સંભાળ રાખું તો વિશ્વાત્માની સંભાળ એમાં આવી જ જાય.’ એમણે જેટલા જેટલા ધર્મગ્રંથો વાંચ્યા ને વિચાર્યા તેમાં એમણે એક જ રહસ્ય જોયું કે, ‘ એક વિરાટ આત્મા આખા જગતને વ્યાપી રહ્યો છે, માટે ક્રિયા કરતાં સંકલ્પ ઉપર વિશેષ શ્રદ્ધા રાખો.’ જો ગોપાળભાઈના હૃદય ઉપર ટોલસ્ટોયની અને ગાંધીજીના રેંટિયાની અસર ન હોત તો તેઓ નિષ્ક્રિય નિવૃત્તિમાં જ આત્મસાધના માનત, પણ આ બે અસરોની પ્રબળતાથી એઓ એમ પણ માનવા લાગ્યા હતા કે, ‘ માણસે જાતમહેનત કરવી જ જોઈએ. માત્ર પોતે અણીશુદ્ધ રહે એટલું જ બસ ન કહેવાય અથવા તો જાતમહેનત વિના સાચા અર્થમાં અણીશુદ્ધ

રહેવાતું જ નથી.' પરંતુ બીજાને જગાડવાની વાત એમના મનમાં વસતી જ નહોતી. તેઓ કહેતા કે, 'મારામાં કંઈ હશે તો એની અસર આ ચરાચર વિશ્વ ઉપર પડતી જ હશે. મારે અભિમાની બની સભાન ક્રિયા શા માટે કરવી જોઈએ?' એમની દલીલોના બુદ્ધિયુક્ત જવાબો એમને મળતા, પણ ગોપાળભાઈના હૃદયને એ સ્પર્શતા નહિ.

ગોપાળભાઈ આ રીતે અધ્યાત્મસાગરમાં ઊંડા ને ઊંડા ઊતરતા જતા હતા ત્યાં જ એમને ખળભળાવી મૂકે એવી એક પ્રવૃત્તિ આવી પહોંચી. એ જ ગોપાળભાઈ સાત વર્ષ પહેલાં એ પ્રવૃત્તિથી ખેંચાઈને ઘરબાર છોડી ભાગ્યા હતા, પણ આજની બારડોલીની લડતે એમને આકર્ષ્યા નહિ. એમણે કોઈ દિવસ લડાઈનો વિરોધ ન કર્યો તેમ એ વિષે એક શબ્દ પણ ઘસાતો ન બોલ્યા; પણ ત્યાં પહોંચી જવા માટે બીજા અનેક આશ્રમવાસીઓની પેઠે એમનું મન તલપાપડ ન થયું. તેઓને કોઈ બહુ પૂછતું તો કહેતા કે, 'હું પ્રાર્થનાથી મારો સાથ પુરાવું છું.'

બારડોલીની લડત જેમ જામતી ગઈ તેમ ગુજરાતના જુવાનો એ તરફ આકર્ષાવા લાગ્યા. કેટલાક એ નવીન લડાઈને દૂર દૂરથી જોવા આવતા અને કેટલાક જોડાવા આવતા. આવા આવનારાઓ જતાં કે આવતાં જો અમદાવાદથી નીકળે તો અવશ્ય આશ્રમની તીર્થભૂમિનાં દર્શન કરતા જ જાય. એ રીતે આશ્રમવાસીઓ ઇચ્છે કે ન ઇચ્છે પણ એમને ત્યાં આવા યાત્રાળુઓની ઠઠ જામી રહેતી.

ચંદ્રમોહન આવા અનેક આવનારાઓમાંનો એક હતો. તે દિવસે એની ઉમર બાવીશ વર્ષની હતી. બે મહિના પહેલાં જ એનો અભ્યાસ પૂરો થયો હતો. બારડોલીની લડતના અહેવાલોથી આકર્ષાઈને એ જોવા માટે આવ્યો હતો. એ આવ્યો હતો મુંબઈથી,

પણ લડત જોયા પછી એને આશ્રમ જોવાનું પણ મન થયું. બારડોલીમાં કેટલાકો સાથે મૈત્રી થઈ હતી તે મિત્રો સાથે એ આશ્રમમાં આવ્યો ત્યારે સાચેસાચ પોતે કોઈ નવી જ ભૂમિમાં પ્રવેશ કરતો હોય એવી ભાવના એના દિલમાં થઈ આવી. ચંદ્રમોહને પોતે જ એક વખત કહેલું કે, 'મારા મનમાં આશ્રમની કલ્પના જુદી જ જાતની હતી, પણ જ્યારે મેં ત્યાં પગ મૂક્યો ત્યારે જાણે એ પુનિત ભૂમિને પગ પણ ન અડાડું એવું મને થઈ આવ્યું હતું. આજે તો મને કશું જ નવાઈભર્યું નથી લાગતું, પણ તે દિવસે રેતીના કણેકણમાં પવિત્રતા ભાસેલી અને ત્યાં ફરતાં કામ કરતાં શ્વેતવસ્ત્રધારી સ્ત્રી-પુરુષો મને કોઈ ઊંચેરી દુનિયાનાં માનવીઓ લાગેલાં.'

ચંદ્રમોહન જિજ્ઞાસુ હતો એટલે ત્યાં રહેનાર ઘણાનો એને એ દિવસમાં પરિચય થઈ ગયો. ગમે તે કારણ હોય પણ સૌથી ઓછો પરિચય ગોપાળભાઈનો થયો હોવા છતાં એના દિલમાં એમના પ્રત્યે વધુ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ. એ વખતે તો ચંદ્રમોહન પોતાની પૂજ્યબુદ્ધિને માર્ગ ન આપી શક્યો પણ ઘેર ગયા પછી એણે ગોપાળભાઈને કાગળ લખવા માંડ્યા. ગોપાળભાઈ નિવૃત્તિપ્રેમી હતા પણ ચંદ્રમોહનના કાગળોનો જવાબ તો આપતા જ. એ કાગળોમાં એમને એમ લાગતું કે એક વખત પોતે હતા તેવો જ આ કોઈ તરફડતો આત્મા છે.

ચંદ્રમોહન જેમ જેમ ગોપાળભાઈના કાગળો મેળવતો ગયો તેમ તેમ એના જીવનની દિશા બદલાવા લાગી. એનામાં સંસ્કાર અને શક્તિ તો હતાં જ. નવીન માર્ગ મળતાં એ શક્તિઓ જાણે ખીલી ઊઠી અને સંસ્કારો ઝળકી ઊઠ્યા. એ ધીમે ધીમે સાદો, સંયમી ને સેવાભાવી થવા લાગ્યો. ગોપાળભાઈ એના દિલમાં ગુરુને સ્થાને જાણે બિરાજી ગયા.

બારડોલીની લડત તો પૂરી થઈ ગઈ, પણ ત્યાં મુકાયેલો તણખો, જાણે ઘાસની ગંજીમાં પડ્યો હોય એમ આખા દેશમાં આગ પ્રસરી ગઈ. દેશની હવા બદલાવા લાગી. જે બારડોલીમાં જોયું તે આખા ભારતવર્ષમાં ક્યારે થાય એની જાણે પ્રજા રાહ જોવા લાગી. આજ સુધી શાંત અને રેંટિયાપ્રેમી લાગતો આશ્રમ પણ એ તણખાના સ્પર્શથી મુક્ત ન રહી શક્યો. ગાંધીજી આશ્રમ છોડીને હિંદના પ્રવાસે ઊપડ્યા અને એમણે પરદેશી કાપડની હોળીઓ કરવા માંડી.

ગોપાળભાઈ આ બધી પ્રવૃત્તિઓથી મૂંઝાવા લાગ્યા. ગાંધીજી પ્રત્યે એમને અનન્ય શ્રદ્ધા હતી એટલે આ નવી પ્રવૃત્તિ ધાંધલ છે અથવા નકામી છે એમ તો એમણે ન કહ્યું—ન માન્યું, પણ એમના ચિત્તની શાંતિ ડહોળાવા લાગી. થોડા દિવસ તો એ બહુ મૂંઝાયા, પણ આખરે એક દિવસ એમણે આશ્રમ છોડવાનો નિશ્ચય કરી નાખ્યો. એ ગયા તે દિવસે ૧૯૨૯ના ડિસેંબરની પહેલી તારીખ હતી. લાહોરમાં અભૂતપૂર્વ મહાસભાની તૈયારીઓ ચાલતી હતી અને આખો દેશ કોઈ નવીન પંથની રાહ જોતો ખડે પગે ઊભો હતો.



૪

# નિવૃત્તિ અને પ્રવૃત્તિ

**આ**શ્રમ છોડતાં પહેલાં ગોપાળભાઈએ ભારે આત્મમંથન ભોગવ્યું હતું. બાપુના પગલામાં એમને વિશ્વાસ હતો એટલે આશ્રમ ખોટે માર્ગે જઈ રહ્યો છે એમ તો એમના મનમાં નહોતું આવતું. પણ પોતે આ જગતમાં જુદા જ માર્ગના પ્રવાસી છે એમ એમને લાગવા માંડ્યું. જેને ચરણે બાપુએ પોતાનું જીવન મૂક્યું હતું એ ગીતામાતા ગોપાળભાઈને શરણરૂપ થઈ પડી. એમણે '**स्वधर्मे निधनं श्रेयः**'ના સૂત્રમાંથી પ્રેરણા મેળવી અને પોતાનો ધર્મ આજના આશ્રમધર્મ કરતાં જુદો છે એમ એમણે નક્કી કર્યું. આશ્રમ છોડીને ક્યાં જવું એ પણ એમણે વિચારી લીધું હતું. બહુ વખત પહેલાં એમને થયું હતું કે કોઈ નદીને કાંઠે વાડી હોય, એમાં નાનકડું ઝૂંપડું હોય, ઈશ્વરનું સાંનિધ્ય અનુભવી શકાય એવી નીરવ શાંતિ હોય તો આત્મસાધનામાં ઓર રસ આવે. બહુ વખત પહેલાંની એ ઇચ્છા પૂરી કરવાનો એમણે વિચાર કર્યો અને એક મિત્રની આર્થિક મદદથી હરિપુરના પાદરની જમીન લીધી અને પોતાનું કાયમી રહેઠાણ નક્કી કર્યું. ગોપાળભાઈને આર્થિક મદદ આપનાર ગોપાળભાઈના મિત્ર હતા એમ કહેવા કરતાં ભક્ત

હતા એમ કહેવું વધુ સાચું હતું. ગોપાળભાઈ પોતે તો કોઈને પોતાના ભક્ત માનતા જ નહિ, કારણ કે એમની નમ્રતા અપરંપાર હતી અને આત્મનિરીક્ષણની પ્રબળ વૃત્તિને લઈ તેઓ પોતાને પેલા સુરદાસની જેમ 'પતિતનમેં એક નાયક કહીએ' એમ માનતા હતા. ભક્તમિત્રની આર્થિક મદદ એમણે લીધી હતી, પરંતુ એમણે એ મિત્રને કહ્યું પણ હતું કે, "હું તો આખો દિવસ શ્રમ કરીશ અને બે વખત રોટલો ખાઈશ. બાકી બધું તમારું જ છે."

ગમે તેમ પણ હરિપુરના પાદરમાં, ગામે આજ સુધી નહિ જોયો હોય એવો, એક માણસ આવીને રહેવા લાગ્યો. ગામ નાનું હતું. પાંચસો માણસની માંડ વસતી હશે, પરંતુ ચાળીસ પચાસ હજારની વસતીવાળું કૃષ્ણનગર ત્યાંથી ત્રણ જ માઈલ દૂર હતું, એટલે એ બાજુનાં ઊંડાં ગામડાંઓ કરતાં આ ગામની સ્થિતિ અનેક રીતે જુદી હતી. આ ગામ શહેર તો હતું જ નહિ, અને શહેરની હવાથી અસ્પૃશ્ય નહોતું એટલે એ ગામડું પણ મટી ગયું હતું. આ દેશનાં શહેરો અને ગામડાંની ભયાનક દુર્દશા ન હોત તો હરિપુર, શહેર અને ગામડાના ઉચ્ચ સંસ્કારના સુમિલન જેવું હોત, પણ અત્યારે તો એમાં પૂરેપૂરી વર્ણસંકરતા જ વ્યાપેલી હતી.

ગોપાળભાઈએ એ ગામની પસંદગીમાં ગામલોકોનો કે ગામલોકોના સંસ્કારોનો વિચાર કર્યો નહોતો, કારણ કે એ તરફ એમનું લક્ષ જ નહોતું. લોકો સાથે સંસર્ગમાં આવવાની એમની વૃત્તિ જ નહોતી. પાદરની નદી, બંને કાંઠે ઝૂકી રહેલી વૃક્ષમાળા, દૂર પૂર્વની ભૂરા રંગની ટેકરીઓ અને જોતાં જ અંતરમાં શાંતિ છવાઈ જાય એવું અનંત આકાશ—આ એમની પસંદગીનાં કારણો હતાં.

ગોપાળભાઈના આશ્રમ છોડ્યાના સમાચારથી બીજા બધા મિત્રોને ગમે તે થયું હોય પણ ચંદ્રમોહનને તો ભારે નવાઈ ઊપજી અને ચંદ્રમોહનને લઈ ગોપાળભાઈ પ્રત્યે ભક્તિ ધરાવતું બીજું એક મંડળ પણ એની આજુબાજુ રચાયું હતું તે પણ આશ્ચર્ય પામ્યું. ગોપાળભાઈના પ્રતાપે જ એમ ભલે ન કહેવાય પણ એમના સંસર્ગ પછી ચંદ્રમોહનના જીવનમાં પલટો આવી રહ્યો હતો. ચંદ્રમોહને તો એવી આશા રાખેલી કે માતૃભૂમિને છોડાવવાનો હવે જે જંગ મંડાશે તેમાં ગોપાળભાઈ મોખરે હશે. ગોપાળભાઈના કાગળોમાં જે આધ્યાત્મિકતા અને ત્યાગની વાતો આવતી તેનો ચંદ્રમોહન એવો જ અર્થ કરતો અને દેશનું વાતાવરણ એના અર્થને પુષ્ટિ આપતું. ગોપાળભાઈને ગામડામાં—એકાંતમાં—ચાલ્યા જતા જોઈ ચંદ્રમોહનને આશ્ચર્ય ઉપરાંત દુઃખ પણ થઈ આવ્યું. એણે વળતી ટપાલે જ કાગળ લખ્યો :

**"પૂજ્ય ગોપાળભાઈ,**

મને અને બીજા બધા મિત્રોને ભારે આશ્ચર્ય થયું છે. તમારું પગલું અમને સમજાતું નથી. આશ્રમ અત્યારે દેશના હૃદય જેવો બન્યો છે, ત્યારે તમે એ કેમ છોડી દ્યો છો ? આ નવીન આંદોલનોમાં તમને શ્રદ્ધા નથી ? અમે તો માનેલું કે જેણે અમને નવું જીવન જોવાની આંખ આપી છે તે જ આ નવા પંથે દીવો પણ ધરશે. તમારા વિસ્તૃત જવાબની રાહ જોઈએ છીએ."

ચંદ્રમોહનનો આ કાગળ મળ્યો ત્યારે ગોપાળભાઈ સહેજ વિચારમાં પડી ગયા, પણ એ વિચારો તો જુદા જ પ્રકારના હતા. એમને થયું કે, 'મેં શા માટે આ સંબંધને આટલો આગળ

વધવા દીધો ? શા માટે મેં મારા હાથે જ આસક્તિ જન્માવી ચંદ્રમોહનને દીવો ધરનાર હું કોણ ? સૌને પોતાનો દીવો હોય જ છે અને એના પ્રકાશે જ સૌએ ચાલવું જોઈએ.' થોડાક વિચારો પછી એમણે ચંદ્રમોહનને જવાબ લખ્યો :

" પ્રિય ચંદ્રભાઈ,

તમે મને પૂજ્ય ન લખો એ મારી વિનતિ તમે છેવટ સુધી નહિ જ સ્વીકારો ? હું આશા રાખું છું કે હવે પછી એમ લખીને તમે મને મારી પામરતાનું ભાન નહિ કરાવો. તમારા કાગળનો હું વિસ્તૃત જવાબ તો નહિ લખી શકું, કારણ કે અત્યારે મનની સ્થિતિ એવી નથી. આ પગલું ભર્યું છે તેની પાછળ ઈશ્વર-પ્રાપ્તિની શ્રદ્ધા રહેલી છે, પણ મનની સ્થિતિ હજી લગીર ડામાડોળ છે. કોઈક વખત લીધેલા પગલામાં શંકા આવી જાય છે, પણ એ તો કોઈક જ વખત. સમયનો મોટો ભાગ કુદરતની અનંત લીલાનું ચિંતવન કરવામાં જ જાય છે. દેશમાં ઉત્પન્ન થયેલાં નવીન આંદોલનોમાં અશ્રદ્ધા છે એમ ન કહી શકું, પણ મારા આત્માને એમાં સુખ નહિ ઊપજે એમ લાગે છે. તમારે માટે તો મને લાગે છે કે એ જ માર્ગ શ્રેયસ્કર થશે. મને તમે હવે ધીમે ધીમે ભૂલી જાવ એમ ઇચ્છું છું. તમને દીવો ધરવાની મારામાં લાયકાત નથી. હું પોતે જ હજી અંધારામાં આથડું છું. કંઈક અજવાળું મળે અને આત્માના અણમૂલ ભંડારો જોઈ શકું એ ઇચ્છાથી અહીં આવ્યો છું. બધા મિત્રોને મારો આ કાગળ વંચાવજો અને એમને નિરાશ કરવા માટે મારી માફી જાહેર કરજો. "

ગોપાળભાઈએ આ કાગળ લખીને થોડી ચિત્તશાંતિ અનુભવી. પણ ચંદ્રમોહનના આશ્ચર્યમાં અને દુ:ખમાં લગીર પણ ઘટાડો ન

થયો. એના મનમાં એક પ્રકારનું ઘર્ષણ ઊભું થયું. એક બાજુ ગોપાળભાઈ પ્રત્યેની અનન્ય ભક્તિ અને એમના પગલા પ્રત્યેની શ્રદ્ધા, બીજી બાજુ પ્રતિક્ષણે જલદ બનતું જતું દેશનું વાતાવરણ અને એ પ્રત્યેનું અજય ખેંચાણ—ચંદ્રમોહને એ ત્રણ દિવસ ભારે વ્યથામાં કાઢ્યા, પણ ધીમે ધીમે ગોપાળભાઈની અસર કરતાંયે દેશના વાતાવરણની અસર બળવાન નીવડી અને ચંદ્રમોહનને ગોપાળભાઈના કાગળમાંથી પણ એવો જ ટેકો મળ્યો કે, 'તમારે માટે એ જ માર્ગ શ્રેયસ્કર છે.' ચંદ્રમોહન એ માર્ગે જવાની તૈયારી કરવા લાગ્યો. એણે ગોપાળભાઈને પોતાની મનઃસ્થિતિ સમજાવી ત્યારે લાહોરમાં રાવી નદીને કિનારે ભારતવર્ષના પ્રતિનિધિઓ એકઠા મળીને પૂર્ણ સ્વરાજ્યની ઘોષણા કરી રહ્યા હતા. ચંદ્રમોહને એ ઘોષણામાં પોતાના આત્માનો સૂર પુરાવ્યો અને ગોપાળભાઈને લખેલા કાગળમાં એમનાં આશીર્વચનો માગ્યાં.



# ચંદ્રમોહન

ચંદ્રમોહન મુંબઈમાં વસતા ધનપતિ દેવપ્રસાદનો એકનો એક પુત્ર હતો. દેવપ્રસાદે પચાસ વર્ષની વયે પોતાનો ધંધો સંકેલી લીધો હતો. એમની પાસે એટલી દોલત હતી કે તેઓ એનું વ્યાજ પણ પૂરું વાપરી શકે નહિ. મૂળથી જ સ્વભાવમાં ઉદારતા નહોતી એટલે પાછલી જિંદગીમાં દાનપુણ્ય કરવામાં વ્યાજની રકમ પણ પૂરી ખર્ચાતી નહિ. આખી દુનિયા તરફ તેઓ અવિશ્વાસુ હતા. એમણે એકના મૃત્યુ પછી બીજી એમ ચાર પત્નીઓ કરી હતી છતાં આજે વિધુર જ હતા. સૌથી પહેલી પત્નીનો બાળક ચંદ્રમોહન એ એક જ એમનો વારસદાર હતો. એ એક જ હતો એટલે, કે પછી પૂર્વભવના ઋણાનુબંધ હોય તેથી, પણ દેવપ્રસાદને ચંદ્રમોહન પ્રત્યે અત્યંત લાગણી હતી. પોતાના પચાસ વર્ષના જીવનની સજ્જડ માન્યતાઓને ચંદ્રમોહન ક્યારેક અવગણતો ત્યારે પણ તેઓ એના ઉપર રોષ કરી શકતા નહિ. અને એક પૈસો ખરચતાં પહેલાં ગણતરીઓ કરનાર, ચંદ્રમોહનને હજાર રૂપિયા આપવામાં પણ પાછું વાળી જોતા નહિ. દેવપ્રસાદનું આખું જીવન ઘૃણાજનક ગયું હતું, છતાં માનવહૃદય ઉપર વિશ્વાસ રાખનાર માણસ એમ કહી શકે કે એનો તમામ શુભ અંશ ચંદ્રમોહનમાં ઊતર્યો હતો. કંજૂસ

દેવપ્રસાદ ચંદ્રમોહન પાસે ઉદાર હતા. ક્રોધી અને દ્વેષી દેવપ્રસાદ ચંદ્રમોહન પાસે પ્રેમાળ અને નિખાલસ હતા. બીજાનું લઈ જ લેવાની વૃત્તિવાળા દેવપ્રસાદ ચંદ્રમોહનને આપવામાં જ જીવનની ધન્યતા માનતા. આમ દેવપ્રસાદના માનવહૃદયના સર્વ ગુણો ચંદ્રમોહન પાસે સોળે કળાએ ખીલી ઊઠતા.

ચંદ્રમોહન એમની આમન્યા રાખતો, પણ સમજણ આવ્યા પછી એને કોઈ દિવસ પિતા પ્રત્યે પૂજ્યભાવ નહોતો ઊપજ્યો. એનો અભ્યાસ પૂરો થયો અને બાવીસેક વર્ષની ઉમર થઈ ત્યારે પિતાએ લગ્ન માટે આગ્રહ કર્યો હતો, થોડું દબાણ પણ કર્યું હતું પણ ચંદ્રમોહને ના કહેવાથી વધુ દબાણ તેઓ લાવી શકયા નહોતા. ચંદ્રમોહન પોતે લગ્ન કરવા ઇચ્છતો જ નહોતો. અભ્યાસકાળમાં એણે જે વાંચ્યું હતું, વિચાર્યું હતું અને જે આદર્શો ઘડયા હતા તેમાં લગ્ન અંતરાયરૂપ થઈ પડે એમ લાગતું હતું. એનો નિશ્ચય હતો કે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં પારંગત થયા પહેલાં તો નથી જ પરણવું. એણે અભ્યાસ પૂરો કર્યો ત્યારે જીવનના કયા ક્ષેત્રમાં પડવું એનો નિર્ણય નહોતો થયો. પણ એક નિશ્ચય તો હતો જ કે, ' એથી જીવન ઉચ્ચ અને ઉપયોગી બનવું જોઈએ, તેમ જ પિતાની દોલતનો સદ્વ્યય થવો જોઈએ. ' અભ્યાસકાળમાં પોતાની એ માન્યતાને પોષતો હતો અને નાની મોટી પ્રવૃત્તિઓમાં સાથ આપી એ માર્ગે આગળ પણ વધતો હતો.

ચંદ્રમોહન પ્રથમથી જ શરીરે નીરોગી હતો. એના શરીરમાં જેમ આરોગ્ય હતું તેમ અંગસૌષ્ટવ પણ હતું, એટલે એ તેજસ્વી અને આકર્ષક લાગતો હતો. જો કે એ મૂંગો ઊભો રહે તોપણ એની મોટી ગોળ આંખો, બુદ્ધિસૂચક મુખરેખાઓ, સહેજ મરકતા હોઠ ઉપરની નિખાલસતા અને નિર્મળતા ગમે તેને અસર ઉપજાવે એવાં હતાં. પણ એ બધા કરતાં વધુ અસર ઉપજાવે એવી શક્તિ

એની વાણીમાં હતી. એને બહુ બોલનારો કહી શકાય અને ન કહી શકાય, કારણ કે કયારેક એ કલાકો સુધી બોલતો અને કયારેક કલાકો સુધી સાંભળ્યા જ કરતો; પણ એ બોલવું અને સાંભળવું કોઈ દિવસ અર્થહીન નહોતું એટલે એનો પ્રભાવ મૌન અને વાણીમાં એક સરખો જ રહેતો.

આજુબાજુના મિત્રો એને માન આપતા, પરંતુ ઘણાને એમ લાગતું કે એ માન ચંદ્રમોહનની શક્તિને નહિ પણ દોલતને મળે છે. ચંદ્રમોહન પોતે આવું કદી અનુભવતો નહિ, તેમ દોલતથી માન મેળવવાની ઇચ્છા સરખી કરતો નહિ. એણે મિત્રોને મદદ કરી હશે, એમનાં કુટુંબોને પણ મદદ કરી હશે પણ એના બદલામાં કશું જ મેળવવાની ઇચ્છા નહોતી રાખી. એના કાનમાં જ્યારે કોઈ કહી જતું કે, 'એ તો પોતાના લાભ માટે તમારી મૈત્રી રાખે છે' ત્યારે એ કહેતો કે, "હું ગમાર નથી. મને મારી જાતનું પૂરેપૂરું ભાન છે. આપ નિશ્ચિંત રહો."

અભ્યાસ પૂરો કર્યા પછી એ પોતાનું જીવનક્ષેત્ર શોધતો હતો. પિતાની ઇચ્છા વેપારની અથવા તો આરામની હતી. મિત્રોની સૂચના એલ.એલ. બી. થવાની અથવા પરદેશ જવાની હતી. એની પોતાની ઇચ્છા ક્યારેક પત્રકાર થવાની, ક્યારેક શિક્ષણના પ્રદેશમાં જવાની અને ક્યારેક સમાજસેવક થવાની હતી. પોતાની કોઈ પણ ઇચ્છા પાર પડી શકે એવાં બધાં જ સાધનો એની પાસે હતાં. જ્યારે એણે વેપારી થવાની કે આગળ ભણવાની ઇચ્છાનો ઇનકાર કર્યો અને સમાજસેવાનું કોઈ ક્ષેત્ર પસંદ કરવાની વૃત્તિ બતાવી ત્યારે એની આજુબાજુ એક એવું મંડળ ગોઠવાઈ ગયું કે જે એને પોતપોતાના ક્ષેત્રમાં લાવવા ઉત્સુક હતું.

આ મંડળમાં એક ભાઈ સ્ત્રીકેળવણીનું કામ કરતા હતા. એક ભાઈ યુવકસંઘ અને વિદ્યાર્થીસંઘ ચલાવતા હતા. એક

ભાઈ મજૂરસંગઠનમાં લાગ્યા હતા. એક ભાઈ ખાદીપ્રચાર અને હરિજનસેવા કરતા હતા. ચંદ્રમોહન જ્યારે આ ભાઈઓના સંસર્ગમાં આવ્યો ત્યારે એની લોકોપયોગી થવાની ભાવના દૃઢ થઈ અને ક્ષેત્રપસંદગીનો સવાલ તત્કાળ નિર્ણય માટે સામે આવીને ઊભો રહ્યો.

ચંદ્રમોહન બુદ્ધિશાળી હતો. એની આજુબાજુ આવનારના હેતુઓને સમજી જવાનું એનામાં જ્ઞાન હતું. એ ઝટપટ કોઈથી ભોળવાઈ જાય એવો નહોતો. એટલે પોતાના ક્ષેત્રમાં એને ખેંચવા ઇચ્છનાર દરેક સેવક પોતાના કામનો એને સંપૂર્ણ ખ્યાલ આપવા ઉપરાંત કશું કરતો નહિ—કરી શકતો નહિ; એટલું જ નહિ પણ પોતાની જ પ્રવૃત્તિ ઉત્તમ છે અને બીજી નકામી અથવા અધૂરી છે એમ પણ બતાવતો નહિ.

ચંદ્રમોહન કઈ બાજુ જવું એના વિચારમાં હતો એ દિવસો-માં જ એ બારડોલી જોવા ઊપડ્યો હતો, અને એના મન ઉપર ત્યાંના રંગોએ અજબ અસર કરી હતી. એ ત્યાં ગયો ત્યારે એને એક છાવણીપતિએ પૂછ્યું હતું, 'રોકાઈ જવાની ઇચ્છા નથી થતી?' ચંદ્રમોહન ત્યારે જવાબ આપી શક્યો નહોતો, કારણ કે પિતાને અંધારામાં રાખીને કંઈ પણ કરવાની ઇચ્છા એને નહોતી, પણ એ શબ્દોએ એનું હૃદય તો હચમચાવી દીધું હતું. આ જુવાન હતો અને એની જુવાનીને કોઈ સાદ મારતું હોય એવું એણે અનુભવ્યું હતું. બારડોલીની એ હવા અને એ મંથન હૃદયમાં ભરી એ આશ્રમમાં આવ્યો હતો. આશ્રમવાસીઓ પ્રત્યે એ ભક્તિની નજરથી જોતો હતો. પણ ગોપાળભાઈને ઉઘાડે શરીરે જાજરૂ સાફ કરતા એણે જોયા ત્યારે એની ભક્તિ અનહદ વધી ગઈ અને ત્યાર પછી એણે ત્યાંના વાતાવરણમાંથી સાંભળ્યું કે, 'એ પ્રથમ તો ક્રાંતિને માર્ગે હતા, ગાંધીજીના સિદ્ધાંતોનો વિરોધ કરતા, પણ ૧૯૨૦–૨૧

માં અસહકારની પ્રચંડ શક્તિ જોઈને તેઓ ખેંચાયા.' વધુમાં એણે સાંભળ્યું કે, 'જેલમાં ગયા પહેલાં એમનો થનગનાટ કોઈ ઓર હતો પણ જેલમાં ગયા પછી લાંબું એકાંત ભોગવતાં તેઓ આત્માર્થી બની ગયા.' અને ત્યાર પછી ચંદ્રમોહને એમના અનેક ગુણોનું વર્ણન સાંભળ્યું. ગોપાળભાઈની નિરાસક્તિ, નિરભિમાન, અપરિગ્રહ વગેરે ગુણોની ચંદ્રમોહનના મન પર ઊંડી અસર પડી. એ બે દિવસ આશ્રમમાં રહ્યો. બે દિવસમાં એક વખત એ ગોપાળભાઈ પાસે ગયો હતો. ગોપાળભાઈ ત્યારે રેંટિયો કાંતતા હતા. ચંદ્રમોહને નમસ્કાર કરીને બેઠા પછી એક પ્રશ્ન પૂછ્યો હતો: 'મનુષ્યજીવનનો આદર્શ શો હોવો જોઈએ?' ગોપાળભાઈએ જવાબ આપ્યો હતો: 'આત્માની શુદ્ધિ અર્થે પોતાનો ધર્મ સમજવો અને એમાં રત રહેવું.' ચંદ્રમોહનને આ વાક્યની ઊંડી અસર થઈ હતી. એણે એ નાનકડા વાક્યમાંથી ગોપાળભાઈએ પોતે પણ નહિ કલ્પ્યા હોય એવા અનેક અર્થો કાઢ્યા અને પોતાના જીવનને એ રીતે ઘડવા માંડ્યું.

ચંદ્રમોહનના જીવન ઉપર એક બાજુથી ગોપાળભાઈની અસર થઈ અને જેમ પત્રવ્યવહાર થતો ગયો તેમ એ અસર દૃઢ થતી ગઈ, તેમ બીજી બાજુ મુંબઈમાં રાષ્ટ્રીય જાગ્રતિનાં જે પૂર ચડતાં હતાં તેમાં પણ એ ખેંચાવા લાગ્યો. ગાંધીજી વિષે આજ સુધી એણે વાંચ્યું ને સાંભળ્યું હતું પણ એ દિવસોમાં એણે વધુ વાંચવા માંડ્યું. એ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ ગોપાળભાઈનાં તપ, સંયમ, સાદાઈ, જાતમહેનત, નિરાસક્તિ અને આ વિશાળ રાષ્ટ્રીય હિલચાલ પ્રત્યે એની બુદ્ધિ અને હૃદય પ્રમત્ત બની ખેંચાવા લાગ્યાં.



# નદીને કાંઠે

ગોપાળભાઈએ ચંદ્રમોહનને જવાબ આપી દીધા પછી એ ઉપર ઘણા વિચારો કર્યા. પરંતુ બધા વિચારોનો અંત નિવૃત્તિમાં જ આવતો હતો. એમના મનમાં જાણે નિશ્ચય થવા લાગ્યો કે, 'મારે તો અહીં બેઠા મારા શુદ્ધ જીવનથી અને સંકલ્પથી જે થઈ શકે એ જ કરવું.' દેશના વાતાવરણના સમાચાર જાણવા તરફ પણ તેઓ બેદરકાર રહેવા લાગ્યા. એમને લાગ્યું કે ચિત્તશાંતિ માટે એવી બેદરકારી આવશ્યક છે. પરંતુ લાહોરની મહાસભા પછી તો જાણે ધરતીકંપ થયો હોય એમ આખો દેશ ડોલી ઊઠયો હતો. ગોપાળભાઈ ઇચ્છે તોપણ એ વાતાવરણને પોતાનાથી દૂર રાખી શકે એમ નહોતા, કારણ કે જે ધરતી ઉપર એ ઊભા હતા તે ધરતી જ જાણે કંપતી હતી. આમ છતાં ગોપાળભાઈએ મન દૃઢ કરી પોતાનું કામ કરવા માંડયું.

ગોપાળભાઈએ પોતાના મિત્રો સિવાય પોતાના હરિપુરવાસના સમાચાર કોઈને નહોતા આપ્યા, પણ હરિપુરમાં અને હરિપુરની આજુબાજુનાં ગામમાં ગોપાળભાઈ જેવું એક પણ માણસ નહોતું એટલે લોકોમાં આશ્ચર્યપૂર્વક એમની ખ્યાતિ થવા લાગી. તેઓ ઇચ્છે કે ન ઇચ્છે પણ માણસો એમને વિષે અનેક વાતો કરવા

લાગ્યાં અને એમના પ્રત્યે ભક્તિ ધરાવવા લાગ્યાં. બાજુના કૃષ્ણ-નગરમાં પણ એમની ખ્યાતિ થતી જતી હતી. ગોપાળભાઈ ખાદી-ધારી હતા. રેંટિયો ફેરવતા, શાંતિ અને પ્રેમની વાત કરતા એટલે લોકોએ એમને 'ગાંધીના માણસ' તરીકે ઓળખ્યા અને આ નવીન પ્રવાહોને સમજવા એમની પાસે આવવા લાગ્યાં.

એક દિવસ કૃષ્ણનગરથી સવારના પહોરમાં પાંચેક વિદ્યાર્થીઓ ત્યાં આવી ચડયા. ગોપાળભાઈ નદીને કાંઠે બેઠા ગીતા વાંચતા હતા. નદીનો એ કિનારો તદ્દન શાંત અને ભવ્ય હતો. ગામનું કોઈ માણસ ત્યાં આવતું નહિ. વૃક્ષોનાં ઝુંડ હતાં એટલે રાત્રે તો કોઈ ત્યાં આવવાની હિંમત ન કરતું. ગોપાળભાઈ સવારના પાંચ વાગે ત્યાં આવીને બેસતા, ક્યારેક ચિંતન કરતા, ક્યારેક ભજનો ગાતા, ક્યારેક જગન્નિયંતાનું ધ્યાન ધરતા. આજે તેઓ અજવાળું થયા પછી ગીતા વાંચતા હતા ત્યાં એમના તરફ આવતા વિદ્યાર્થીઓ દેખાયા. ગોપાળભાઈને જરા આશ્ચર્ય તો થયું, પણ શ્વેત ખાદીમાં સજ્જ થયેલા એ કુમારોને જોઈ એમનું ચિત્ત પ્રસન્ન થવા લાગ્યું. નજીક આવતાં, પાંચેય મિત્રોએ એમને નમસ્કાર કર્યા. ગોપાળભાઈએ સસ્મિત નમસ્કાર ઝીલ્યા અને એમને નીચે બેસવાની સંજ્ઞા કરી. થોડીવાર ત્યાં મધુર મૌન વ્યાપી ગયું.

"કેમ, ક્યાંથી આવો છો?" ગોપાળભાઈએ કુમારોની મૂંઝવણ ઓછી કરવા હસતાં હસતાં પૂછ્યું.

"કૃષ્ણનગરથી. ત્યાં અભ્યાસ કરીએ છીએ." પાંચમાં એક ચકોર લાગતો હતો તે બોલ્યો અને હસીને એણે પોતાના ચારેય મિત્રો સામું જોયું.

"પ્રવાસે નીકળ્યા છો ?" ગોપાળભાઈએ બીજો પ્રશ્ન કર્યો.

"ના જી," બોલનારના મોં પર આશ્ચર્યની એક રેખા આવી ગઈ, "તમને મળવા આવ્યા છીએ."

"એમ !" ગોપાળભાઈ બોલ્યા અને વિચારમાં પડ્યા. પાંચેય કુમારો પણ ગંભીર બની એમની સામે જોઈ રહ્યા. થોડીક ક્ષણ મૌન વ્યાપી ગયું.

"હું તમારા માટે શું કરી શકું ?" ગોપાળભાઈ વિનય અને નમ્રતાથી બોલ્યા.

"અમે આપને થોડું પૂછવા માગીએ છીએ." પેલા ચકોર કુમારે કહ્યું.

"શું ?"

"દેશને ખાતર માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન થઈ શકે કે નહિ ?"

"દેશને ખાતર !" ગોપાળભાઈ આશ્ચર્યપૂર્વક બોલી ગયા અને થોડી વાર અટકીને ધીરેથી બોલ્યા. "જરૂર. જે ધર્મ લાગે તે આચરવું જ જોઈએ."

"એથી માબાપને દુઃખ લાગે તો ?"

"આપણો માર્ગ સાચો હોય તો એમનું દુઃખ સહન કરી લેવું."

"પણ બાળકે માબાપની સેવા ન કરવી જોઈએ ?" એક બીજા કુમારે પ્રશ્ન કર્યો.

ગોપાળભાઈએ એની સામું જોયું. એ માંડ ચૌદ વર્ષનો હશે. ગોપાળભાઈ એના પ્રશ્નનો જવાબ આપતાં જરા મૂંઝાયા. એમના

મનમાં ત્યાંથી ખસી જવાનો વિચાર આવીને પસાર થઈ ગયો.

"કરવી જોઈએ, પણ ધર્મપાલન માટે એ સેવા છોડવી પડે તો છોડવી જોઈએ."

"માબાપની સેવામાં ધર્મ નહિ ?" એણે બીજો પ્રશ્ન પૂછ્યો. ગોપાળભાઈ જવાબ આપવા જાય ત્યાં પહેલો જ કુમાર બોલી ઊઠ્યો.

"પ્રથમ દેશધર્મ, પછી કુટુંબધર્મ."

ગોપાળભાઈ આશ્ચર્યવત્ જવાબ આપનાર સામે જોઈ રહ્યા. એ વિચારમાં હતા ત્યાં કુમારમિત્રોની અંદર અંદર પ્રશ્નોત્તરી થવા માંડી; ગોપાળભાઈનું આશ્ચર્ય વધવા લાગ્યું. એમનું ધ્યાન ખોળામાં પડેલી ગીતા ઉપર ગયું. ગીતાનું પાનું ઉઘાડું જ પડ્યું હતું, 'કર્મયોગ' નો ત્રીજો અધ્યાય એ વાંચતા હતા. મનમાં મંથન જાગી ઊઠશે એવું એમને થવા લાગ્યું.

"અમે તમારા પાસેથી જવાબ મેળવવા માટે જ આવ્યા છીએ."

પહેલો કુમાર બોલ્યો અને ગોપાળભાઈ ઊંઘમાંથી જાગતા હોય એમ વિચારમાંથી જાગી ગયા. એક ક્ષણ શાંત બની એમણે કહ્યું, "તમે સામેની વાડીમાં બેસો. થોડીવારમાં હું ત્યાં આવું છું."

કુમારો નમસ્કાર કરીને ઊઠ્યા અને વાતો કરતા વાડી તરફ ચાલ્યા. ગોપાળભાઈ થોડીવાર સુધી એમની પીઠ તરફ જોઈ રહ્યા અને પછી ઊભા થઈ ત્યાં ને ત્યાં આંટા મારવા લાગ્યા. એ શાંત થવા માટે કંઈક ગણગણવા લાગ્યા. પણ ચિત્તમાં શમી ગયેલું તોફાન પાછું ઊઠતું હોય એમ દેખાવા લાગ્યું. કુમારોને વાડીમાં તો

મોકલી આપ્યા પણ પોતે એમને શો જવાબ આપશે ? 'કુટુંબ કે દેશ ? અને ધર્મપાલન એટલે ? કુમારોનો ધર્મ હું શી રીતે નક્કી કરું ? ત્યારે ?......એમને કહી દઉં કે તમારો અંતરાત્મા કહે તેમ કરો ?......તો તો આવત શા માટે ? મૂંઝાયેલાને મદદ ન કરવી જોઈએ ?...પણ હું જ ક્યાં મૂંઝાયેલો નથી ?" ગોપાળભાઈના મનમાં વિચારપરંપરા જાગી ઊઠી. દિવસો કે મહિનાઓ નહિ પણ વર્ષો થયાં એ આત્મલક્ષી બન્યા હતા એટલે આ વિચારો આવતાં એમને જરી થાક લાગવા માંડ્યો. તેઓ વિચારમાં આંટા મારતા હતા ત્યાં જ પોતાથી સોએક ડગલાં દૂરથી બૂમ પડી. એમનું એ તરફ ધ્યાન ગયું. કાંઠા ઉપર આઠ દસ માણસો ઊભા હતા. નદીમાં કોઈ તણાતું હોય અને એને બચાવવા માટે કોઈ પડ્યું હોય એવું લાગ્યું. એ દૃશ્ય જોતાં જ મગજમાં એક આંચકો લાગ્યો અને પોતાની તરફ ખેંચાઈ આવતા માણસને બચાવવા તેઓ નદીમાં પડ્યા. દૂર કાંઠે ઊભેલા લોકોએ એ જોયું અને પોકારો કર્યા. ગોપાળભાઈ પેલા માણસ પાસે પહોંચે ત્યાર પહેલાં તો બચાવવા માટે પાછળ આવતા માણસનો એને ટેકો મળી ગયો અને એ બંને કાંઠે નીકળી આવ્યા. ગોપાળભાઈ પણ તરીને કાંઠે નીકળી આવ્યા. લોકોનું પેલું ટોળું દોડતું ત્યાં આવી પહોંચ્યું. ગોપાળભાઈ ઉઘાડી આંખે બધું જોવા લાગ્યા અને થોડીક ક્ષણમાં શું થઈ ગયું તેના વિચારમાં સ્તબ્ધ બન્યા. લોકો પેલા ડૂબતા માણસને લઈને ગામ તરફ ચાલી નીકળ્યા. ગોપાળભાઈ કંઈ વિચાર જ ન કરી શકતા હોય તેમ ત્યાં ને ત્યાં ઊભા રહી ગયા.

બે ત્રણ મિનિટ સુધી એમની એવી જ સ્થિતિ રહી. એ પછી ચિત્તપ્રદેશ જાણે ઊઘડતો હોય એવું એમને લાગવા માંડ્યું. દરરોજની નિયમિત ક્રિયાઓમાં આજે ઘણો વિક્ષેપ પડી ગયો. ગીતાનું

અધ્યયન અને પ્રાર્થના અધૂરાં રહ્યાં. ગોપાળભાઈએ નીચે પડેલી ગીતા લીધી અને વિચાર કરતાં વાડી તરફ ચાલવા માંડ્યું. થોડાંક ડગલાં ચાલ્યા અને વળી અટકી ગયા. 'વિદ્યાર્થીઓને માટે જવાબ તો આપવો જ જોઈએ...પણ શો આપું? એમના વિષે હું કશું જ જાણતો નથી...ત્યારે મારે બધું જાણવું? એમના અંતરમાં ઊંડું ઊતરવું? એમના ધર્મની પરીક્ષા કરી એમને ભાન કરાવવું?... પણ એવું કરનાર હું કોણ? મને શો અધિકાર? અને એથી મારી શાંતિ ન લૂંટાઈ જાય?'

ગોપાળભાઈ પોતાના મનને કોઈ પ્રકારનું સમાધાન ન આપી શક્યા. આખરે થાકીને એમણે એવો નિર્ણય કર્યો કે વિદ્યાર્થીઓને બે દિવસ પછી આવવાનું કહેવું. આ નિર્ણયથી એમને થોડી શાંતિ થઈ અને તેઓ ઉતાવળે પગલે વાડી તરફ આવવા લાગ્યા.



# અનુપમ આનંદ

વિદ્યાર્થીઓને વિદાય આપવામાં તો તેઓ સફળ થયા પણ આખો દિવસ સખત પરિશ્રમ કર્યા છતાં એમના ચિત્તને શાંતિ ન મળી. ફરી ફરી એ વિચાર આવે, આવે ને આવે જ. એમને થયું કે આ વિચારથી દૂર ભાગ્યે ચાલશે નહિ. કંઈક નિર્ણય કરી જ નાખવો જોઈએ, પણ નિર્ણય કરવાની ઇચ્છા થયા છતાં તેઓ નિર્ણય કરી શક્યા નહિ. તે દિવસની આખી રાત એમણે અર્ધ નિદ્રામાં ને વિચારમાં ગાળી. બીજી સવારે તેઓ ચિંતા સાથે જ ઊઠ્યા. નદીકાંઠે જઈને પ્રાર્થના કરવા બેઠા પણ એમાં મન ચોંટ્યું નહિ. એમણે જરા મોટેથી શ્લોક બોલવા માંડ્યા અને ચિત્તની અશાંતિને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો. પ્રત્યેક શ્લોક સાથે એનાં અર્થ અને ભાવનાને યાદ કરી તેઓ પરમાત્માનું સ્મરણ કરવા લાગ્યા, પણ **न त्वहं कामये राज्यं** ના શ્લોકનું બીજું ચરણ આવતાં અને એનું અર્થભાન થતાં એમનાથી અટકી જવાયું. એમણે એ શ્લોકને એક કર્મપ્રેરક વિચારરૂપે નહિ પણ એક સદ્ભાવનારૂપે ગણવાનો પ્રયત્ન કર્યો, પણ તુરત જ એમને સાબરમતીને કાંઠે ગાંધીજીના મોંમાંથી નીકળેલા ને પોતે સાંભળેલા

શબ્દો યાદ આવી ગયા: "આનો અર્થ એ જ કે પ્રાણીમાત્રના દુ:ખનિવારણમાં જ જીવનનો સાર છે."

વધુમાં ગઈ કાલનો એક બીજો પ્રસંગ એમને યાદ આવ્યો. પોતે શા માટે નદીમાં કૂદી પડ્યા? તો પછી વિદ્યાર્થીઓનાં જીવનમાં કેમ રસ ન લેવો? કર્મ શોધવું નહિ, પણ સામે આવીને ઊભું રહે ત્યારે પણ ન આચરવામાં ગીતાધર્મનો ભંગ નથી? ગોપાળભાઈનું મન જુદી જ રીતે કામ કરવા લાગ્યું. અંતરમાં દીવો થયો હોય અને ગીચ અરણ્યની ઝીણી કેડીઓ સુદ્ધાં સૂઝતી હોય એવું જણાવા લાગ્યું. વિચારમાળા આગળ વધતી હતી પણ પ્રાર્થના અધૂરી છે એવું ભાન થતાં જ એમણે પેલો શ્લોક ફરીને ગાયો અને એ પછીના બધા શ્લોકો શાંતિપૂર્વક તેઓ ગાવા લાગ્યા.

નદીમાં સ્નાન કરી સમય થતાં તેઓ વાડીએ આવી પહોંચ્યા. વાડી પાસે આવતાં જ એમને પેલા કુમારોની સાથે ચંદ્રમોહનનું પણ સ્મરણ થઈ આવ્યું અને ઓરડામાં દાખલ થતાં પાટ ઉપર એનો કાગળ પડેલો જોયો. કોઈ પણ કાગળ જોઈને ગોપાળભાઈની સ્થિરતામાં ભાગ્યે જ ફેર પડતો, પણ આજે કંઈક ઉત્સુકતાપૂર્વક એમણે કવર લીધું અને ફાડીને ઊભાં ઊભાં જ વાંચવા માંડ્યું.

'........ગોપાળભાઈ,

તમારો કાગળ મળ્યા પછી ઘણા દિવસે આ કાગળ લખું છું. તમે વયમાં, જ્ઞાનમાં અને સાધનામાં મારા વડીલ છો પછી હું તમને પૂજ્ય લખું તેમાં શો વાંધો? તમને ખુશ કરવા હું થોડો જ લખું છું? મારી લાગણી વ્યક્ત કરવાની પણ મને ના પાડશો? તમે નારાજ થયા છો એટલે આ વખતે તો

નથી લખતો, પણ હવે હમેશ લખવાનો છું તે તમને જણાવી દઉં છું.

આજે જાન્યુઆરીની ૨૭મી તારીખની સવાર છે. ગઈ કાલના દિવસનું શું વર્ણન કરું ? ગોપાળભાઈ, મેં રાષ્ટ્રપ્રવૃત્તિમાં ઝુકાવી દેવાનો નિર્ણય કરી નાખ્યો છે. ગઈ કાલની સભામાં મેં પણ ભાષણ કર્યું હતું અને ઈશ્વરની સાક્ષીએ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લીધી હતી. પિતાશ્રીને આ બધું ગમ્યું નથી પણ તેમણે હજી કશું કહ્યું નથી, કદાચ જેલ જવા જેવો પ્રસંગ ઊભો ન થાય તો કહે પણ નહિ, મારા પ્રત્યેનો એમનો પ્રેમ તમે જાણો છો.

લાહોર હું ન ગયો, પણ મારો અંતરાત્મા ત્યાં જ હતો. પૂર્ણ સ્વરાજની ઘોષણા પછી મુંબઈ નગરીની સૂરત જ બદલાઈ ગઈ છે. હું અને મારા બધા મિત્રો કંઈક કરી નાખવા માટે થનગની રહ્યા છીએ. હું મારું જીવનકાર્ય શોધવા માટે મૂંઝાતો હતો પણ પરમાત્માએ એ મને મોકલી આપ્યું છે. હવે હું મારી આખી જિંદગી આ કાર્યમાં જ હોમી દઈશ. જીવનનો આનંદ મને આમાં જ લાગે છે.

એક વાત પૂછું ? તમે શા માટે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ન ઝુકાવો ? અત્યારનું વાતાવરણ જોતાં એમ લાગે છે કે ગાંધીજી કદાચ સત્યાગ્રહનો ઝંડો ફરકાવે. જો એમ થાય તોપણ તમે ન આવો ? મેં તમારી પાસેથી આંખ મેળવી છે, પણ સાચું કહું છું કે આ હું સમજી શકતો નથી. તમને મારી પેઠે આ પ્રવૃત્તિમાં અનુપમ આનંદ ન મળે ?"

ગોપાળભાઈ ઝપાટાબંધ કાગળ વાંચી ગયા. જે વિચારોનો

એ દિવસ થયાં મનમાં ઉદય થયો હતો એને વેગ આપવા માટે જ જાણે આ કાગળ આવ્યો હોય એવી એમની સ્થિતિ હતી. એમની ઇચ્છા હતી છતાં માનસિક સ્થિરતા ન જ મળી શકી એટલે એમણે ચંદ્રમોહનને જવાબ ન લખ્યો. પણ એ કાગળને તેઓ ભૂલી શકયા નહિ.

દિવસનું કામ રોજની પેઠે જ તેઓ કરતા હતા. દરેક કામ એકાગ્ર બની કરવું જોઈએ તે આજ ન બન્યું. કામ તો થયું પણ યંત્રવત્. શરીર વાડીની જમીન ઉપર ફરતું હતું પણ મન દૂર દૂરના પ્રદેશમાં આજ પહોંચી ગયું હતું.

કોઈ દિવસ નહિ અને આજ એમની વાડીમાં સાથી તરીકે કામ કરતા જીવાબાપાએ પણ ગોપાળભાઈને પૂછ્યું કે, "શેરમાં એ દિ પહેલાં શું થયું'તું ?" ગોપાળભાઈ સમજી ગયા કે કૃષ્ણનગરમાં સ્વાતંત્ર્યદિન ઉજવાયો એ વિષે જીવાબાપા પૂછે છે, પણ તુરત જ એમની જીભે જવાબ ન આવ્યો. થોડી વાર રહીને એમણે કહ્યું, 'ગાંધીજી છે ને, એમણે કયું કે હિંદુસ્તાનનાં બધાં માણસોએ સ્વરાજ લેવાની પ્રતિજ્ઞા કરવી. એટલે બધાં પ્રતિજ્ઞા લેવા ભેગાં થયાં હતાં." જીવાબાપા આમાં કેટલું સમજ્યા હશે તે તો રામ જાણે, પણ એથી વધુ કહેવાની ઇચ્છા ગોપાળભાઈની નહોતી અને એ અનિચ્છા જીવાબાપા સમજી ગયા એટલે એમણે આગળ ન પૂછ્યું.

રાત પડી. ગોપાળભાઈ પોતાનો પ્રિય તંબૂર લઈને પ્રાર્થના કરવા બેઠા. 'મેરે તો ગિરિધર ગોપાલ' એ ભજન ગાતાં એમણે ઝણઝણાટી અનુભવી, પણ પ્રાર્થના પૂરી થતાં જ ચંદ્રમોહનનો

કાગળ તાજો થયો અને આવતી કાલે સવારે વિદ્યાર્થીઓ આવવાના છે તેનું પણ સ્મરણ થયું. મન ફરી પાછું વિચારે ચડવા લાગ્યું.

'હું કેમ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં નથી ઝુકાવતો ?' ચંદ્રમોહને પૂછેલો પ્રશ્ન મનમાં ઊભો થયો. 'મારી શાંતિ લૂંટાઈ જાય, આત્મનિરીક્ષણમાં વિક્ષેપ આવે, કામમાં ખેંચાઈ જવાય, રાગદ્વેષ ને અભિમાન વધી જાય.' ધીમા ધીમા જવાબો આવવા લાગ્યા. 'પણ એમ તો બધાને થાય. તો શું કોઈએ આમાં ન પડવું ? ચંદ્રમોહનનો શા માટે એ ધર્મ ? અને મારો શા માટે આ ?' અને ગોપાળભાઈ ઊંડા ઊતરવા લાગ્યા. 'ધર્મ શું ?......પરદુઃખનિવારણ એ ધર્મ નહિ ?......તો તો મારે જવું જોઈએ. આત્મસાધના શા માટે ? પ્રવૃત્તિમાં રહીને એ ન થઈ શકે ?' એક ક્ષણ એ ખેંચાયા. મનમાં થોડી કલ્પનાઓ પણ ઊભી થઈ, જાણે પોતે જાય છે. પણ તુરત જ ગણગણી ઊઠ્યા, 'વાડો ? ......એ તો ઠીક, પણ તો આજ સુધી કાં ન ગયો ?.........હું ત્યાં ન જઈ શકું.' મન પાછું વળવા લાગ્યું. 'મારાથી ન જવાય.' અંધારામાં એ ગણગણ્યા. 'દરેક કર્મની અને ધર્મની પરીક્ષા એ કે એથી રાગદ્વેષ વધે છે કે ઘટે છે ?' એમના શાંત થતા હૃદયમાં શાસ્ત્રવિચાર પેદા થયો. 'હું ત્યાં જાઉં તો રાગદ્વેષ વધે જ.' મનમાં જાણે ખાતરી થઈ ગઈ.

કંઈક શાંતિ મેળવીને એ લાંબા થઈને સૂતા. બત્તીને બુઝાવવા માટે એમણે નજીક લીધી પણ નજીક લેતાં જ બાજુમાં પડેલા ચંદ્રમોહનના કાગળ ઉપર નજર પડી અને કંઈક વિચાર આવે ન આવે ત્યાં એ કાગળ ઉપાડીને એમણે વાંચવા માંડ્યો.

કાગળ વાંચી લીધા છતાં પોતાની મનઃસ્થિતિમાં ફેર ન પડ્યો એમ એમને લાગ્યું અને એથી સંતોષ થયો. ચંદ્રમોહનના કાગળમાં છેલ્લા શબ્દો હતા તે એમનાથી જલદી ન ભુલાયા. તેઓ કાગળ વાળીને કવરમાં નાખતા ધીમેથી એ શબ્દો બોલ્યા, ' તમને મારી પેઠે આ પ્રવૃત્તિમાં અનુપમ આનંદ ન મળે ? ' એક ક્ષણ શાંત રહી એ ફરી ગણગણ્યા, ' અનુપમ આનંદ ! '



૧૧

# ગોપાળભાઈનું હૃદય

**પ્ર**થમ તો નિયમરૂપે ગોપાળભાઈએ સવારમાં આંખ ઉઘાડતાં જ ઈશ્વરનું નામ લેવાનું કરેલું પણ ધીમે ધીમે એ ટેવ જ પડી ગઈ હતી. પ્રભુસ્મરણ પછી પોતાની રાતની સ્થિતિનું તેઓ અવલોકન કરી જતા અને જે ભૂલો થઈ હોય તેનાં કારણો વિચારી બીજી વખત એ ન થાય એવા પ્રયત્નો ગોઠવતા. આજે એ જાગ્યા ત્યારે ટેવ પ્રમાણે મોંમાંથી 'પરમાત્મા' એ શબ્દ તો નીકળી ગયો પણ એ શબ્દથી પ્રગટતી નમ્રતા અને રાત્રિના અવલોકનની વૃત્તિ પેદા ન થઈ. પેલા કુમાર વિદ્યાર્થીઓ એમને યાદ આવવા લાગ્યા. એમણે પ્રશ્નો તો બે ત્રણ પૂછ્યા હતા પણ ગોપાળભાઈની સામે એક પ્રશ્નમાળા ઊભી હોય એવું એમને લાગ્યું. એ વિદ્યાર્થીઓના અને એમના પ્રશ્નોના વિચાર કરતા તેઓ નદીકાંઠે ગયા. ત્યાં નિત્ય-નિયમ પ્રમાણે સ્નાન કર્યું અને પ્રાર્થના કરી. પ્રભાતની સુમધુર શાંતિમાં મોટા સાદે ઉપનિષદ્‌ના શ્લોકો બોલી ઘડીભર અંતરથી મસ્ત બન્યા. એ પછી ભજનો ગાવા લાગ્યા. આજનું પહેલું ભજન 'શૂર સંગ્રામ કો દેખ ભાગે નહિ' એ હતું. અને છેલ્લું ભજન 'પ્રેમળ જ્યોતિ તારો દાખવી' એ હતું.

ગોપાળભાઈનાં ભજનો પૂરાં થયાં ત્યાં પ્રભાતનાં કિરણો બધે ફૂટવા લાગ્યાં. નદીના તરંગો ઉપર નાચતાં કિરણો જોઈ ગોપાળભાઈનું મન પ્રસન્ન થઈ ગયું. એમણે આજુબાજુ નજર કરી તો આખી વૃક્ષમાળ તેજનાં સ્નાન કરી રહી હતી. સમગ્ર પૃથ્વી જાણે આળસ મરડીને કર્મપ્રવૃત્ત થતી હોય એવું ભવ્ય અને ચેતનામય વાતાવરણ હતું. જમીન ઉપરનું ઘાસ પણ જાણે જાગતું હતું. એની ઉપર બાઝેલાં તુષારબિંદુઓ ચમકતાં હતાં. ક્યાંય ગમગીની નહોતી, દુઃખ નહોતું, વ્યથા નહોતી, ગંભીરતા નહોતી. સર્વત્ર એક ધીમું મધુર અને પ્રેરણામય હાસ્ય પથરાયેલું હતું. ગોપાળભાઈએ અનેક વખત સૂર્યોદયનું દૃશ્ય જોયું હતું પણ એમને એથી કદી કંટાળો નહોતો આવ્યો, કારણ કે પ્રત્યેક દિવસે એમાં નવીનતા દેખાતી. એના એ રંગો નવાં નવાં મિશ્રણોથી નિત્ય–નવીન બનતા હોય એવું લાગતું હતું. આ રંગો જ્યાં જ્યાં ઢળતા ત્યાં ત્યાં સૌંદર્ય છવાઈ જતું હતું. દૂરનાં લીલાંછમ ખેતરો તો એથી શોભી ઊઠે, પણ ભૂખરી વાડો યે સૌંદર્યવતી બની હતી. પક્ષીઓ જાગી ઊઠ્યાં હતાં અને કલરવ કરતાં કરતાં પોતાનાં પ્રકૃતિસહજ કાર્યોમાં ગૂંથાઈ ગયાં હતાં. આખી કુદરતમાં ક્યાંય આળસ, બેદરકારી કે હેતુશૂન્યતા દેખાતી નહોતી. બધે જ પ્રવૃત્તિ હતી અને જાગૃતિ હતી.

ગોપાળભાઈ ભક્ત હતા. આખા વિશ્વમાં એક વિરાટ આત્મા છાઈ રહ્યો છે અને પોતે એનો અંશ છે એમ તેઓ માનતા હતા એટલે આ નવપ્રભાતમાં એમને પોતાનો અંશ દેખાતો હતો. અને એ ભાન થતાં જ એમનું અંતર પુલકિત થઈ બાહ્ય સૌંદર્યમાં જાણે મીઠી સુવાસ પૂરતું હતું. પ્રસન્ન આંખે બધું જોતાં જોતાં, ગોપાળભાઈ બોલી ઊઠ્યા :

"સચ્ચિદાનંદ સિંધુનીરે પ્રેમાનંદની લહરી."

અને એ આનંદે એમનાં રોમે રોમ ખડાં થઈ ગયાં. જાણે કુદરતમાં પોતે એકતાર બન્યા હોય એવી એમણે મસ્તી અનુભવી. ગોપાળભાઈને એ ક્ષણોમાં જીવનની ધન્યતા લાગી. જેને પોતે ઝંખે છે એ જ જાણે હૃદયમાં એકરૂપ બની ગયું એવું એમને લાગવા માંડ્યું. થોડીક ક્ષણો એમણે આંખ મીંચી દીધી. મિચાયેલી આંખોએ આંતરસૃષ્ટિનું સૌંદર્ય જોવા માંડ્યું. બાહ્યસૃષ્ટિનું પ્રતિબિંબ જ ત્યાં પડ્યું હોય એમ ત્યાં પણ આનંદની ભરતી ચડી હતી. દુઃખ અને વ્યથા બાહ્ય જગતનાં દુઃખ અને વ્યથાની પેઠે ક્યાંક ડૂબી ગયાં હતાં. અંદરનું અસુંદર બધું સુંદર લાગતું હતું. થોડીક પળો એ શાંતિમાં પસાર કર્યા પછી 'હરિ ૐ'ના ઉચ્ચારણ સાથે એમણે આંખ ઉઘાડી અને એ સ્થિતિની છાયા હૃદયમાં સંઘરી જીવનવ્યવહાર ઉપર મનને સ્થિર કરવા માંડ્યું.

પ્રભાતના સૌંદર્યથી ધોવાયેલા મન ઉપર સૌથી પહેલો વિચાર વિદ્યાર્થીઓનો આવ્યો. ગોપાળભાઈએ દૂરના રસ્તા પર નજર ફેંકી પણ વિદ્યાર્થી જેવું કોઈ દેખાયું નહિ. એમની આંખમાં ગઈ કાલે જે મુખાકૃતિઓ વસી હતી તે દૂરના રસ્તા પરથી ચાલી આવતી હોય તો કેવું સારું! એ અસ્પષ્ટ ઇચ્છા એમના મનમાં ઊગી ને શમી ગઈ. એમનું પ્રસન્ન મોં જરા ગંભીર બન્યું. વિચારમાં ઊંડા ઊતરતા હોય એમ એ મૂંગા મૂંગા જમીન ઉપર જોઈ રહ્યા. ફરી એમણે આંખ ઉઘાડી અને દૂરની કેડીઓ પર કોઈને પ્રત્યક્ષ કરવા જાણે પ્રયત્ન કર્યો. તુરત જ મોં વધુ ગંભીર બન્યું. એ ગણગણવા લાગ્યા, 'આ બધું શું?...હું ક્યાં જઈ રહ્યો છું?' જાણે ધ્યાન-ભ્રષ્ટ થયેલો યોગી જાગતો હોય એવી પ્રકોપયુક્ત મુદ્રા એમની

થઈ ગઈ. આંખો કંઈક નવીન તેજે ચમકવા લાગી. 'મારે ચેતવું જોઈએ' એ બોલ્યા, જાણે આત્મા સમક્ષ – પરમાત્મા સમક્ષ.

અને એ ઊઠ્યા. ધીમા પણ દઢ પગલાં ભરતા તેઓ વાડી પાસે આવી પહોંચ્યા. વાડીના ઝાંપામાં પગ મૂકતાં પગ સહેજ અટક્યો. 'વિદ્યાર્થીઓ અહીં તો ન બેઠા હોય?' એક વિચાર વીજળીના ઝબકારાની પેઠે આવ્યો ને અદશ્ય થઈ ગયો. તુરત જ એમના હોઠ દબાયા. ગતિ, આંખ અને ગાત્રોને સ્થિર કરી તેઓ ઓરડીમાં આવ્યા. ત્યાં કોઈ નહોતું છતાં એમનાથી ઓરડામાં, ઓસરીના છેડા ઉપર અને પાસે રહેલા કૂવાના કાંઠા ઉપર નજર પડી ગઈ. ઓરડીમાં આવીને તેઓ રેંટિયા પર બેઠા. પણ એમના મોં ઉપરની મક્કમતા પળેપળે ઓછી થવા લાગી. થોડીવારમાં તો જાણે કોઈએ ઉપરથી પંજો ઉઠાવી લીધો હોય એવી મુક્તતા મોં ઉપર જણાવા લાગી. એમણે 'હરિ ૐ'નો ઉચ્ચાર કરી રેંટિયાનું ચક્કર ફેરવતાં સુતરના તાર ખેંચવા માંડ્યા. ઓરડીના એકાંતમાં રેંટિયો ગૂંજવા લાગ્યો. રેંટિયાનો ગુંજારવ ઘણીવાર ગોપાળભાઈને બીજા વિચારમાંથી ખેંચી લઈ ઈશ્વરના વિચારમાં પ્રવેશ કરાવતો; આજે એવું ન બન્યું. મુક્ત થયેલું મન પેલા વિદ્યાર્થીઓના અને ચંદ્રમોહનના વિચારોમાં પરોવાયું. વિચારનો પ્રદેશ જેમ વિસ્તાર પામતો ગયો તેમ રેંટિયો વધુ ઝડપથી ફરવા લાગ્યો, તાર પણ વધુ નીકળવા લાગ્યા, એના ગુંજારવમાં પણ ગંભીરતા આવી પણ ગોપાળભાઈનાં શરીર અને મનને, ક્રિયા અને વિચારને, બહુ છેટું પડી ગયું.

●

## ૧૨

# વિચારગાંભીર્ય

વિદ્યાર્થીઓ ન જ આવ્યા, ગોપાળભાઈ આખો દિવસ એનું સ્મરણ ભૂલી શક્યા નહિ. સ્મરણની પ્રબળતાથી અકળાઈને એમને એમ થવા લાગ્યું કે 'આવ્યા હોત તો સારું હતું, વાત કરી લેત તો મને શાંતિ થાત.' પણ એમની શાંતિ એમના એકલાના હાથમાં નહોતી. રાત્રે તો જાણે એ થાકી જ ગયા. આંખ સામેથી એ સુકુમાર મુખો ખસે જ નહિ. પેલા ચૌદ વર્ષના કુમારની જિજ્ઞાસા-ભરેલી આંખો ફરી ફરીને જાણે દેખાયા જ કરે. એમને થવા લાગ્યું કે 'એ બધા હશે કોણ? મેં તો કોઈનું નામ પણ ન પૂછ્યું. મોં ઉપર કેટલી નિર્મળતા હતી!...અને જીવનમાર્ગને શોધવા માટે કેવો પુરુષાર્થ કરતા હતા!...શા માટે એમને જવા દીધા? શા માટે એમનાથી દૂર ખસવાની મને ઇચ્છા થઈ? જગન્નિયંતાનાં આ ઝાડ, પાન, પાણી, પવન, ઇત્યાદિમાં રાચનાર હું, એ ફૂલોના સૌંદર્યથી કેમ ડરી ગયો?' વિચારધારા આગળ વધવા લાગી. 'આ સૃષ્ટિ મૂંગી છે અને કોઈ રીતે મને મૂંઝવતી નથી માટે એમાં હું રસ લઉં છું?......હા, એમણે મને

કેવો મૂંઝવી નાખ્યો ! હું જવાબ પણ ન આપી શક્યો ! જાણે બધું ભૂલી જ ગયો !' અને એમને પોતાની કુમારાવસ્થા અને યુવાવસ્થા યાદ આવી. એ યાદ આવતાં મન ૨૦-૨૫ વર્ષ પહેલાંના ભૂતકાળની ગુફામાં દોડી ગયું. એ વખતની ભાવનાઓ યાદ આવી ઇચ્છાઓ અને આકાંક્ષાઓ યાદ આવી. કુમારાવસ્થામાં હૃદયમાં જોર કરી બહાર નીકળવા મથતી શક્તિઓ યાદ આવી. ગોપાળભાઈને પેલા કુમારો તરફ જાણે મમત્વ થવા લાગ્યું. એક વિપળમાં મન ત્યાંથી પાછું ફર્યું અને કૃષ્ણનગરમાં એ કુમારોની શોધ કરવા લાગી ગયું. કૃષ્ણનગર ગોપાળભાઈએ સારી રીતે જોયું હતું એટલે એની શેરીઓ ને રસ્તાઓમાં ચાલ્યા જતા સેંકડો માનવીઓની વચ્ચે એમની આંખ જાણે પેલા કુમારોને ગોતવા લાગી.

જાણે ક્રિયા થતી હોય એટલા ઘેરા રૂપમાં આ કલ્પનાસૃષ્ટિ રચાતી હતી. ગોપાળભાઈ પોતાની સ્થિતિ ભૂલ્યા હતા. એ રાત હતી. પોતે વાડીના મકાનમાં સૂતા હતા. બહાર નીરવ પણ ભીષણ શાંતિ હતી. પોતે વિરક્તિ ધારણ કરી હતી. એ બધું અત્યારે અલોપ થઈ ગયું હતું-જેમ સવારે પ્રભાતના સૌંદર્યમાં જગતની કદરૂપતા અલોપ થઈ જતી હતી.

-પણ ગોપાળભાઈ કલ્પનાના પ્રદેશમાં બહુ આગળ ન જઈ શક્યા. એમનાથી થોડે જ દૂર સૂતેલા હરિપુરને જાગૃત રાખવા માટે પેલા રામલા કોળીએ 'જાગતા રે'જો 'નો બુલંદ અવાજ કર્યો અને એ ઝબકી ગયા. ક્યાંકથી પછડાયા હોય એવું એમને થયું. શરીરે પ્રસ્વેદ થઈ ગયો. તેઓ પાટ ઉપર બેઠા થઈ ગયા. આંખ ફાડીને ઓસરી બહાર પથરાયેલા અંધારાને જોવા લાગ્યા. ફરીને એમણે પેલો પોકાર સાંભળ્યો. આખા અંગમાં ઝણઝણાટી આવી ગઈ. એ પૂરેપૂરા

જાગૃત બની ગયા. પોતાની સ્થિતિ ઉપર એમનાથી નિશ્વાસ મુકાઈ ગયો.

'વાહ મનવા!' એ ગણગણ્યા, અને તુરત એમણે ગામની ભાગોળેથી પાછા ફરતા રામલા કોળીને જોયો. એના એક હાથમાં બત્તી હતી, બીજા હાથમાં કડિયાળી ડાંગ હતી, માથે પાઘડું બાંધ્યું હતું. આટલે દૂરથી ગોપાળભાઈ એને પૂરો જોઈ શકતા નહોતા પણ એટલે જ એ દૃશ્ય એમને હૃદયસ્પર્શી લાગ્યું. ચારે બાજુ અંધારું હતું. મોટાં ઝાડો પણ અંધકારના પડછાયા જેવાં લાગતાં હતાં. નદીનો પટ કે પ્રવાહ દેખાતો જ નહોતો. એક આકાશમાં ઝીણા દીવડાઓનું અજવાળું હતું. બીજું રામલાની આસપાસ થોડું અજવાળું પથરાયું હતું. અંધકારને ભેદતો રામલો ગામમાં જતો હતો. એના ખોંખારે જાણે રાત્રી ધ્રૂજી ઊઠતી હતી. એના મોટા જોડાનો અવાજ પણ નીરવ શાંતિને ડોલાવતો હતો. અને ચાલતાં ચાલતાં એક ક્ષણ અટકીને 'જાગતા રે'જો' તે બોલતો ત્યારે તો ગોપાળભાઈને ફરીને આખે અંગે ઝણઝણાટી વ્યાપી જતી. રામલો અને એનો પ્રકાશ જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી ગોપાળભાઈએ જોયા કર્યું. એના મન ઉપર આજે આ પ્રસંગની એવી ઘેરી છાપ પડી. આજ પહેલાં પણ એમણે અવાજો તો સાંભળ્યા હતા પણ આજ તો જાણે અવાજનું પરમ રહસ્ય એમની પાસે પ્રગટ થયું હતું.

અવાજ શાંત પડ્યા પછી ગોપાળભાઈ રામનામનો જાપ કરતા ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓને ઊંઘ તો આવી પણ સ્વપ્નાંઓ જાણે એમના પર તૂટી પડ્યાં. ઘડીકમાં પોતે આશ્રમમાં પાછા ગયા હોય એવું લાગે, ઘડીકમાં કૃષ્ણનગરમાં પેલા કુમારોને શોધતા હોય એવું લાગે. ઘડીકમાં જાણે ચંદ્રમોહન દુઃખ અને રોષ-

ભર્યા ચહેરે એમની સામે તાકી રહેતા હોય તેમ લાગે. ઘડીકમાં ગાંધીજીને મોટાં મોટાં ડગલાં ભરતા ક્યાંક ચાલ્યા જતા જુએ. અનેક સ્વપ્નાંઓ આવે, એક બીજામાં ગુંથાઈ જાય, નવી જ કોઈ વસ્તુ દેખાવા લાગે. ખબર ન પડે કે શું થાય છે. સ્વપ્નમાં પણ મૂંઝવણ થયા કરે. શાંતિ તો જાણે અદૃશ્ય જ થઈ ગઈ.

સવારે સાર વાગ્યે એ ઊઠ્યા ત્યારે એમણે જોયું કે પોતાનું શરીર થાકેલું હતું. સ્વપ્નો યાદ નહોતાં રહ્યાં પણ એની અસર શરીર ઉપર દેખાતી હતી, અને મન ઉપર વિષાદની છાયા મૂકી ગઈ હતી. ગોપાળભાઈ આજે ઊઠીને નદી તરફ ન ગયા પણ એમ ને એમ વિચાર કરતા પાટ ઉપર બેસી રહ્યા. એમની બેસવાની ઢબ અને મોં ઉપરની રેખાઓથી એટલું સ્પષ્ટ થતું હતું કે તેઓ આ મંથનને શમાવવા માટે કંઈક નિર્ણય જ કરવા માગે છે. એમના મન ઉપર એક પછી એક વિચારો તેઓ લેતા ગયા. એક સામટો હલ્લો આવે કે તુરત તેઓ સચેત થઈ જતા અને મૂળ વિચારને વળગીને આગળ વધતા. ધીમે ધીમે મનમાં એટલી ખાતરી થવા લાગી કે ' મારી પ્રકૃતિ જોતાં હું રાષ્ટ્રીય ચળવળમાં નહિ પડી શકું. પણ એ પ્રવૃત્તિ તો સાચી છે જ. મારી એ તરફ સહાનુભૂતિ તો હોવી જોઈએ. મને પૂછવા આવનારને મારે કહેવું જોઈએ કે એમાં પડવામાં આત્માનું કલ્યાણ જ છે.'

આવો કંઈક નિશ્ચય કરી ગોપાળભાઈ ત્યાંથી ઊઠ્યા અને નિત્યકર્મ માટે નદી ઉપર ગયા. છેલ્લા ચાર દિવસોમાં એમણે આજે જ શાંતિપૂર્વક બધી ક્રિયાઓ કરી. પ્રાર્થનામાં પણ પૂર્વવત્ શાંતિ એમને જણાઈ. મનમાં તો કાયમ માટે તોફાન શમી ગયું હોય એમ લાગ્યું.

ગોપાળભાઈને ખાતરી હતી કે હવે પોતે શાંતિપૂર્વક કામ કરી શકશે, પણ વાડીમાં આવતાં જ એમણે જીવાબાપાના હાથમાં એક કવર જોયું. કવર જોતાં એમની સ્થિરતાને લગીર આંચકો લાગ્યો પણ તુરત જ સ્વસ્થ થઈ એમણે કવર લીધું અને એમાં જે લખ્યું હોય તેનો જવાબ આપવો જ છે એવા નિશ્ચય સાથે કવર ફોડીને કાગળ વાંચવા માંડ્યો. કાગળ ચંદ્રમોહનનો જ હતો:

" પૂજ્ય ગોપાળભાઈ –

મારા કાગળનો જવાબ નથી. એ તમને ન મળ્યો હોય એવું તો ન બને ? ગમે તેમ હોય, હવે આ કાગળનો જવાબ જરૂર લખશો.

અહીંનું વાતાવરણ ઉગ્ર થતું જાય છે. હમણાં મારે કશી પ્રવૃત્તિ નથી પણ મન તો જાણે અનેક પ્રવૃત્તિઓ કરી રહ્યું હોય એવી સ્થિતિ છે. પિતાને મારી સ્થિતિની જાણ થઈ ગઈ છે. તેઓ એથી દુઃખી થયા છે, મારી પાસે દુઃખ પ્રગટ કરે છે અને પોતાની વૃદ્ધાવસ્થા સામે જોઈ આ નવા પ્રવાહમાં સામેલ ન થવાનું મારી પાસે વચન માગે છે. હું વચન આપી શકું તેમ નથી કારણ કે મેં નિશ્ચય કરી નાખ્યો છે કે નવા પ્રવાહમાં ઝુકાવી દેવું. મારે માટે તમે લખ્યું હતું તેમ એ જ માર્ગ શ્રેયસ્કર છે એમ લાગે છે. જ્યારથી મને એ વાતાવરણનો સ્પર્શ થયો છે ત્યારથી મારી માનસિક શક્તિઓમાં પણ અજબ ફેરફાર દેખાય છે. કયારેક તો એમ લાગી જાય છે કે આ પ્રવૃત્તિમાં હું કંઈક અસામાન્ય કરી નાખીશ.

પરંતુ હું આગળ વધું તે પહેલાં તમને પૂછું કે તમે શો નિર્ણય કર્યો છે ? ગઈ કાલે આપણા ગુજરાતમાં મોટા વિચારક ગણાતા.........ભાઈ સાથે મને ચર્ચા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. મેં તમારા તરફથી એમની પાસે પુષ્કળ દલીલો મૂકી કે આત્મા-

થીએ કે અધ્યાત્મવાદીએ આમાં શા માટે આવવું ? એમણે મને જે જવાબ આપ્યો તે મારા મનમાં આરપાર ઊતરી ગયો છે. એ સાંભળ્યા પછી મને ખાતરી થઈ કે તમે આમાં આવ્યા વિના નહિ જ રહી શકો. એ જવાબ હું તમને ઇરાદાપૂર્વક નથી લખતો, કારણ કે તમે બધું જાણો છો. આ છેલ્લા શબ્દો લખતાં મારા અંતરમાં એવું થાય છે કે આ કાગળ તમને મળ્યા પહેલાં જ મારી રહીસહી શંકાને નિર્મૂળ કરતો તમારો પત્ર અહીં આવી પડશે.

મારા નવા જીવન માટે હું સૌથી વધારે ઋણી હોઉં તો તમારો છું. તમારા પરિચય પછી જ મારા હૃદયનું ખેડાણ થયું અને હૃદય–ધરતી આ બીજને લાયક બની. કૃપા કરી મને આ નવા પંથે જવામાં આપના આશીર્વાદનું ભાથું આપશો."

ગોપાળભાઈ આ કાગળ વાંચી ગયા. વચ્ચેની થોડી લીટીઓ એમણે બીજી વાર વાંચી અને કાગળ ધીમે રહીને ઓસરીના ગોખલામાં મૂકી દીધો. મોં ઉપરની વિચારગંભીરતા જરા પણ ખસી નહિ. સ્વસ્થતા જરા પણ લૂંટાઈ નહિ. સ્થિર પગલે તેઓ ઓરડીમાં જઈને રેંટિયો લઈ કાંતવા લાગી ગયા.



## ૧૩

# નિશ્ચય

"ભાઈ ચંદ્રમોહન.........

તમારા બંને કાગળો મળ્યા છે. એનો હું જવાબ આપું ત્યાર પહેલાં......ભાઈના વિચારો જાણવા ઇચ્છું છું, લખશો ? તમે માનો છો એટલું હું સમજતો નથી. મારી સ્થિતિ તમારાથી જુદી છે, પણ સારી જ છે એમ કહી શકું એવું નથી. જવાબ તુરત લખજો."

ગોપાળભાઈએ પુષ્કળ વિચારને અંતે બીજે દિવસે ચંદ્રમોહનને જવાબ લખ્યો અને પોતે પૂરેપૂરી સ્થિરતા ધારણ કરી કામ કરવા લાગ્યા. પ્રથમ પ્રાર્થના વખતે કે ભજન વખતે ઉલ્લાસમાં આવી જતા તે બંધ થયું, પણ મન તો સ્થિર અને ગંભીર જ હતું. કુદરતનું સૌન્દર્ય જોવા તરફ બહુ લક્ષ નહોતું, પણ બીજન તરંગે ચડી જતા હોય અથવા આનંદપ્રાપ્તિ માટે વલખાં મારતા હોય એવું પણ નહોતું. વિચાર અને મંથનને પરિણામે મનમાં એક પ્રકારની ગંભીરતા છવાઈ ગઈ હતી. અત્યારે માનસિક જાગૃતિ એટલી હદ સુધી હતી કે એમની સંમતિ વિના કોઈ

વિચાર ભાગ્યે જ મનના પ્રદેશમાં આવી શકતો હતો. આ જાગૃતિનું એમને પૂરેપૂરું મૂલ ચૂકવવું પડતું પણ પોતે માનતા હતા કે આત્મ-જાગૃતિ તો ધગધગતા પતરા ઉપર સૂવાથી જ મળી શકે એમ હોય તો એમ પણ કરવું જોઈએ.

ચંદ્રમોહનને કાગળ લખ્યા પછીના બે દિવસોમાં એ ભાગ્યે જ કોઈની સાથે એક શબ્દ પણ બોલ્યા હશે. પ્રાર્થના પણ ઘણુંખરું મનમાં જ કરતા અને ભજનો પણ ગણગણતા હોય એવી રીતે જ બોલતા. એમનો ખોરાક અર્ધો થઈ ગયો હતો. ઊંઘની ૭ કલાક એમને બહુ લાંબી થતી હતી, એટલે છેલ્લા બે દિવસ એ ચાર કલાક જ પાટ ઉપર સૂતા હતા.

આખરે જેની એ ખૂબ આતુરતાપૂર્વક રાહ જોતા હતા તે કાગળ આવી પહોંચ્યો. કાગળ બહુ મોટો હતો. ગોપાળભાઈ શાંતિપૂર્વક આખો કાગળ વાંચી ગયા. કાગળ વાંચ્યા પછી એમની આંખો ચિંતનભારે નમી ગઈ. થોડીવાર રહી એમણે ફરીને કાગળ ઉપર આંખ ફેરવી. કાગળનો સાર આ પ્રમાણે હતો:

" હવે જે લડાઈ આવવાની છે તે જગતના ઇતિહાસમાં અભૂત-પૂર્વ છે. જગતે ખૂનખાર જંગો ઘણા જોયા છે. દેશદેશના ઇતિહાસનાં પાનાં લોહીથી જ ખરડાયેલાં છે. નિઃશસ્ત્ર યુદ્ધનો એક પણ દાખલો ઇતિહાસના દફતર ઉપર નોંધાયેલો નથી. અને એ રીતે ધર્મ અને રાજકારણનું મિલન આ યુદ્ધમાં અપૂર્વ છે. એમ તો ધર્મને નામે પણ લડાઈઓ થઈ છે અને ધર્મના આદિ પુરુષો એ સાંભળે તો કંપી ઊઠે એવા હત્યાકાંડો નોંધાયા છે, પરંતુ રાજકારણને ધર્મની એટલે કે સત્ય ને અહિંસાની છાપ તો પહેલ-

વહેલી જ લાગે છે. ગાંધીજીના ધર્મનું રહસ્ય ગણો કે મહત્ત્વ ગણો તો એ જ છે કે એ આખા જીવનને વ્યાપી લે છે. એમાંથી નથી રાજકારણ બાદ થઈ શકતું કે નથી અર્થકારણ. કેળવણી, વિજ્ઞાન અને સમાજશાસ્ત્ર પણ ધર્મથી અલાયદાં નથી થઈ શકતાં. એટલે મારો એવો ચોક્કસ મત છે કે આવા વ્યાપક ધર્મની સંસ્થાપના-સમા આ યુદ્ધમાંથી ધાર્મિક મનુષ્ય તો ખસૂસ કરીને બાદ ન જ રહી શકે.

જો તમે આધ્યાત્મિકતાની વાત કરતા હો તો હું કહું છું કે આ જગત ઉપર આધ્યાત્મિક પ્રકાશ નાખવાનો આ મહાન પ્રયોગ શરૂ થયો છે તેમાં આત્માર્થીએ — આધ્યાત્મવાદીએ સાથ આપવો જ જોઈએ. જે આમાં સાથ આપવાનું કર્તવ્ય ચૂકશે તે જાણે અજાણે આ પૃથ્વી ઉપરની આધ્યાત્મિક શક્તિને નબળી બનાવશે અને એટલે અંશે એની આધ્યાત્મિકતા પણ નબળી પડશે. આ યુદ્ધમાં અનેક પ્રકારના માણસો જુદી જુદી ભાવનાઓ લઈને સામેલ થવાના છે પણ યુદ્ધનું મંડાણ તો જેણે સત્ય અને અહિંસાને ધર્મ માન્યાં હશે અને એના સંપૂર્ણ પ્રગટીકરણ માટે પોતાના પ્રાણને સોંઘા કર્યા હશે તેના ઉપર જ રહેશે. આ યુદ્ધમાંથી જે દિવસે એ માણસો ખસી જશે તે દિવસે આ યુદ્ધ જગતમાં ખેલાયેલાં અને ખેલાતાં અનેક યુદ્ધો જેવું લોહિયાળ, સ્વાર્થી અને સંકુચિત બની જશે. આટલી વાત જો ધાર્મિક માણસ સમજી જાય તો એક ક્ષણ પણ આ યુદ્ધથી દૂર એ ન રહી શકે.

અને ધર્મ અને અધ્યાત્મ અંતે છે શું?—જો એમાં પરના દુઃખનિવારણનો અને જગતના તાપને ઓછો કરવાનો પ્રયત્ન ન હોય, મનોરથ ન હોય; જો આખી દુનિયા ગંદી હોય તો આપણા

ઘરને સાફ રાખવાનો ગમે તેટલો આપણે પ્રયત્ન કરીએ તોપણ રોગના હુમલાનું જોખમ આપણા માથે રહેલું જ છે, તેમ જ આખી દુનિયા અધર્મમાં ચકચૂર હોય તો આપણા ધર્મ ઉપર પણ જોખમ રહ્યું જ છે. આપણે આ જગતથી સર્વ રીતે જુદું જ એવું કોઈ તત્ત્વ નથી, પણ જગત સાથે સંકળાયેલું એક અભિન્ન અંગ છીએ. એ રીતે જગતનાં બધાં ધર્મ-અંગોએ સાથે મળીને અધર્મના નાશકાર્યમાં જોડાવું જોઈએ.

મારો પોતાનો મત એવો છે કે માત્ર દેશને સ્વતંત્ર અને સુખી જોવાની ભાવનાવાળા આ યુદ્ધમાં ન આવે તો હજી ચાલી શકે, પણ જગતને ધર્મમય જોવાની ઇચ્છાવાળા તો આથી દૂર રહી શકે જ નહિ. ''

કાગળ સવારમાં મળ્યો હતો અને દિવસનું બધું કામ માથે ઊભું હતું છતાં ગોપાળભાઈ કામમાં પ્રવૃત્ત થઈ શકયા નહિ. તેઓ ધીમે રહીને ભીંતને અઢેલી નીચે બેસી ગયા. કાગળની સમગ્ર અસર તો એમના ઉપર પડી જ હતી, પણ થોડોક સમય ગયા પછી એમાંનાં શ્રદ્ધાયુક્ત પ્રાણવાન વચનો અંતરમાં પળે પળે ઊઠવા લાગ્યાં. ગોપાળભાઈએ ત્રીજી વખત કાગળ ઉપાડ્યો અને ધીમે ધીમે વાંચવા શરૂ કર્યો, પણ તેઓ ધીમે વાંચી શકયા જ નહિ. કાગળમાં વિહરતા ધર્મગંગાનાં નીર જાણે એમના ઉપર ફરી વળ્યાં. ગોપાળભાઈ એમાં તરબોળ બની ક્ષણવાર સમાધિમાં આવી ગયા. એમનું અણુ એ અણુ બોલવા લાગ્યું કે, ' તારે જવું જોઈએ. તું ધાર્મિક હો, આધ્યાત્મિક હો, આત્માર્થી હો તો તારે જવું જોઈએ, જવું જોઈએ. ' ગોપાળભાઈ એ અવાજની અવગણના ન કરી શકયા. ભીંતનો ટેકો છોડી એ લગીર ટટ્ટાર થયા અને એમણે

મનને સ્થિર કરી નવપ્રયાણની વિચારણા કરવા માંડી. એ મોહક વિચારણામાં વિક્ષેપ પાડતી વાડી આવી, સાધના આવી, રાગદ્વેષની બીક આવી; પણ એમણે એ આવરણો ખસેડ્યાં અને નિશ્ચય કર્યો કે, 'આ ભૂમિ ઉપર મંડાતા ધર્મયુદ્ધમાં હું અવશ્ય જઈશ.'

નિશ્ચય થતાં ચિત્તમાં શાંતિ જણાવા માંડી. એમણે તુરત જ કાગળ પેન્સિલ લઈ ચન્દ્રમોહનને પત્ર લખી નાખ્યો : '......ભાઈએ મારી આંખ ઉઘાડી છે, તમને આશીર્વાદ આપવાની મારી લાયકાત નથી એ હવે પુરવાર થયું છે. ઈશ્વર મારા આ નિશ્ચયને અભંગ રાખે એ માટે મારાવતી તમે પણ પ્રાર્થના કરજો.'

ચન્દ્રમોહને આ કાગળને ભલે નમ્રતારૂપે લીધો હોય પણ ગોપાળભાઈને એ ક્ષણે ખાતરી થઈ ગઈ હતી કે પોતાના કરતાં ચન્દ્રમોહનમાં વધુ શક્તિ છે અને સારાસારનું જ્ઞાન પણ વિશેષ છે.



# બે પ્રકૃતિ

'**મ**ને તો પરમ સત્ય લાધ્યું હોય એટલો આનંદ થાય છે.'

ચંદ્રમોહને ગોપાળભાઈ પાસે પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

ગોપાળભાઈનો કાગળ મળ્યા પછી એ ઉત્સાહિત થઈને હરિપુર દોડી આવ્યો હતો. એના મિત્રોને એણે કહી દીધું હતું કે જો થોડા વખતમાં યુદ્ધ શરૂ થશે તો પોતે પાછો નહિ આવે. વૃદ્ધ પિતાને પણ એણે એ જ શબ્દો કહ્યા હતા. પિતાને દુઃખ થયું હતું પણ એ એક અક્ષરે ય બોલ્યા નહોતા. છેક ચંદ્રમોહન વિદાય થયો ત્યારે આંખમાં આંસુ સાથે એનાથી બોલી જવાયું હતું કે, 'હવે હું થોડા દિવસ છું.' ચંદ્રમોહનને એ શબ્દોએ અને સજળ નેત્રોએ અસર ઉપજાવી હતી, પણ નવા જીવનની અસર એ કરતાં વધુ બળવાન હતી.

'મને પણ સત્ય લાધ્યું હોય એમ તો થાય છે, પણ તમારી પેઠે ચિત્ત પ્રસન્ન નથી રહેતું.' ગોપાળભાઈએ પોતાની સ્થિતિ એક વાક્યમાં ગંભીર સ્વરે વર્ણવી, પરંતુ ચંદ્રમોહનનું એ ગંભીરતા તરફ ધ્યાન ન ગયું હોય એમ એ બોલ્યો :

'ખરેખર, લડાઈ એ જ જીવનનો પરમરસ છે, મેં તો નાનપણથી નાની કે મોટી લડાઈ જ અનુભવી નથી. ગોપાળભાઈ, તમે તો છેક કુમારવયે ક્રાંતિકાર થવાનાં સ્વપ્નો સેવેલાં, ખરું ?'

'હા.' ગોપાળભાઈએ ધીમેથી જવાબ આપ્યો.

'હું લક્ષ્મીની છોળો વચ્ચે જ ઊછર્યો. છતાં એટલો ભાગ્યવાન કે લક્ષ્મીની સંગાથે જ વસતાં આળસ, અભિમાન, અતડાઈ, વગેરે મારામાં ન આવ્યાં. પિતાનો પણ મારે એટલો ઉપકાર માનવો જોઈએ કે એમણે મને પોતાને જ માર્ગે લેવાનો આગ્રહ ન રાખ્યો.'

'પિતાએ અહીં આવવા માટે રજા આપી ?'

'રજા તો ન કહેવાય, પણ તેઓ આડા ન ઊભા રહ્યા. મેં માનેલું કે હું વાત કરીશ કે તરત જ તેઓ રોષે ભરાશે અથવા દુઃખિત થઈ રડી પડશે, પણ ન રડ્યા કે ન એક અક્ષર પણ બોલ્યા. મારા તો આશ્ચર્યનો પાર ન રહ્યો. જ્યારે વિદાયવેળા આવી ત્યારે જ હું જોઈ શક્યો કે એમણે મહા પ્રયત્ને આંસુને ખાળી રાખ્યાં હતાં. વિદાય આપતાં એમના ગળામાં ડૂમો ભરાયો અને આંખમાં આંસુ આવી ગયાં.'

'તમને એની અસર ન થઈ ?'

'અસર તો થઈ, પણ સિપાહીને એવી અસરથી ભિંજાઈ જવાનું પોસાય ? હું તો લડાઈમાં જવા નીકળતો હતો, છાતી તો ત્યારે વજ્રની જ રાખવી જોઈએને !'

'છેલ્લે છેલ્લે પિતા કંઈ બોલેલા ?'

'હા, 'હવે હું થોડા દિવસ છું' એ એમના છેલ્લા શબ્દો હતા.' આ વાક્ય બોલતાં ચંદ્રમોહનના ઉત્સાહમાં લગીર ઓટ આવી અને એક ક્ષણ પિતાની પ્રતિમા આંખ આગળ આવીને પસાર થઈ ગઈ. ગોપાળભાઈ ગંભીર વદને ચંદ્રમોહનના મોં ઉપરના ફેરફાર જોઈ રહ્યા હતા.

'હં' ગોપાળભાઈ જરા સ્વસ્થ થઈને બોલ્યા. 'ત્યારે તો જો સત્યાગ્રહ થાય તો તમે અંત સુધી લડવાના, કેમ?'

'જરૂર. એમાં શંકા જ શી? મને તો ત્યાં સુધી લાગે છે કે હવે મારી આખી જિંદગી યુદ્ધરૂપ જ બની જશે.'

'એટલે? કોઈ સંયોગોમાં સત્યાગ્રહ બંધ રહે અથવા આપણને સ્વરાજપ્રાપ્તિ થાય તોપણ તમે ઘેર ન જાવ?'

'ઘેર જાઉં, પણ થોડા દિવસ માટે જ. ઘર એ મારું નિવાસસ્થાન હવે ન બની શકે. નિવાસસ્થાન તો હવે આખું ભારતવર્ષ.'

'પણ તમારા પિતા અને એમની અઢળક દોલત?'

ચંદ્રમોહન હસીને બોલ્યો, 'પિતા છે ત્યાં સુધી એ દોલત સાચવે ને એમાંથી મળે તેટલું સુખ ભોગવે.'

'એ પછી?'

'પછી કોને ખબર છે? પિતા જ મારા પહેલાં જશે એમ કેમ માની લેવાય?'

ગોપાળભાઈ આ છેલ્લા શબ્દો સાંભળતાં જરા પાછા પડ્યા. ચંદ્રમોહને ઉમેર્યું:

'મને તો આ લડાઈમાં ખપી જવાની હોંશ છે. ગોપાળભાઈ, લડતાં લડતાં મોત મળે, પેલા જતીન કે ખુદીરામ જેવું! ખરેખર

મારા આનંદની અવધિ થઈ જાય.' ચંદ્રમોહનના મોં ઉપર હર્ષની ભરતી ચડી આવી. ગોપાળભાઈ આ જુવાન સામે આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યા.

'મને થાય છે કે મરવાનું છે એ હકીકત આટલી બધી નિશ્ચિત હોવા છતાં માણસો શા માટે એથી ડરતા હશે ! અને બીજી વાત, ભયંકર ધરતીકંપોમાંથી પણ જે બચવાનું હોય તે બચી જ જાય છે, તો પછી શરીરને ભીષણ સંગ્રામોમાં ઝુકાવવામાં આંચકો શા માટે ? મોત છે, અને નિશ્ચિત સમયે આવવાનું જ છે તો બેપરવા બની શા માટે ન ફરવું ?' ચંદ્રમોહનની ઝળકતી આંખો સામે જોતાં, ગોપાળભાઈને પોતાની જુવાની યાદ આવવા લાગી. થોડીક ક્ષણો એમનાથી ભૂતકાળમાં પ્રવાસ થઈ ગયો અને એ મસ્તીના દિવસોનો આનંદ એમણે લૂંટી લીધો, પણ તુરત જ એ જાગૃત થઈ ગયા અને જાગૃતિમાં આગળ વધતાં જ એમનાથી બોલી જવાયું :

'મોતથી ડરવું નહિ એ સાચું, પણ એ માટે નલસવું શા માટે ?'

'એ આવવાનું છે એ ચોક્કસ છે માટે જ. આપણે ગાફેલ હોઈએ ત્યારે આવે એ કરતાં આપણે જ સામે જઈએ એ સારું નહિ ?' ચંદ્રમોહને ઉત્સાહમાં આવી તુરત જ જવાબ આપ્યો.

'તમે ભૂલ્યા.' ગોપાળભાઈ સહેજ હસીને બોલ્યા. 'આપણે સામે જઈએ ત્યારે મોત આવે જ એવું થોડું છે ? એ તો આપણે ગાફેલ હોઈએ ત્યારે પણ આવી પડે. યુદ્ધની વીરતા માણતા હોઈએ ત્યારે મોત નયે આવે અને કાયરતાની એકાદ ક્ષણમાં પણ આવી જાય.'

ચંદ્રમોહન ઢીલો બની સાંભળી રહ્યો.

'અને મોતથી ડરવામાં આત્મા વિષે અને જગતના નિયમ વિષે જેટલું અજ્ઞાન રહ્યું છે તેટલું જ અજ્ઞાન મોતને ભેટવાની ઇચ્છામાં પણ રહ્યું છે. માણસ એટલું જાણી લ્યે કે મૃત્યુ એ વિશ્વનો અનિવાર્ય નિયમ છે એટલે બસ. એ પછી તો એણે પોતાના કર્તવ્યમાં જ મશગૂલ રહેવું જોઈએ.' ગોપાળભાઈએ ગીતાની વાણી ઉચ્ચારી. ચંદ્રમોહનના મનમાં પણ એ જ શ્લોક રમી રહ્યો. થોડીક ક્ષણ વિચારની શાંતિ છવાઈ ગઈ.

'ધારો કે પિતાનું મૃત્યુ તમારા પહેલાં થાય.' ગોપાળભાઈએ વાત શરૂ કરી. 'તો તમે મિલકતનું શું કરો?'

'ગાંધીજીને સોંપી દઉં.' વિચારી જ લીધું હોય એટલી સ્વસ્થતાથી ચંદ્રમોહન બોલી ગયો.

'ખરેખર?' ગોપાળભાઈ આશ્ચર્ય પામ્યા.

'હા, હું તો એમ પણ માનું છું કે સ્વરાજની સરકારમાં વારસાહક્ક તદ્દન નાબૂદ થવો જોઈએ. તો જ અમારા જેવા ધનપતિના છોકરાઓમાં કંઈક હીર આવશે. અમારા પિતાને પણ થશે કે છોકરામાં માલ નહિ હોય તો ભીખ માગી માગીને મરી જશે.'

'ખરું છે.' ગોપાળભાઈ બોલ્યા.

'તમે શાહુકારના છોકરાઓની દશા નહિ જાણતા હો. દેશના કંગાળોને દેહ અને દ્રવ્યની દરિદ્રતા છે, અમ જેવા ધનપતિના પુત્રોને આત્મા અને એના ગુણોની દરિદ્રતા છે.'

'ના.' ગોપાળભાઈ સ્થિર અવાજે બોલ્યા. 'દેશના ગરીબોને હજી તમે જોયા નથી. એમની ગરીબી એટલી ભયાનક છે કે એને સમગ્ર જીવનની દરિદ્રતા છે.'

ચંદ્રમોહનને એ સાચું લાગ્યું, પણ તુરત જ પોતાની વાત એણે જુદી રીતે મૂકી.

'એટલે હું કહેવા એ માગતો હતો કે ધનપતિઓ સુખી નથી.'

'સાચું છે. મેં તો એમને કોઈ દિવસ સુખી માન્યા જ નથી. જે સુખમાં આત્માનું ભાન ગુમાવી બેસાય, જે સુખમાં માનવતા વીસરી જવાય, જે સુખમાં માણસ હિંસક પશુ જેવો બની જાય એ સુખ સુખ શાનું? એ તો દુઃખ, મહાભયાનક દુઃખ. ફેર એટલો જ કે પહેલા દુઃખમાંથી માણસ છૂટવા માટે આ સુખી લોકો જેવા થવાની ઇચ્છા કરે ને પ્રયત્ન કરે, અને આ બીજા દુઃખમાંથી છૂટવા માટે માણસ સુખની અનેક કલ્પનાઓ ઊભી કરી કરી એને ચૂસ્યા કરે ને સુખ મેળવવા વલખાં મારે. આ બે સ્થિતિમાં કઈ સ્થિતિને વધુ કરુણ કહેવી એ એક સવાલ છે.'

'મને તો બીજી સ્થિતિ વધુ કરુણ લાગે છે.' ચંદ્રમોહન બોલ્યો.

'હં, પણ તમે મિલકત ગાંધીજીને જ સોંપવાનો કેમ વિચાર કર્યો?'

ચંદ્રમોહન જરા હસ્યો. 'ગાંધીજીને એટલે દેશને. એ દેશના રખેવાળ છે ને!'

'પણ તમે જ કેમ ન સાચવો ?' ગોપાળભાઈએ એટલી જ ગંભીરતાથી પૂછ્યું.

'મને ન ફાવે.'

'કેમ ?'

'મને એ ગમતું જ નથી.'

'એટલે ન ગમતું બાપુને આપી દેવું ?'

ચંદ્રમોહનના મોં ઉપર સહેજ મૂંઝવણ આવી ગઈ, પણ તુરત જ એ બોલી ઊઠ્યો:

'ના, એમ નહિ. એનો સારામાં સારો ઉપયોગ તેઓ જ કરી શકે.'

ગોપાળભાઈ વાત આગળ વધારવા જતા હતા પણ કંઈક વિચાર આવતા અટકી ગયા. ચંદ્રમોહન સાંભળવા માટે ઉત્સુક હતો પણ ગોપાળભાઈ કંઈ ન બોલતાં, ઊઠ્યા અને બોલ્યા.

'આપણે હવે વાડીમાં જઈએ.'

ચંદ્રમોહન કંઈ પણ બોલ્યા વિના એમની પાછળ ચાલ્યો.



# પહેલી શંકા

વાડીમાં ક્યારાઓ જોતાં ને સમા કરતાં, ગોપાળભાઈએ વાત શરૂ કરી.

'ચંદ્રભાઈ, તમને આવું જીવન ગમે ખરું ?'

'કેમ ન ગમે ? વાતાવરણમાં શાંતિ કેટલી ભરી છે! હું અહીં આવ્યો છું ત્યારથી મને એક પ્રકારની મીઠી સુગંધ આવી રહી છે. આંખ તો જ્યાં ફરે છે ત્યાં તૃપ્તિ અનુભવે છે, ચારે બાજુ લીલમલીલો મહાસાગર જાણે.'

'પણ આ નવીનતા કાયમ ટકે ખરી ?'

'જરૂર ટકે. આ કંઈ એક દિવસની નવીનતા થોડી છે ? બાપુ નથી કહેતા કે કુદરતની રંગભૂમિનાં દશ્યો તો ક્ષણે ક્ષણે નવું સૌન્દર્ય ધારણ કરે છે?' ચંદ્રમોહને વાંચ્યું હતું તે બોલી ગયો.

'પણ અહીં અસુંદરતા પણ છે. પેલો ખાતરનો ઢગલો જોયો ?' ગોપાળભાઈએ વાડીના એક ખૂણા તરફ હાથ લાંબો કરી કહ્યું. 'અને આ બાજુનાં જાજરૂ જોયાં ? આ ખેતરમાં જે સૌન્દર્ય તમને દેખાય છે તે એમાંથી પેદા થાય છે.'

ચંદ્રમોહન જરા ગંભીર બની ગયો.

' અને તમે હજી ગામમાં નહિ ગયા હો. ગામની ચારે બાજુ તમને વૃક્ષોની ઘટાઓ દેખાતી હશે, પણ એની નીચે શું પડ્યું હોય છે તેની ખબર છે ? તમે નહિ જાણતા હો કે ગામડાંમાં પાયખાનાંઓ હોતાં જ નથી. ગામની શેરીઓ ને વૃક્ષોથી છવાયેલું એનું પાદર એ ગામનું પાયખાનું છે, ઉકરડો છે, ગંદકીનું સંગ્રહસ્થાન છે. અને આ ગામમાં એટલું જ નથી. શહેરની ગંદકી–સ્વરૂપ હોટેલ પણ છે અને શહેરના ગંદા સંસ્કારો પણ છે.

ચંદ્રમોહન ઊભો ઊભો બાજુના એક છોડ સાથે ગેલ કરતો હતો તે થંભી ગયો. એને વાંચેલું યાદ આવ્યું: ' હિંદનાં ગામડાંઓને ઉકરડા જ કહી શકાય, અને અંદર વસતાં માનવીઓને હાડપીંજર જ કહેવાય. '

' અને લોકો તમે જોયાં છે ?' ગોપાળભાઈ આગળ બોલવા જતા હતા ત્યાં ચંદ્રમોહન બોલ્યો : ' ના, પણ એટલા માટે જ હું ઘર છોડીને આવ્યો છું. '

' તમને આ જીવન ગમે ખરું ?' થોડીવાર રહીને ગોપાળભાઈએ ફરી પૂછ્યું.

' આ એટલે ? '

' હું જીવું છું તે. '

' એટલે ? હું હજી નથી સમજ્યો. '

' શ્રમજીવન અને આંતરસાધના. '

' કદાચ ગમે, ન પણ ગમે. ' ચંદ્રમોહન ગંભીર સ્વરે બોલ્યો. ' પણ ગ્રામજીવન તો ગમે જ. એની સુંદરતા માટે નહિ પણ એમાંથી કદરૂપતા કાઢવા માટે. '

'લડાઈ શાંત થાય તો તમે આવું જીવન પસંદ ન કરો ?'

ચંદ્રમોહન જરા અકળાયો : 'કંઈ કહી શકું નહિ.' એ બોલ્યો.

ગોપાળભાઈ એની અકળામણ સમજી ગયા અને શાંત થઈ પોતાનું કામ કરવા લાગ્યા. ચંદ્રમોહન મૂંગો મૂંગો વાડીમાં આંટા મારવા લાગ્યો. એ જાજરૂ પાસે જઈ આવ્યો, ઉકરડા પાસે જઈ આવ્યો, જ્યાં બળદ બંધાતા હતા ત્યાં પણ જઈ આવ્યો. સહેજ મન થયું અને એ વાડીમાંથી બહાર નીકળી ગામ ફરતું એક ચક્કર લગાવી ગામમાં દાખલ થયો. ચંદ્રમોહન ગામડાનો માણસ નહોતો એટલે ગામનાં પુરુષો, સ્ત્રીઓ, બાળકો—સૌનું એના તરફ ધ્યાન ખેંચાયું. એક ઠેકાણે ત્રણ ચાર વૃદ્ધોએ એને રામ રામ કર્યા. ચંદ્રમોહન સામા રામ રામ ઉચ્ચારી જરીક ઊભો રહ્યો.

'કયા ગામના છો ?' એકે પૂછ્યું.

'મુંબઈનો.' ચંદ્રમોહનને જવાબ આપતાં સહેજ વાર થઈ.

'મુંબઈ તો કમાવા ગયા હશો, પણ મૂળ ગામ ?' બીજાએ પૂછ્યું.

ચંદ્રમોહન કંઈ ન બોલ્યો.

'શી નાતે છો ?' ત્રીજાએ પૂછ્યું.

'ગાંધીમાં ભળ્યા હશો.' પહેલાએ જાણે જવાબ આપી દીધો. ચંદ્રમોહને માથું હલાવી એ જવાબમાં સંમતિ દર્શાવી.

'વળી ગાંધીનું કાંઈ ઊપડવાનું છે ?' એકે પૂછ્યું.

'હા, થોડા દિવસમાં જ સત્યાગ્રહ શરૂ થશે.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'તમે એમાં જવાના ?'

'જરૂર. અને તમારે પણ એમાં જોડાવું પડશે.' ચંદ્રમોહન બોલ્યો. વાત આગળ વધતી હતી તેમ નાનાં છોકરાંઓને બીજા માણસો એકઠાં થતાં જતાં હતાં.

'તે એમાં શું કરવાનું ?' નવા આવેલાં માણસોમાંના એક જુવાને પૂછ્યું.

'એ તો મહાત્મા ગાંધી કહે એમ.'

'પણ તમને ખબર નહિ હોય !'

'હમણાં ખબર ન પડે, થોડા દિવસ પછી સૌને ખબર પડશે, પણ એમાં સરકારના કાયદા તોડવાનું અને કર નહિ ભરવાનું ને એવું એવું હશે.'

પૂછનાર થોડા ગંભીર બની ગયા.

'તે સરકાર પછી કાંઈ નહિ કરે ?'

'જરૂર કરશે. અમને બધાયને જેલમાં પૂરશે, માર મારશે, ઘરબાર ને માલમિલકત જપ્ત કરી લેશે.'

સૌનાં મોં ઉપર આશ્ચર્ય અને ભયની રેખાઓ ફરી વળી.

'તે આવું નો કરો તો ?' એક શાણા લાગતા પીઢ ખેડૂતે પૂછ્યું.

'તો કાંઈ નહિ. જેમ અત્યારે કાગડા–કૂતરાંની પેઠે જ્યાં ત્યાંથી સૌ પેટ ભરી લ્યે છે એમ ભવના ભવ સુધી ભર્યા કરીએ.'

'પણ તમે તો...........'

'હા; હું તો મોટા લખપતિને ત્યાં જન્મ્યો છું, પણ તમારું શું ?'

'પણ તમારે શું કામ આમાં પડવું જોવે ?'

'મારે ?' ચંદ્રમોહન આશ્ચર્ય પામતો બોલ્યો. એની શુભ ભાવના ઉત્તેજિત થઈ ગઈ. એના મનમાં એક સામટા ઘણા જવાબો આવી ગયા, પરંતુ સામે ઊભેલાં લોકો એ સમજશે કે નહિ સમજે એની વિમાસણમાં લગીર વાર તો એ કંઈ જ બોલી શક્યો નહિ. છેવટે પ્રયત્નપૂર્વક બોલતો હોય એમ એણે કહ્યું:

'એ તમે ગોપાળભાઈને પૂછજો.'

'ગોપાળભાઈને ? ઈ ક્યાં ગામ હારે કાંઈ સંબંધ રાખે છે !'

'તમારી સાથે એ કોઈ દિવસ વાતો નથી કરતા ?'

સામે ઊભેલાં માણસોએ મૂંગાં મૂંગાં માથું હલાવ્યું.

'તો તમે એમની પાસે કેમ નથી જતાં ?'

'બોલાવ્યા વના શું જાંઈ ? એક બે દિ' જઈ જોયું, પણ મન ભાળીએ તો પછી જાંઈ ને ?'

'ત્યારે ગોપાળભાઈ આખો દિવસ કરે છે શું ?' ચંદ્રમોહને જિજ્ઞાસાથી પૂછ્યું.

'ભગવાન જાણે. અર્ધી રાતે ઊઠીને નદીએ ચાલ્યા જાય છે. એ આઘે આઘે જઈને ઝાડવાં નીચે બેસીને કાંઈક તપ કરે છે.'

'પછી ?'

'પછી ખેડ કરતા હશે.'

'બધું જાતે જ કરે છે ?'

'એક માણસથી જાતે તો બધું શું થાય ? જીવોબાપો છે ને ?'

'જીવોબાપો ? કોણ નોકર છે ?'

'હા, પે'લેથી ઈ જ સાથી રિયો છે, ઈ કિયે છે કે આ તો મોટા મા'ત્મા છે. આખો દિ' ને રાત ધરમધ્યાન કરે છે.

પૈસાનો કાંઈ તોટો નથી. પાક નો થાય તોય એમને તાણ પડે એવું નથી.'

'એમ ?'

'હા, અમે તો પછી છેટે ઊભાં ઊભાં દર્શન કરી લઈએ.'

ચંદ્રમોહનને વાત પૂરી કરવાની ઇચ્છા થઈ. એણે કહ્યું: 'હું હમણાં અહીં રહેવાનો છું. તમે આવજો એટલે ગોપાળભાઈ સાથે પણ તમારે ઓળખાણ થશે.'

'ભલે આવશું, આજ રાતે જ આવશું. આ ગામ તો એવું છે કે જો મન ભાળે તો રોજ રાતે આવે. અમથા યે ચોરે તો બેસીએ જ છીએ ને!'

ચંદ્રમોહન રામ રામ કરીને ત્યાંથી વાડી તરફ આવવા લાગ્યો. ગામ બહાર આવતાં જ એના પગ ધીમા પડી ગયા અને મોં ગંભીર બની ગયું. ગોપાળભાઈ સાથે એક વખત ચર્ચા કરી લેવાનો વિચાર કરી એ વાડીમાં આવી પહોંચ્યો.

એ આવ્યો ત્યારે ગોપાળભાઈ એક લીમડા નીચે બેઠા બેઠા ગીતાનું અધ્યયન કરતા હતા.

# ચંદ્રમોહનની મૂંઝવણ

ચંદ્રમોહન આવતાંની સાથે જ ચર્ચા કરી લેવા ઇચ્છતો હતો પરંતુ ગોપાળભાઈને ગીતામાં મગ્ન બનેલા જોઈને એ સીધો ઓરડી ઉપર ગયો. ઓરડીનો ઓટલો ચડતાં જ ગોપાળભાઈને વિશેષ ઓળખવાની ઇચ્છા થઈ આવી અને ઉપર નીચે નજર નાખતો એ પરસાળમાં આવ્યો.

ગોપાળભાઈનું સાદું, નાનકડું, બેઠા ઘાટનું મકાન એક ઓસરીએ બે ઓરડાવાળું હતું. એક ઓરડામાં ગોપાળભાઈ સિવાય ભાગ્યે જ કોઈ જતું. જો કે બીજા ઓરડાની પણ એ જ સ્થિતિ હતી પરંતુ કોઈ મહેમાન આવી ચડે તો બીજા ઓરડામાં જવાનું કદાચ બની આવતું, પરંતુ રાત દિવસ જેનાં બારણાં ખુલ્લાં જ રહેતાં તે પહેલા ઓરડામાં છેલ્લાં બે વરસ થયાં કોઈએ પગ મૂક્યો નહોતો. ચંદ્રમોહનને એની કશી ખબર જ નહોતી એટલે એ પ્રથમ એ ઓરડામાં જ દાખલ થયો. ઓરડાની પાછલી દીવાલમાં એક બારી મૂકેલી હતી ત્યાંથી ખેતરાઉ પવનની સુગંધ આવતી હતી તે ચંદ્રમોહનને આહ્‌લાદક લાગી. ચંદ્રમોહને જોયું

તો એક બાજુ નાનકડો લાકડાનો ઘોડો હતો તેમાં થોડાંક પુસ્તકો હતાં અને તેની બાજુમાં ખાદીનું આસન હતું. દીવાલ ઉપર રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી રામતીર્થના એમ બે જ ફોટા લટકતા હતા. એક ખૂણામાં પાણીની નાની માટલી ભરેલી હતી અને તેના ઉપર નાળિયેરની કાચલી ઢાંકેલી હતી. ઓરડામાં પવન આવતો હતો છતાં ત્યાંની હવામાં થોડીવાર ઊભા રહ્યા પછી ચંદ્રમોહનને એક પ્રકારની ઉષ્માનો અનુભવ થવા લાગ્યો. ઓરડામાં પોતાના સિવાય કોઈ નહોતું છતાં ગોપાળભાઈ પણ હોય એવું જાણે લાગવા માંડ્યું. ચંદ્રમોહન ધીમે પગલે ઓરડાની બહાર આવ્યો.

પરસાળમાં પાટ ઢાળેલી હતી તેના એક છેડા ઉપર એ બેઠો. સામે ખેતરની વાડ હતી અને વાડની ઉપરથી નદીકાંઠાનો રમણીય પ્રદેશ દેખાતો હતો, પરંતુ એ તરફ એનું ધ્યાન ન જતાં બધું ધ્યાન મનમાં જ ઊતરવા લાગ્યું. 'પોતે ક્યાં હતો ને ક્યાં આવ્યો ?' એ આશ્ચર્યકારક પ્રશ્ન એના મનમાં ઊઠ્યો. થોડી વાર પોતાનું ઘર કુટુંબ યાદ આવ્યાં ને પછી મુંબઈનગરી યાદ આવવા લાગી. મુંબઈ અને આ હરિપુર વચ્ચે કેટલો મોટો તફાવત હતો ? ચંદ્રમોહન જાણતો હતો કે હરિપુર કાઠિયાવાડના એક દેશી રાજ્યનું ગામડું છે ને પોતાને લડતમાં જ્યાં જવાનું છે તે તો બ્રિટિશ હિંદ કહેવાય છે. પરંતુ ત્યાંનું ગામડું પણ હરિપુર જેવું જ હશે એ બાબતમાં કાંઈ વિચારવા જેવું નહોતું. ગામડાં એણે જોયાં નહોતાં પણ વાંચ્યું હતું કે હિંદુસ્તાનમાં સાડા સાત લાખ ગામડાં છે અને હિંદની વસ્તીના નેવું ટકા લોકો ગામડાંમાં વસે છે. ચંદ્રમોહનના મનમાં સહેજ પ્રશ્ન થયો કે ગામડાં સારાં કે શહેર ? શહેર દેખાવે

સુંદર અને ઓછું દુઃખી જણાતું હતું, પરંતુ એનાં સુખ અને સુંદરતાનો આધાર ગામડાં ઉપર જ હતો એ ચંદ્રમોહન સમજતો હતો. એટલે એટલા ખાતર જ એને શહેર પ્રત્યે આકર્ષણ ન થયું. પરંતુ ત્યાં બેઠાં બેઠાં એને એમ લાગવા માંડ્યું કે ગામડું સાવ એકલું, અટૂલું અને પોતાથી કંઈક જુદું હોય એવું તો લાગે છે.

ચંદ્રમોહન વિચારમાં બેઠા હતો ત્યાં જ ગોપાળભાઈ પરસાળમાં આવતા જણાયા. ચંદ્રમોહનની સામે જોઈને ગોપાળભાઈ ધીમું હસ્યા ને બોલ્યા :

'ગામ જોઈ આવ્યા ?'

ચંદ્રમોહને માથું હલાવી હા પાડી.

'કેવું લાગ્યું ?' ગોપાળભાઈએ સહેજ હસતાં હસતાં પૂછ્યું.

'બહુ ઊંડાણથી નથી જોયું પણ તમે કહેતા હતા તે સાચું લાગે છે.'

'મુંબઈ અને આ હરિપુર એક જ દેશનાં બે અંગો હોય એવું તો લાગ્યું જ નહિ હોય, ખરું ?'

'એ જ વિચાર મને આવતા હતા.'

'શહેર અને ગામડા વચ્ચે બહુ મોટું અંતર પડી ગયું છે. જો કે આ ગામની સ્થિતિ જુદી છે, પણ આમાં શહેરનું સારું કંઈ આવ્યું જ નથી. આ ગામ એ રીતે વર્ણસંકર બની ગયું છે.' ગોપાળભાઈ પાટ ઉપર બેસતાં બેસતાં બોલ્યા.

'પણ ગોપાળભાઈ,' ચંદ્રમોહન એવી રીતે બોલ્યો કે ગોપાળભાઈ સહેજ ચમકી ગયા.

'આ લોકો સાથે તમે જરા યે ભળતા નથી એ સાચી વાત?' ચંદ્રમોહન બોલ્યો.

'હા.' ગોપાળભાઈ ધીમેથી બોલ્યા.

'કેમ?'

'મારામાં એવું શું છે કે હું એમને કંઈ આપી શકું?'

ચંદ્રમોહનના મોં ઉપર આશ્ચર્યના ભાવો આવી ગયા. થોડીવાર રહીને એ બોલ્યો.

'તો તો આ લોકોની સદા ય આ જ સ્થિતિ રહે. તેઓનું અજ્ઞાન, આળસ, ગંદકી, તમે કહેતા હતા તે સમગ્ર જીવનની દરિદ્રતા, દૂર શી રીતે થાય?'

'એ માટે તમારા જેવાની જરૂર છે.' ગોપાળભાઈએ એટલી જ સ્વસ્થતાથી જવાબ આપ્યો.

'એમ કેમ? જો તમારામાં એમને આપવા જેવું ન હોય તો મારામાં શું છે?'

'આપણામાં એક ફેર છે.' ચંદ્રમોહનને સમજાવતા હોય એમ ગોપાળભાઈ બોલ્યા. 'મને પ્રત્યેક પગલે મારો ડર લાગે છે. મને એમ થાય છે કે હું લોકોમાં ભળવા જઈશ તો મારી શાંતિ ને સ્થિરતા ડહોળાઈ જશે. હું મારા આત્માને ભૂલી જઈશ.'

'તો મારે માટે એમ કેમ ન હોય?'

'તમારી પ્રકૃતિ જુદી છે.'

ચંદ્રમોહન ચુપ બન્યો. ગોપાળભાઈની વાત એક ક્ષણ માટે એને સાચી લાગી પણ તુરત જ વળી પ્રશ્ન થયો:

'પણ એ પ્રકૃતિ તો સારી ન કહેવાય ને?'

'એ હું કેમ કહી શકું?'

'જો તમારે માટે એ પ્રકૃતિ સારી ન હોય તો મારે માટે કેમ હોય?'

ગોપાળભાઈના સ્થિર મુખ ઉપર થોડીક મૂંઝવણ આવી ગઈ. એકાદ પળ આંખ મીંચીને પછી એ બોલ્યા.

'તમે અહીં આવ્યા છો ત્યારથી મારા મનમાં આ પ્રશ્ન થાય છે. તમારા ઉત્સાહ પ્રત્યે મને માન છે પરંતુ તમે આ લડતમાં જાગૃત નહિ રહો તો એક વંટોળિયામાં જેમ નાનકડા તણખલાનું બને તેમ તમારું બની જશે. તમારા ઉપર તમારો કાબૂ જ નહિ રહે.'

'પણ......પણ એથી ગામ સાથે ભળવા–ન ભળવાના પ્રશ્નને શો સંબંધ છે?'

'એ તમને પછી સમજાશે.'

ચંદ્રમોહનને ગોપાળભાઈનો જવાબ ન ગમ્યો. પરંતુ એણે વાત આગળ લંબાવવાનું યોગ્ય ન ધાર્યું. ચંદ્રમોહનના મોં ઉપરથી એના મનની સ્થિતિ જાણી ગયા હોય એમ ગોપાળભાઈ બોલ્યા:

'તમને થતું હશે કે તો હું ગામડામાં આવીને શા માટે વસ્યો છું? સાચું કહું? સેવાની ભાવનાથી હું અહીં નથી આવ્યો. મારા આત્માની શાંતિ માટે જ હું આવ્યો છું.'

'પણ સેવા એમાં શી બાધા ઉત્પન્ન કરે છે!' ચંદ્રમોહનના મનમાં આવ્યો કે તુરત જ એ પ્રશ્ન એણે પૂછી લીધો.

'મારું ચિત્ત ડહોળાઈ જાય છે.' ગોપાળભાઈએ એનો એ જવાબ આપ્યો. ચંદ્રમોહનના મનને જરા પણ શાંતિ ન થઈ. એ મનમાં ગણગણ્યો.

'મને આ નથી સમજાતું.'



# વિદ્યાર્થીઓ સાથે

લડત શરૂ થાય ત્યાં સુધી રહેવાનો નિશ્ચય કરીને ચંદ્રમોહન ત્યાં આવ્યો હતો, પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ એને ત્યાં અકળામણ લાગવા માંડી. એનું ઉછળતું લોહી દરરોજ કંઈક ઉશ્કેરાટભર્યું કામ માગતું હતું. પરંતુ ગોપાળભાઈમાં એટલી શીતળતા હતી કે એના મનની બધી વાત ગોપાળભાઈને કહ્યા પહેલાં જ શાંત બની જતી હતી. ગામલોકો તે દિવસે રાત્રે આવ્યાં હતાં અને તે પછી પણ આવતાં હતાં પણ ગોપાળભાઈ ભાગ્યે જ એમની સાથે વાત કરતા હતા. ચંદ્રમોહનથી રહેવાતું નહિ ત્યારે એ લોકોને સરકાર અને રાજાઓના જુલ્મોની વાત કહી ઉશ્કેરી મૂકતો અને 'તમે જ આ પૃથ્વીનાં સાચાં માલિક છો' એમ કહીને ખેડૂતોની આંખમાં એક ક્ષણને માટે પણ નવું તેજ ચમકાવતો. ચંદ્રમોહનને એવું લાગતું કે 'ગોપાળભાઈ આ લોકો સાથે જો ભળે તો આ ગામ સત્યાગ્રહયુદ્ધનો એક મજબૂત મોરચો બની શકે એમ છે' પરંતુ એની એ ઇચ્છા કોઈ દિવસ પ્રગટ થઈ શકતી નહોતી કારણ કે એ ઇચ્છા ઝિલાય એવા ભાવો ગોપાળભાઈના મોં ઉપર એણે કોઈ દિવસ જોયા જ નહોતા. ગામલોકો સાથેની

વાતમાં પણ એને ખૂબ સંયમ રાખવો પડતો હતો અને છતાં ગોપાળભાઈ એવી વાતોથી પ્રસન્ન નથી થતા એ ચંદ્રમોહનથી અજાણ્યું ન રહેતું.

લગભગ એક મહિનો આવી સ્થિતિમાં ચંદ્રમોહને પસાર કર્યો. કોઈ કોઈ વખતે એને થઈ જતું કે 'ગોપાળભાઈમાં જોશ નથી. તેઓ લડતમાં નહિ આવી શકે. તેમ આ દુનિયામાં કશું કામ પણ નહિ કરી શકે.' વળી બીજી વખતે ગોપાળભાઈની પ્રશાંત મુદ્રા, કઠોર જીવન, વિનય, નમ્રતા અને આત્મતાપથી કરુણ બનેલી વાણી સાંભળતાં એમના પ્રત્યે આદર પ્રગટ થઈ જતો. એક રાત્રે એમની વાડીમાં ચોરી થઈ ત્યારે એમના વર્તનમાં જરા પણ ફેર ન પડ્યો એ જોતાં ચંદ્રમોહનનું હૃદય એમને નમી પડ્યું.

આમ છતાં ચંદ્રમોહનને ત્યાં શાંતિ તો નહોતી મળતી. ગોપાળભાઈ મોટે ભાગે ધ્યાનમાં, પ્રાર્થનામાં કે વાડીના કામમાં જ રહેતા એટલે ચંદ્રમોહનને ફરજિયાત એકાંત મળી જતું અને એ એકાંતમાં એનું મન અવનવા પ્રદેશોની સફરે ઊપડી જતું. કેટલીક વખત ગોપાળભાઈના નાનકડા પુસ્તકાલયમાંથી એકાદ પુસ્તક લઈને એ વાંચતો પરંતુ ત્યાં સંગ્રહાયેલાં બધાં જ પુસ્તકો વૈરાગ્યને અને આત્મજ્ઞાનને બોધનારાં હતાં એટલે ચંદ્રમોહન એમાં બહુ રસ લઈ શકતો નહોતો. એને તો પોતાને ખળભળાવી મૂકે એવું કંઈક જોઈતું હતું. અને એ તત્ત્વનો ત્યાં સંપૂર્ણ અભાવ હતો.

પરંતુ એક દિવસે સવારે ગોપાળભાઈ અને ચંદ્રમોહન નદીએ પાછા આવતા હતા ત્યાં એમની સામે કેટલાક વિદ્યાર્થીઓ આવતા દેખાયા. તે દિવસે આવવાનું કહીને નહિ આવેલા વિદ્યાર્થીઓ

ઉપરાંત વીશેક વર્ષનો એક જુવાન પણ એમની સાથે હતો. ગોપાળભાઈ એમને જોતાં જ ચમકયા અને એક ક્ષણમાં પોતે ભોગવેલું મંથન એમને યાદ આવી ગયું. ચંદ્રમોહનનો જેમ જેમ એમને પરિચય થતો જતો હતો તેમ તેમ ચંદ્રમોહનમાં અપૂર્વ હૃદયબળ છે તેની ખાતરી એમને થતી હતી, પરંતુ એ સાથે જ ચંદ્રમોહનમાં આત્મજાગૃતિ અને સાત્ત્વિકતા ઓછાં છે એવું પણ એમને લાગતું હતું. હૃદયબળ જોઈને એમને આનંદ થતો હતો અને આત્મજાગૃતિ અને સાત્ત્વિકતાની ઊણપ જોઈ એમને ચિંતા થતી હતી. આ વિદ્યાર્થીઓને જોયા પછી એમના મનમાં તુરત જ થઈ આવ્યું કે 'આજે ચંદ્રમોહનના આનંદનો પાર નહિ રહે.' ચંદ્રમોહન વિદ્યાર્થીઓને પ્રેરણા આપી શકશે એ વિચારથી એમને આનંદ થયો પરંતુ તે સાથે જ 'વિદ્યાર્થીઓ આજથી જ રાજસી-વૃત્તિનું પોષણ મેળવશે' એ ખ્યાલથી થોડું દુઃખ પણ થયું.

એમના મનની એવી સ્થિતિ ચાલતી હતી ત્યાં જ વિદ્યાર્થીઓએ નજીક આવીને નમસ્કાર કર્યા. ચંદ્રમોહને તો વિદ્યાર્થીઓને જોયા ત્યારથી જ એનું અંતર ઊછળવા લાગ્યું હતું. આટલા દિવસ ગામડામાં રહ્યા રહ્યા એને જે ઊણપ દેખાતી હતી તે જાણે પૂરી થતી હોય એવો એને આનંદ થઈ આવ્યો. ગામડાંઓ જ સાચું હિંદ છે અને ગામડાંઓ જ ક્રાંતિ કરશે ત્યારે હિંદને સ્વરાજ પ્રાપ્ત થશે એવું એણે વાંચ્યું હતું અને બુદ્ધિથી માન્યું હતું. પરંતુ આટલા દિવસમાં એ ગામડાં સાથે એનું હૃદય તાલ લેતું નહોતું થઈ શકયું. આ વિદ્યાર્થીઓને જોતાં જ જાણે એને જ એ શોધતો હોય તેમ એની આંખમાં હૃદયની ઉત્સુકતા ખેંચાઈ આવી.

વિદ્યાર્થીઓ નજીક આવતાં ગોપાળભાઈએ એમને હસીને આવકાર આપ્યો અને કહ્યું:

'તે દિવસ પછી તો તમે દેખાયા જ નહિ.'

'કામમાં પડી ગયા હતા.' સાથે આવેલા જુવાને કહ્યું. 'અમે 'વિદ્યાર્થીસંઘ'ની સ્થાપના કરી છે અને અમારે ત્યાંથી લગભગ પચાસ વિદ્યાર્થીઓ સત્યાગ્રહમાં જોડાશે.' એ ઉત્સાહથી બોલ્યો.

'એમ ?' ચંદ્રમોહન આનંદથી બોલી ઊઠ્યો. ગોપાળભાઈ મૂંગા જ ઊભા રહ્યા.

'અમે આપને થોડું પૂછવા આવ્યા છીએ.' પેલા જુવાને કહ્યું.

'મારા કરતાં આ ચંદ્રભાઈ તમને વધુ ઉપયોગી થશે.' ગોપાળભાઈએ જવાબ આપ્યો અને આગળ કહ્યું: 'ચાલો, વાડીમાં નિરાંતે બેસજો.'

ગોપાળભાઈએ પગ ઉપાડ્યો એટલે બધા વાડી તરફ ચાલવા લાગ્યા. તમામ વિદ્યાર્થીઓની નજર ચંદ્રમોહન ઉપર ફરતી હતી. ચંદ્રમોહન પણ જિજ્ઞાસાથી તરવરતાં ફૂલગોટા જેવાં મોં જોઈ રહ્યો હતો. વાડીએ પહોંચતાં સુધીમાં ચંદ્રમોહને પેલા જુવાનને સૌનાં નામ પૂછી લીધાં. એ જુવાનનું પોતાનું નામ મનુભાઈ હતું. એ કૃષ્ણનગરના એક ધનાઢ્ય વેપારીનો સ્વેચ્છાએ ગરીબની પેઠે રહેતો વહાલસોયો પુત્ર હતો. મેટ્રિક થયા પછી અભ્યાસ છોડીને એ કૃષ્ણનગરમાં રહ્યો રહ્યો જનસેવાનું કામ કરતો હતો. એનું ખાસ સેવાસ્થાન ઢેઢવાડો હતું. એનાં માતાપિતા સુધારક નહોતાં છતાં પુત્રપ્રેમે એટલું સાંખી લેતાં થઈ ગયાં હતાં. કૃષ્ણનગરના વિદ્યાર્થીઓનો એ માનીતો અને વહાલો

આગેવાન હતો.

વાડીએ પહોંચતાં પહોંચતાં ગોપાળભાઈએ તો મનમાં વિચારી જ લીધું હતું કે પોતે પોતાના હૃદયને નાહકની તાણ આપી અસ્થિર ન બનાવવું. ચંદ્રમોહન અને આ વિદ્યાર્થીઓ સ્વતંત્ર રીતે જ પોતાને જે અનુકૂળ લાગે તે કરી શકે એવી જ પોતાની સ્થિતિ રાખવી. વાડીમાં દાખલ થતાં જ એમણે ચંદ્રમોહનને કહ્યું:

'ચંદ્રભાઈ, આ તમારા ક્ષેત્રનું કામ છે. વિદ્યાર્થીઓ સાથે પરસાળમાં બેસજો. હું તો ક્યારાને પાણી પાવા જઈશ.'

ચંદ્રમોહનને એ જ જોઈતું હતું, પરંતુ પેલા જુવાનને ગોપાળભાઈનું જ કામ હતું એટલે એ તુરત બોલ્યો.

'અમારે આપને જ થોડું પૂછવાનું છે.'

'તો પૂછી લો.' ગોપાળભાઈ ઝાંપા પાસે જ ઊભા રહીને બોલ્યા.

'આ સત્યાગ્રહમાં આપ અમારી આગેવાની લેશો?'

'હું?' ગોપાળભાઈ અણધાર્યું સાંભળતા હોય એમ બોલ્યા.

'અમારા સૌની નજર આપના ઉપર છે. આપના નામને અમે કલંક નહિ લાગવા દઈએ.'

'એ તો ખરું.' ગોપાળભાઈ મૂંઝાતા મૂંઝાતા બોલ્યા. 'પરંતુ મારામાં એ લાયકાત નથી.'

'પણ આપને...'

'હું એમાં નકામો છું. તમે ચંદ્રભાઈનો ઉપયોગ લ્યો.'

છૂટવા મથતા હોય એમ ગોપાળભાઈ બોલ્યા. વિદ્યાર્થીઓ જવાબમાં મૂંગા રહ્યા એટલે ગોપાળભાઈ સહેજ હસી નમસ્કાર કરીને જુદા પડયા. ચંદ્રમોહન કંઈ બોલ્યા વિના ગોપાળભાઈની પીઠ પાછળ જોઈ રહ્યો. એણે જોયું કે ગોપાળભાઈના પગમાં દરરોજના જેવી સ્થિરતા કે શાંતિ નહોતાં.

# શ્રદ્ધાનો ઓટ

જે વિદ્યાર્થીઓથી ગોપાળભાઈ ડરતા હતા તે વિદ્યાર્થીઓ સાથે ચંદ્રમોહને તો દિલ ભરીને વાતો કરી. થોડા મહિના પહેલાં એ પણ એવો જિજ્ઞાસાથી તરવરતો વિદ્યાર્થી જ હતો ને ? જેવી મસ્તીપૂર્વક એણે જીવનના નિર્ણયો બાંધ્યા હતા એવી જ મસ્તી આ વિદ્યાર્થીઓ પણ અનુભવી રહ્યા હતા. ચંદ્રમોહનને એમનામાં પોતાનું પ્રતિબિંબ જ જણાયું. ઉપરાંત, જ્યાં નરી મુગ્ધતા જ ઘેરાતી હોય ત્યાં કોણ મુગ્ધ ન થાય ? ચંદ્રમોહન એ વિદ્યાર્થીઓનો થોડા જ વખતમાં દિલોજાન મિત્ર બની ગયો.

—પરંતુ ગોપાળભાઈને ચંદ્રમોહનનો ઉલ્લાસ અને મૈત્રી આસક્તિના પ્રથમ પગલા જેવાં જણાયાં. તેઓ કશું બોલ્યા નહિ પરંતુ ભ્રમણામાં પડીને નાશના માર્ગે જઈ રહેલા માનવીને કોઈ સહૃદયી માણસ જોઈ રહે તેમ ગોપાળભાઈ ચંદ્રમોહન પ્રતિ ચિંતાપૂર્વક જોઈ રહ્યા. ચંદ્રમોહન ગોપાળભાઈની એ ચિંતાને સમજી શક્યો નહિ, પરંતુ હરિપુર આવ્યા પછી ગોપાળભાઈ પ્રત્યે એના મનમાં મૂંઝવણનો ભાવ પેદા થયો હતો તે ધીમે ધીમે વધવા લાગ્યો.

આખરે લડતમાં જવાનો એ દિવસ પણ આવી પહોંચ્યો. ચંદ્રમોહનની તીવ્ર ઇચ્છા હતી કે ગોપાળભાઈ અને પોતે પેલા વિદ્યાર્થીઓ સાથે જ લડતના મેદાનમાં જાય અને જો બની શકે તો જેટલાં આવે તેટલાં ગામલોકોને પણ સાથે લઈ જાય. પરંતુ આ બંને ઇચ્છાઓ તરફ ગોપાળભાઈએ અણગમો વ્યક્ત કર્યો. તેઓ પ્રગટ રીતે તો એટલું જ બોલ્યા, 'સૌને એમના આત્માને જ અનુસરવા દેવા જોઈએ. આપણા કહેવાથી આવે એમાં સાર નહિ.' પરંતુ એમના દિલમાં એક બીજો ગણગણાટ પણ ચાલતો હતો. 'આ રીતે હું આગેવાન બનીશ તો આ બધાના સુખદુઃખની, સ્વભાવની અને નબળાઈઓની મારે જ જવાબદારી લેવી જોઈશે અને જે આત્મસાધના માટે હું મહાન ધર્મયુદ્ધમાં જઈ રહ્યો છું તે સાધના રોળાઈ જશે.'

ગમે તેમ ચંદ્રમોહન અને ગોપાળભાઈ એકલા જ ત્યાંથી તો લડતમાં ગયા. જવાની આગલી રાત્રે અને જતી વખતે રસ્તામાં પણ, ચંદ્રમોહને બહુ મંથન ભોગવ્યું. ગોપાળભાઈ શા માટે માણસોથી આટલા બધા દૂર નાસે છે એ કોયડો તે ઉકેલી જ શક્યો નહિ. ગોપાળભાઈ પ્રત્યેની અનહદ ભક્તિમાં જરી જરી ઓટ આવતી હોય એવું એને લાગવા માંડ્યું. એના મનમાં એક સામટા ઘણા પ્રશ્નો ઊઠવા લાગ્યા: 'જે પોતાના પડોશી સાથે ભળતાં ડરે એ આત્મસાધના કરી શકે? જે બીજાનાં દુઃખ પ્રત્યે નિર્લેપ રહે તે સત્ય મેળવી શકે? જેને પ્રતિક્ષણે લોભાઈ જવાનો ભય લાગ્યા કરે તે રાગદ્વેષથી પર થઈ શકે? અને અને...' ચંદ્રમોહનનું ભક્તહૃદય તીવ્ર વેદના પામતું આગળ વધવા લાગ્યું, 'જે દુનિયાની બધી વસ્તુને પોતાને જ કેન્દ્રમાં રાખીને વિચારે તે પારમાર્થિક જીવન ગાળી શકે?'

ચંદ્રમોહનનું હૃદય ખાતરીપૂર્વક એમ નહોતું કહી શકતું કે ગોપાળભાઈ ભ્રમણામાં પડ્યા છે કે સત્યથી ચલિત થયા છે, પરંતુ ગોપાળભાઈ એને મન નિર્ભ્રાંત હતા તે ભાવના તો ડોલી જ ગઈ.

લડતના મેદાનમાં પહોંચતાં સુધી ગોપાળભાઈ અને ચંદ્રમોહન સાથે જ રહ્યા. ચંદ્રમોહનની તો એવી કલ્પના હતી કે આખર સુધી તેઓને સાથે જ રહેવાનું થશે, પરંતુ લડતની છાવણીમાં આવતાં ત્રીજે જ દિવસે એના ભાગે આખા પ્રદેશમાં પ્રચાર કરવા જવાનું કામ આવ્યું અને ગોપાળભાઈના ભાગે સૈનિકોને સંભાળવાનું–ગૃહપતિ જેવું–કામ આવ્યું. ચંદ્રમોહન પોતાના કામથી ખૂબ પ્રસન્ન થયો, પરંતુ ગોપાળભાઈને આ કામ ગમશે કે કેમ એ વિષે એને શંકા થઈ આવી. એણે જોયું કે ગોપાળભાઈએ કંઈ પણ બોલ્યા વિના એ કામ સ્વીકારી લીધું હતું, પરંતુ એમના મોં ઉપર ત્યારે મૂંઝવણ તરી આવી હતી.

ચંદ્રમોહન બીજી સવારે જ ખભે બગલથેલો ભરાવીને આજુ બાજુનાં ગામડાંમાં ઊપડી ગયો. જતાં પહેલાં ગોપાળભાઈના એણે આશીર્વાદ માગ્યા હતા અને ગોપાળભાઈએ મૂંગે મોંએ આપ્યા પણ હતા. પરંતુ ગોપાળભાઈનું ચિત્ત ત્યારે સ્વસ્થ નહોતું. પોતે યુદ્ધના અનુભવી હતા અને ચંદ્રમોહન લડત માટે તદ્દન નવો હતો છતાં એમને આ વાતાવરણ અજાણ્યું અજાણ્યું લાગતું હતું. બીજે દિવસે એમણે પણ પ્રભુપ્રાર્થના સાથે છાવણી સંભાળવાનું કામ ઉપાડી લીધું, પરંતુ એમનું હૃદય ધ્રુજારી અનુભવ્યા સિવાય રહી શક્યું નહિ.

●

# એકલ પ્રવાસી

ચંદ્રમોહન એક મહિનો ગામડાંમાં ફરીને આવ્યો ત્યારે ગોપાળભાઈ છાવણીમાં નહોતા. પંદર દિવસ રહીને જ તેઓ પાછા હરિપુર ચાલ્યા ગયા હતા. આ સમાચાર સાંભળતાં ચંદ્રમોહનને પારાવાર દુઃખ થયું, પરંતુ એ દુઃખની સાથે જ એના અંતરના આસન ઉપર ડોલી રહેલી ગોપાળભાઈની પ્રતિમા નીચે પટકાઈ પડી. ચંદ્રમોહનના હૃદયમાં ખાતરી થઈ ગઈ કે ગોપાળભાઈ સત્યના એક અંશને જ પૂર્ણ સત્ય માનીને ભ્રમણામાં પડ્યા છે. ચંદ્રમોહને ગામડાંમાંથી પાછા વળતી વખતે ગોપાળભાઈને કંઈ કંઈ વાતો કરી નાખવાના વિચારો કર્યા હતા. એ બધી વાતો એના અંતરમાં જ હવે જોશભેર ઘૂંટાવા માંડી.

રાષ્ટ્રભક્તિની ઉગ્ર ભાવનાને જો શરાબની ઉપમા આપી શકાય તો ચંદ્રમોહન એક મહિનો ગામડાંમાં ફરીને જાણે શરાબ પી આવ્યો હોય એટલો ઉન્મત્ત બની ગયો હતો. એના હૃદયપ્રદેશમાં ચારે કોર દીવા પ્રગટી ઊઠ્યા હોય એવું એને લાગતું હતું. પોતે નહોતો સમજતો એવું ઘણું સમજી ગયો હોય અને પોતાનો સૂતેલો પ્રાણ જાગ્રત થઈ ગયો હોય એમ એને લાગ્યા જ કરતું હતું. એના મનમાં ગોપાળભાઈ વિષે જે કાંઈ મૂંઝવણ હતી તે સ્પષ્ટ થઈ

ગઈ હતી અને એને ખાતરી થવા માંડી હતી કે ગોપાળભાઈ આ બધું જોશે અને જાણશે ત્યારે એમનો આજનો સ્વભાવ બદલાઈ જશે અને ઠંડા હિમ જેવું લાગતું એમનું હૃદય રાષ્ટ્રસેવાની ઉગ્ર ભાવનાથી પ્રજળી ઊઠશે. પરંતુ ચંદ્રમોહનના મનની એ બધી કલ્પનાઓ મનમાં જ રહી ગઈ. ગોપાળભાઈ તો પોતાની વાડી અને પેલો શાંત–સુરમ્ય નદીકાંઠો સંભાળતા આત્મચિંતનમાં લાગી ગયા હતા.

વિદ્યાર્થીઓના લાડીલા પેલા મનુભાઈનો ભેટો ગામડાંઓ ફરતાં ફરતાં જ ચંદ્રમોહનને થઈ ગયો હતો અને એ બંને હરિપુરમાં ઓળખીતા થઈ ગયા હતા એટલે યુદ્ધના મેદાન જેવાં સળગતાં ગામડાંઓ વચ્ચેનું એમનું મિલન એ ઓળખાણને દૃઢ કરનારું અને રાષ્ટ્રીય સગપણથી બાંધનારું નીવડ્યું હતું. ચંદ્રમોહને ગોપાળભાઈ વિષે આજસુધીમાં કોઈ દિવસ કોઈની સાથે ચર્ચા કરી જ નહોતી. મુંબઈ હતો ત્યારે મિત્રોની વચ્ચે ગોપાળભાઈ વિષે વાત કરવાનો કોઈ વખત પ્રસંગ આવતો ત્યારે એક નિરીક્ષકનું હૃદય નહિ પણ એક ભક્તનું હૃદય બોલતું હતું. આજ પહેલવહેલું ચંદ્રમોહનના મનમાં એમ થયું કે પેલા મનુભાઈ હોય તો એમની પાસે મારા હૃદયની વેદના ઠાલવું. પરંતુ મનુભાઈને ગામડાંમાંથી આવવાને હજી આઠેક દિવસનો સમય હતો અને એ આઠ દિવસમાં તો ચંદ્રમોહનને બીજા પ્રદેશમાં પ્રચાર માટે ઊપડી જવાનું હતું.

ચંદ્રમોહન કોઈની પાસે વેદના પ્રગટ કરી શકે એમ નહોતું એટલે ગોપાળભાઈને કાગળ ન લખવાનો એનો વિચાર હતો તે ડોલી ઊઠ્યો અને લાગણીપ્રમત્ત બની એણે એક મોટો કાગળ ગોપાળભાઈ ઉપર લખી નાખ્યો. એ કાગળના શબ્દે શબ્દે ઘવાયેલા

હૃદયનું દર્દ તો ટપકતું હતું, પરંતુ પુણ્યપ્રકોપના તણખાઓ પણ વેરાયેલા હતા. સૌથી વધુ વેદનાપૂર્વક એણે એ લખ્યું હતું કે 'મને ખબર જ નહોતી કે જિંદગીનો મહાસાગર ખેડવા માટે જે વહાણમાં હું બેઠેલો છું તે વહાણને સઢ-સુકાન જ નથી. મને એ પણ ખબર નહોતી કે જે જ્યોતિની સહાયે હું આ મધરાતની સફર ખેડવા નીકળ્યો છું તે અધવચ્ચે જ લય પામશે. ગોપાળભાઈ, અત્યારે તો મારી આંખ સામે અંધારાં જ ઊભરાય છે. પણ હવે હું પાછો વળવાનો નથી. અંતરનો દીવો પ્રગટ કર્યા સિવાય જિંદગીની સફર ખેડી શકાય નહિ એટલું હું સમજી ગયો છું. તમે સુખેથી તમારી વાડીને સંભાળજો અને તમારી કલ્પનાના ઈશ્વરને મેળવજો. હું તો દિલમાં આગ ભરીને આ યુદ્ધમાં જ જીવનની છેલ્લી પળ સુધી પડ્યો રહીશ.'

ચંદ્રમોહનના લાંબા કાગળનો ગોપાળભાઈએ ટૂંકો જ જવાબ વાળ્યો હતો. ચંદ્રમોહન એમના જવાબ વિષે બેદરકારી ધારણ કરવા પ્રયત્ન કરતો હતો પરંતુ વળતી ટપાલ ક્યારે આવે તેની કલાક કલાક ગણ્યા વિના એ રહ્યો નહોતો. ગોપાળભાઈનો ઠંડો જવાબ વાંચી એનું મન સહેજ પાછું પડ્યું, પરંતુ તુરત જ એ કાગળને ખીસામાં મૂકી મનમાંથી એ વિચાર કાઢી નાખવાનો એણે પ્રયત્ન કર્યો. ચંદ્રમોહનની ઇચ્છા એવી જણાતી હતી કે પોતાના જીવનનું ગોપાળભાઈ સાથેનું પ્રકરણ હવે સમાપ્ત કરવું અને ગોપાળભાઈ આ દુનિયામાં નથી જ એમ માનીને જ જીવનનો પ્રવાસ ગોઠવવો, પરંતુ એને નવો જન્મ આપવામાં ગોપાળભાઈનો જે હિસ્સો હતો તે પહેરેલાં કપડાં જેવો નહોતો, પરંતુ શરીરનું સંચાલન કરતા લોહી જેવો હતો એટલે ચંદ્રમોહન ઇચ્છે તોપણ એના જીવનમાંથી સંપૂર્ણપણે

ગોપાળભાઈને કાઢી શકાય એમ નહોતું.

એ સાંજે ચંદ્રમોહન ફરવા ગયો ત્યારે એ ઉદ્દેશથી જ એ ગયો હતો કે 'ગોપાળભાઈ હવે નથી જ એ સત્ય લક્ષમાં રાખીને આજે મારા જીવન વિષે ફરીને વિચારી લઉં.' પરંતુ એને ખબર ન પડે તેમ ગોપાળભાઈની છાયા એના મનઃપ્રદેશ ઉપર પડીને ત્યાં વિચારનાં, વેદનાનાં, મૂંઝવણનાં વાદળાં એકઠાં કરતી હોય એવું એને લાગવા માંડયું. ગામની બહાર ખેતરો વચ્ચેની કેડીએ ચાલ્યા જતાં ઘણીવાર એની નજર પવનથી લહેરાતાં ખેતરો ઉપર જતી હતી અને ગોપાળભાઈ હવે નથી એ ભાન તીવ્ર થતું હતું. એણે ઘણું યે વિચાર્યું કે 'એ નથી એ હવે સારું છે. મારા જોશને ઠંડું પાડનાર હવે કોઈ ન રહ્યું. એ મારા માટે જરૂરી હતું' પરંતુ એકલ પ્રવાસમાં ઉપયોગી સાથ છૂટી પડયો હોય અને જે ધીમું દુઃખ હૃદયમાં ભરાઈ રહે તેવું ચંદ્રમોહનને થવા લાગ્યું.

એ જ્યાં ફરવા નીકળ્યો હતો ત્યાં આજુબાજુ કુદરત સિવાય કશું જ નહોતું. ભૂમિ પ્રત્યેના પ્રેમથી એનામાં રાષ્ટ્રભાવના પ્રગટી નહોતી, નહિ તો દૂર સુધી પથરાયેલાં ખેતરો અને એથી યે દૂર ઝાંખાં ઝાંખાં નજરે પડતાં ગામડાંઓ જોઈ એના અંતરમાં ભૂમિની ગુલામીનું શલ્ય તાજું થયું હોત. પરંતુ એની રાષ્ટ્રભાવના તો માનવીનાં દુઃખદર્દો જોઈને પ્રગટી હતી અને ઉન્મત્ત બનતી જતી હતી, જ્યારે અહીં એ સમયે એક પણ માનવી દેખાતું નહોતું. ચંદ્રમોહનની આંખો અજાણ ભાવે માનવી – દુઃખી ને દલિત માનવીને શોધવા માટે ચારે બાજુ ફરતી હતી પરંતુ એ ચારે બાજુ તો ગોપાળભાઈને પ્રિય અને ગોપાળભાઈનું સ્મરણ કરાવે એવી નિસર્ગ દેવીનું જ સામ્રાજ્ય પથરાયેલું હતું.

ચંદ્રમોહન છેક રાત્રે ફરીને પાછો આવ્યો. ત્રણ કલાક સુધી એનું મગજ અને મન રોકાયેલાં રહ્યાં હતાં પરંતુ એને પોતાને જ ખબર નહોતી કે એ મગજ અને મનમાં ત્યારે શું શું આવ્યું હતું અને શું શું ગયું હતું. થાકેલા માણસની પેઠે એ છાવણીમાં પાછો ફર્યો અને એની જુવાની આજે જાણે હતાશ બની ગઈ હોય એમ એ કશો યે ઉશ્કેરાટ અનુભવ્યા વિના, વગર જમ્યે રાત્રે છાવણીના અનેક સૈનિકો વચ્ચે સૂઈ ગયો.

●

# નવો પરિચય

બીજે દિવસે ચંદ્રમોહનને બીજો એક પ્રદેશ ફરવાનો કાર્યક્રમ મળ્યો ત્યારે એના મનની નિરાશા કંઈક ઓછી થઈ, પરંતુ પહેલી વખતે પોતે ગામડાંઓ ફરવા નીકળ્યો ત્યારે એની પડખે કોઈ ચાલ્યું આવતું હોય અને પોતાને થતા બધા અનુભવોનું સાક્ષી રહેતું હોય એવા જે સૂક્ષ્મ ભાવો મનમાં ઊઠતા હતા તે આ વખતે નહોતા ઊઠતા અને તેથી મન ખાલી ખાલી લાગતું હતું. ગામડાંનાં લોકોને રાષ્ટ્રમુક્તિનો સંદેશો એના એ જોશથી એ આપતો હતો, પરંતુ ઊંડે ઊંડે પોતે ક્યાંક બંધાઈ રહ્યો છે એવું ભાન એને થયા કરતું હતું.

પરંતુ એ બધું કેટલા દિવસ? ગયા પ્રવાસમાં જે પ્રદેશમાં એ ફર્યો હતો એ પ્રદેશ અને આ પ્રદેશનાં માણસો સરખાં જ ગરીબ અને કંગાળ હતાં, પરંતુ એ પ્રદેશમાં જાગૃતિનો તણખો દેખાતો હતો. ત્યાં દુ:ખ ઓછું નહોતું, પરંતુ દુ:ખ એ દુ:ખ છે એમ માણસો સમજતાં હતાં અને એમાંથી છૂટવાનો ઉપાય કોઈ બતાવે તેની આતુર હૃદયે રાહ જોતાં હતાં. જ્યારે આ પ્રદેશમાં તો દુ:ખનું કોઈને ભાન જ નહોતું. જે દુ:ખમાં વર્ષો થયાં તેઓ સબડતાં હતાં તે દુ:ખ જ સાચું અને શાશ્વત જીવન છે એવી જાણે એમને ખાતરી થઈ ગઈ હોય એમ એ દુ:ખનિવારણની વાત કરનાર તરફ લોકો શંકાની

નજરે જ જોતાં હતાં. ચંદ્રમોહને પેલા પ્રદેશમાં અંધકાર અને તોફાન જોયાં હતાં, પરંતુ એ બધાંની વચ્ચે તેજની એકાદ રેખા અને શાંતિનું એકાદ કિરણ પણ એ જોઈ શકતો હતો. આ પ્રદેશમાં તો કાળ-રાત્રીનું જ રાજ્ય ચાલતું હોય એમ સર્વત્ર અંધારું હતું. પેલા પ્રદેશમાં માણસોએ બધું ગુમાવ્યું હતું, એમનાં ઘરબાર ઝૂંપડાં બની ગયાં હતાં અને એમનાં શરીરો હાડકાંનાં માળખાં બની ગયાં હતાં. એ પ્રદેશમાં ભૂખ, દુઃખ અને દુષ્કાળ સિવાય બીજું કશું નજરે નહોતું પડતું. પરંતુ એક વસ્તુ ત્યાં સલામત દેખાતી હતી. માનવીએ બધું ખોયા પછી પણ માનવતાનું તેજ હજુ નહોતું ગુમાવ્યું. આ પ્રદેશમાં એ તેજનાં ચંદ્રમોહનને દર્શન જ નહોતાં થતાં. માતૃભૂમિની ગુલામીથી સળગી જતું એનું હૃદય જ્યારે વાણીમાં ઊતરીને અંગાર ઠાલવતું હતું ત્યારે એની સામે બેસીને સાંભળી રહેલાં માણસો કોઈ પથ્થરનાં પૂતળાંઓ બેઠાં હોય તેમ માત્ર આશ્ચર્ય અનુભવતાં એની સામે જ જોઈ રહેતાં હતાં. ચંદ્રમોહન એમની આંખમાં એક ચમકાર પણ જોઈ શકતો નહોતો.

આ બધું જોતાં ચંદ્રમોહનની પોતાની વેદના એના દિલમાં નરમ પડવા લાગી અને એની આંખ સામે જ, એની પડખોપડખ માનવતાને ગુમાવી બેઠેલાં માનવીઓના વિચારોથી એનું હૃદય ભરાઈ જવા લાગ્યું. એક રાત્રે એ કબ્રસ્તાન જેવા ગામડાના ચોરામાં સૂતાં સૂતાં ચંદ્રમોહને પોતે જોયેલાં દશ્યો ઉપર મધરાત સુધી વિચારો કર્યાં પરંતુ આ સ્થિતિ ફેરવવાનું કામ સમુદ્ર ઉલેચવા જેવું અશક્ય હોય એમ જણાતાં એની આંખોમાં આંસુ આવી ગયાં. પોતે કોણ છે, ક્યાંથી આવ્યો છે, ક્યાં જવા માટે નીકળ્યો છે તે બધું ભૂલી જઈ થોડીક ક્ષણો આ માનવીઓ સાથે આત્મદોરથી ગૂંથાઈ ગયો અને

માનવતાના હ્રાસથી ગૂંગળામણ અનુભવતો હોય એમ કેટલીયે વાર મૂંઝાયા પછી એનું હૃદય આંખો વાટે જ ગૂંગળામણમાંથી મુક્ત થઈ શક્યું.

પંદર દિવસ સુધી એ પ્રદેશમાં ફરીને એ છાવણીમાં પાછો આવ્યો ત્યારે એની મસ્તી દૂર થઈ ગઈ હતી અને પહેલાં એના મોં ઉપર નિશ્ચિંત જુવાનીની રેખાઓ હતી તેને ઠેકાણે દુઃખગાંભિર્યની રેખાઓ ઊપસી આવી હતી. આ વખતે પેલા મનુભાઈને એણે જોયા, પરંતુ એમની સાથે ગોપાળભાઈ વિષે ચર્ચા કરવાનો ચંદ્રમોહનમાં ઉત્સાહ રહ્યો નહોતો. એ તો પોતાના અંતરનું આ વખતનું કારમું દુઃખ અંદર જ સંઘરી રાખવા માગતો હોય એમ ઓછાબોલો બની ગયો હતો.

પરંતુ પેલા મનુભાઈએ પણ પ્રવાસમાંથી આવતાંની સાથે જ ગોપાળભાઈ પાછા ગયા એ સમાચાર જાણ્યા હતા. અને તુરત જ એના અંતરમાં એનું કારણ શોધવાની જિજ્ઞાસા જાગી હતી. ચંદ્રમોહન પ્રવાસમાં છે એમ જાણ્યા પછી એ એક અઠવાડિયા માટે પ્રવાસમાં જઈ આવી આગલે દિવસે જ પાછા આવ્યા હતા. ચંદ્રમોહનને ગંભીર જોવાથી ગોપાળભાઈ વિષે વાત કરવાનો એનો ઉત્સાહ ઓછો થઈ ગયો હતો પરંતુ જિજ્ઞાસા પ્રબળ હતી એટલે પ્રસંગ મેળવીને એણે વાત તો શરૂ કરી જ.

ચંદ્રમોહન આ વાત ઇચ્છતો નહોતો એટલે પોતે વિશેષ કશું જાણતો નથી એમ કહીને જ એણે પતાવ્યું. પરંતુ મનુભાઈએ ગોપાળભાઈના પગલા વિષે સીધો એનો અભિપ્રાય જ પૂછ્યો ત્યારે એનાથી છટકી શકાયું નહિ. એણે દૃઢ અને ધીમા અવાજે પોતાનો

અભિપ્રાય ઉચ્ચાર્યો કે, 'મારા મત પ્રમાણે તેઓ અંતરની નબળાઈને અથવા તો સત્યની ભ્રમણાને વશ બન્યા છે.'

'અંતરની નબળાઈને ?' મનુભાઈએ આશ્ચર્યસહ પૂછ્યું.

'કદાચ એમ પણ હોય, જો કે વિશેષ કરીને તો એમણે કલ્પી લીધેલા ભ્રામક સત્યની જાળમાં જ તેઓ ફસાયા હશે એમ માનું છું.'

'નબળાઈ એમનામાં છે જ નહિ.' મનુભાઈ એવા સ્વરે બોલ્યા કે ચંદ્રમોહનથી જરા ચમકી જવાયું અને એ જ સ્થિતિમાં એણે પૂછ્યું, 'ગોપાળભાઈનો તમને પરિચય છે ?'

'તમારા જેટલો નહિ, પણ પરિચય તો છે જ. હું એમની સાથે રહ્યો નથી તેમ એમની સાથે કોઈ દિવસ ચર્ચા કરવાનો પણ પ્રસંગ નથી મળ્યો, પરંતુ કૃષ્ણનગરમાં આવતા હરિપુરનાં ગામલોકો પાસેથી મેં એમના વિષે ઘણું જાણ્યું છે.'

'ગામલોકોની સાથે તો તેઓ બહુ સંબંધ જ નથી રાખતા.'

'પણ ગામલોકો રાખે છે ને ?'

'હું તો ત્યાં એવું જાણી શક્યો કે ગામલોકોથી તેઓ દૂર રહે છે એટલે ગામલોકો પણ દૂર રહેવા લાગ્યાં છે અને ધીમે ધીમે ગોપાળભાઈને એક મોટા મહાત્મા, વળી પૈસાપાત્ર પણ ખરા, એમ માનવા લાગ્યા છે.'

'એટલું જ નથી. ઘણાં લોકો એમના જીવનનું બારીકાઈથી નિરીક્ષણ કરે છે અને એમાંથી પોતાના જીવન માટે પ્રેરણા પણ મેળવે છે. મેં ઘણા ખેડૂતોને મોંએ સાંભળ્યું છે કે ગોપાળભાઈના ત્યાં આવ્યા પછી ગામલોકોનું જીવન સુધર્યું છે.'

'કદાચ હશે, મને ગામલોકોનો બહુ પરિચય નથી.'

'અને ગોપાળભાઈમાં નબળાઈનો તો અંશ પણ નથી. તેઓ મોતથી લગીર પણ નથી ડરતા એવા ઘણા પ્રસંગો મેં સાંભળ્યા છે. ગરીબાઈનો કે દુઃખનો ડર તો એમને હોય જ નહિ કારણ કે એ જ એમનું જીવન છે.'

'પણ એક બીજો ડર એમનામાં છે.' સહેજ સંકોચ પામતાં ચંદ્રમોહન બોલ્યો.

'શાનો ?'

'એમને સતત એવો ભય રહે છે કે પોતે જો પ્રવૃત્તિમાં પડશે કે લોકોમાં ભળવા લાગશે તો માન-મોહમાં પડી જશે.'

'એ ભય તો હોવો જ જોઈએ' મનુભાઈ પ્રથમના જેવા જ દૃઢ સ્વરે બોલ્યા. ચંદ્રમોહન પોતાથી નાના લાગતા આ જુવાનના મોં સામે એક ક્ષણ તાકી રહ્યો અને બોલ્યો:

'તો તો જીવનમાં કશી પ્રગતિ થઈ શકે જ નહિ.'

'ગોપાળભાઈ અને તમે પ્રગતિની વ્યાખ્યા જ જુદી જુદી કરતા હશો.'

'મેં તો આ નવા જીવનની દીક્ષા એમની પાસેથી જ લીધી છે.'

'છતાં એથી તમારી મૂળ પ્રેરણા થોડી જ નાશ પામી હશે ?'

બંનેની ચર્ચા ચાલતી હતી ત્યાં જ એક વિદ્યાર્થી મનુભાઈ પાસે આવ્યો અને ચંદ્રમોહનનું એ તરફ ધ્યાન ખેંચાયું. એ વિદ્યાર્થી સોળ સત્તર વર્ષનો ઊઘડતા ફૂલ જેવો કુમાર હતો. એની આંખમાં એકલી જિજ્ઞાસા જ ભરી હોય એમ દરેક વસ્તુની સામે એનો પાર

પામવા ઇચ્છતો હોય એમ એ જોઈ રહેતો હતો. ચંદ્રમોહન એ મોં જોઈને ખૂબ પ્રસન્ન થયો અને ત્યાં જ પેલા વિદ્યાર્થીએ મનુભાઈને પૂછ્યું:

'ગોપાળભાઈ કેમ ગયા તે જાણ્યું?'

'ના' ચંદ્રમોહન સામે જોતાં મનુભાઈએ જવાબ આપ્યો. ચંદ્રમોહન પેલા વિદ્યાર્થી સામે તાકી રહ્યો.

'છાવણીમાં બે સૈનિકો વચ્ચે મારામારી થઈ પડી એટલે એ ચાલ્યા ગયા.'

'એમ?' ચંદ્રમોહનથી બોલી જવાયું.

'અને તદ્દન નજીવી બાબતમાં' પેલા વિદ્યાર્થીએ ચંદ્રમોહન સામે જોઈને કહ્યું, 'એક સૈનિકનો ટુવાલ બીજાએ નહાવા માટે લઈ લીધેલો.'

'આટલી પણ સહિષ્ણુતા કે ઉદારતા નહિ?'

'એમાં ઉદારતાની સાથે વ્યવસ્થાની પણ ખામી ગણાય.'

'પણ એમાં લડત છોડવા જેવું શું હતું?' થોડીવાર રહીને ચંદ્રમોહન બોલ્યો.

'એમને થયું હશે કે આ સૈનિકો જે સ્વરાજસંગ્રામ લડવાના હોય તે સંગ્રામમાં હું નકામો છું.' મનુભાઈએ જવાબ આપ્યો.

'પણ એમણે ચાલ્યા તો ન જવું જોઈએ, ખરું?' પેલો વિદ્યાર્થી બોલ્યો. 'તો તો આવા સૈનિકો સાથે મહાત્માજી શા માટે રહે?'

'મહાત્માજી ક્યાં રહે છે?' મનુભાઈ બોલ્યા.

'રહે જ છે એમ કહેવાય ને! તેઓ નહિ જાણતા હોય કે એમના સૈનિકો એમના જેવા નથી?'

'પણ ગોપાળભાઈ મહાત્માજી ક્યાં છે?' મનુભાઈ બોલ્યા.

'એ તો ખરું.' પેલો કુમાર બોલ્યો અને સહેજ હસ્યો. ચંદ્રમોહન એના જ્ઞાન-ઝરતા હાસ્ય સામે જોઈને મૂંગો જ રહ્યો.

# વિચારની ઉગ્રતા

'હું ગોપાળભાઈ પાસે જાઉં છું.' બીજે દિવસે મનુભાઈએ ચંદ્રમોહન પાસે આવીને કહ્યું.

'કેમ અચાનક?'

'મને એમનું પગલું સમજાયું નથી.'

'ગઈ કાલે તો તમે જુદી રીતે બોલતા હતા.'

'એમ નહોતું. હું ત્યારે પણ ગડમથલમાં તો હતો જ, પરંતુ ખાતરી થયા પહેલાં એમણે ખોટું જ કર્યું છે એમ કેમ કહેવાય?'

'મને તો એમ જ લાગે છે. ગઈ કાલે તમારી સાથે વાત કરતાં હું સહેજ થોથરાયો પણ રાત્રે વિચાર કરતાં મને ખાતરી થઈ કે ગોપાળભાઈએ ભલે ભૂલમાં, પણ અસત્યનો માર્ગ લીધો છે.'

'અસત્યનો?'

'હા, એને સહેજ ફેરવીને કહીએ તો એમણે સત્યનો માર્ગ છોડ્યો છે. ગઈ કાલે પણ હું આમ જ માનતો હતો પરંતુ પ્રથમ તો એ વિષે ચર્ચા કરવાની મારી ઇચ્છા જ નહોતી અને પછી ચર્ચા થઈ ત્યારે મારું મન વિહ્વળ બની ગયું હતું. હજી એમના પ્રત્યેનો મમત્વનો દોરો મારા અંતરમાંથી તૂટ્યો નથી.'

'એ તૂટવો પણ ન જોઈએ.'

'એ તો કોણ જાણે. પણ એમણે લડત છોડીને એમની તમામ સાધના ભ્રમમૂલક છે એમ સાબિત કર્યું છે.'

'ત્યારે એનો અર્થ તો એ કે આજે જે લડતમાં નથી તે બધા સત્યથી વેગળા છે.'

'હા, એમ જ. ગોપાળભાઈને પોતાને પણ લડતમાં આવતાં પહેલાં એવી જ પ્રતીતિ થઈ હતી.' ચંદ્રમોહનને ગોપાળભાઈ સાથેનો લડતના નિશ્ચય પહેલાંનો પત્રવ્યવહાર બરાબર તાજો થઈ ગયો.

'હું એમની પોતાની પાસેથી જ જાણું એવી મારી ઇચ્છા છે.' મનુભાઈ ધીમા સ્વરે બોલ્યા. 'ગોપાળભાઈ સત્યના શોધક છે અને સત્યને ખાતર ગમે તે કરવાની એમનામાં શક્તિ છે. તેઓ વગર વિચાર્યે પગલું ભરે જ નહિ.'

'એમનું મન સ્થિર નથી એટલે એમનું સત્ય પણ ધ્રુવ જેવું સ્થિર નથી.' ચંદ્રમોહન બોલ્યો. મનુભાઈ મૂંગા મોંએ ચંદ્રમોહનના મોં ઉપરની ઝલક જોઈ રહ્યા. 'જો એમનું મન સ્થિર હોત તો લડતમાં આવતાં પહેલાં એમને બહુ મંથન ન ભોગવવું પડત અને આ રીતે પાછા પણ ન જવું પડત.'

'લડતમાં આવતાં પહેલાં એમણે બહુ મંથન ભોગવેલું?'

'તમે માની પણ ન શકો એટલું.' એમ કહીને ચંદ્રમોહને એમની વચ્ચે થયેલા પત્રવ્યવહારનો સાર એમને કહી સંભળાવ્યો.

'પણ આ ઉપરથી એટલું નક્કી થાય છે કે જો એમને ખાતરી થાય કે પોતે પાછા જવામાં ભૂલ કરી છે તે ભૂલ સુધારતાં તેઓ અચકાય નહિ.'

'એ વિષે મને પણ શંકા નથી, પરંતુ એવી ભૂલ ફરીથી ન થાય એમ પણ હું માનતો નથી.'

'તમને ગોપાળભાઈ પ્રત્યે અવિશ્વાસ આવી ગયો લાગે છે.' મનુભાઈ બોલ્યા. ચંદ્રમોહન ઉપર ઘા પડ્યો હોય એમ એનું મન પાછું હટી ગયું.

થોડીવાર બંને વચ્ચે શાંતિ છવાઈ ગઈ. એ થોડીવારમાં મનુભાઈએ વિચાર્યું કે પોતે આવું નહોતું બોલવું જોઈતું અને ચંદ્રમોહનને થયું કે ગોપાળભાઈ વિષે અભિપ્રાય ઉચ્ચારવામાં પોતે ઉતાવળ કરી નાખી છે. પોતપોતાની ભૂલ શોધતા એ બંને સૈનિક-મિત્રો બે ત્રણ મિનિટ સુધી એમ ને એમ બેસી રહી આખરે છૂટા પડ્યા.

મનુભાઈના ગયા પછી ચંદ્રમોહન એક શોધકની ભાવનાથી પોતાના મનમાં ઊંડો ઊતર્યો. જેમ જેમ એ વિચારતો ગયો તેમ તેમ એને લાગવા માંડ્યું કે પોતે હજી ગોપાળભાઈને સમજી શક્યો નથી. એને એમ પણ લાગવા માંડ્યું કે કેવળ બાહ્ય વર્તન ઉપરથી જ મનુષ્યના અંતરની પરીક્ષા ન થઈ શકે. એ માટે તો એ વર્તનની જ્યાંથી પ્રેરણા ઊગે છે એ અંતરમાં જ પ્રવેશવું જોઈએ. પોતે ગોપાળભાઈના અંતરમાં પ્રવેશ્યો છે? ગોપાળભાઈએ એમનું અંતર કોઈ દિવસ એની પાસે ખુલ્લું કર્યું હોય એમ બન્યું છે? ચંદ્રમોહને હરિપુરના દિવસો યાદ કરી જોયા. જેમ જેમ એ ત્યાંના પ્રસંગો યાદ કરતો ગયો તેમ તેમ એને લાગવા માંડ્યું કે પહેલા દિવસથી જ ગોપાળભાઈના વિચારોથી એ જુદો પડ્યો હતો અને પછી તો એનું મન મૂંઝાયેલું રહેતું એટલે ઇચ્છા છતાં ગોપાળભાઈને સમજી શકતો નહિ. ચંદ્રમોહનને એ પણ સ્પષ્ટ

થઈ ગયું કે 'ગોપાળભાઈની પણ એવી જ સ્થિતિ હતી. એમને પણ ખાતરી થઈ ગઈ હતી કે હું એમનાથી જુદા જ તત્ત્વનો બનેલો છું. આ સ્થિતિમાં ગોપાળભાઈના પગલા વિષે નિર્ણય કરી શકાય?' ચંદ્રમોહનના અંતરમાં એ પ્રશ્ન ઊઠ્યો અને તુરત જ 'ના' એવો સ્પષ્ટ જવાબ આવ્યો.

પણ થોડી જ પળો વીતી હશે ત્યાં બીજું એક વિચારવાદળ આવ્યું. 'પણ એમના વિચારમાં અસ્થિરતા તો ખરી જ. એ સિવાય વર્તનમાં કેમ અસ્થિરતા આવે? અને તેઓ સત્ય માટે હજી અંધારામાં જ ફાંફાં મારે છે. એમ ન હોય તો એમનું જીવન પ્રસન્ન કેમ ન લાગે?' આવા જ વિચારો ફરી ફરી એના મનમાં આવવા લાગ્યા. ફરી પાછો જાણે વિશ્વાસપૂર્વક એ એમ માનતો હોય કે 'ગોપાળભાઈએ સત્યનો માર્ગ છોડ્યો છે' એવી સ્થિતિ આવી પહોંચી.

પણ ત્યાં જ 'હું સત્ય માર્ગે છું?' અતિ ઊંડાણમાંથી એ પ્રશ્ન હૃદયની સપાટી ઉપર ધસી આવ્યો. 'સત્ય શું? જીવન શું? આ બધું શા માટે?' જીવનના ગંભીર પ્રશ્નો એક પછી એક સામે આવીને ઊભા રહ્યા. નવજુવાન ચંદ્રમોહન કોઈ જ્ઞાનવૃદ્ધ ચિંતક હોય, કોઈ ફિલસૂફ હોય એમ એ પ્રશ્નોમાં ઊતરવા લાગ્યો. પોતાના સત્યને સમજવા માટે એણે પ્રથમ પહેલી નજર જીવન ઉપર નાખવાને બદલે લડતના મેદાન ઉપર નાખી અને એ નજર જેમ જેમ આગળ વધતી ગઈ, જેમ જેમ એની આંખમાં નવા પ્રદેશો સમાતા ગયા તેમ તેમ એની મુખમુદ્રા બદલતી ગઈ અને પેલા ફિલસૂફના ભાવો લુપ્ત થતા ગયા. એની આંખ સામે છેલ્લા દોઢ મહિનામાં જોયેલાં દૃશ્યો એક પછી એક ખડાં થયાં. અને પોતે ભોગવેલું ઉગ્ર મંથન પણ તાજું થયું. પોતાના મનમાં શા શા પ્રશ્નો ઊભા થયા હતા તે

ભૂલી જઈને અથવા તો એ પ્રશ્નનો જવાબ પણ એ જ હોય એમ એ મનમાં ગણગણ્યો : 'આ ભયાનક સ્થિતિ એ જ સત્ય છે અને એ સ્થિતિને નિવારવી એ જ જીવન છે.' કેટલીયેવાર સુધી એનાં માનસચક્ષુ એ દૃશ્ય ઉપરથી ખસ્યાં નહિ અને જ્યારે એ ખસ્યાં ત્યારે એના અંતરને એક એવો રંગ આપી ગયાં કે જીવનભર ભુસાઈ જ ન શકે. ચંદ્રમોહન બોલ્યો નહિ, દેવની સાક્ષીએ એણે કશી પ્રતિજ્ઞા કરી નહિ, પણ એના વ્યાકુળ દિલમાં એક નિશ્ચય થઈ ગયો કે લડાઈ એ જ સત્ય છે ને બાકી બધું મિથ્યા છે.

તે દિવસનો બધો સમય એણે એ જ ભાવનામાં પસાર કર્યો. દિવસમાં કામને અંગે કોઈની સાથે વાત કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એનું અંતર નવા રંગે રંગાઈ ગયું હોય એમ એની નજીક આવનાર સૌ કોઈ ઓછાવત્તા એ ભાવનાથી રંગાવા લાગ્યા.

છેક રાત્રે એ શેતરંજી પાથરીને સૂતો ત્યારે અચાનક પેલો ગોપાળભાઈનો નાનકડો જવાબ, આજ સવારે પોતે ખિસ્સામાંથી કાઢીને ફાડતાં ફાડતાં રહી ગયો હતો અને થેલીમાં મૂકી દીધો હતો તે, એક વખત વાંચી જવાની ઇચ્છા થઈ. એ ઇચ્છા એ કાગળને અને એ વિચારને કાયમ માટે દફનાવવાની વૃત્તિમાંથી પ્રગટી હતી એટલે થેલીમાંથી કાગળ કાઢતાં કાઢતાં પણ એક પ્રકારનો ઉશ્કેરાટ એના મોં ઉપર તરી આવતો હતો. રાતના લગભગ દશ વાગે બત્તી પાસે જઈને ઉભડક પગે બેઠાં બેઠાં ત્રીજીવાર એ કાગળ એણે વાંચવા માંડ્યોઃ

**'પ્રિય ચંદ્રમોહનભાઈ,**

તમારો વેદનાથી ભરેલો કાગળ વાંચી તમારી પાસે માફી માગવાનું મન થઈ આવે છે. હું અસત્યને માર્ગે ગયો છું એમ મને

નથી લાગતું; હું લડતનો જીવ જ નથી. ત્યાં રહેવાથી મારી આધ્યાત્મિકતાને હાનિ પહોંચશે એમ લાગવાથી જ હું આવતો રહ્યો છું. તમારા જીવનમાં મેં જે કાંઈ આશા–નિરાશા ઉપજાવી હોય તે માટે મને માફ કરજો. તમારા માર્ગમાં દીવો ધરવાની મારી લાયકાત કોઈ દિવસ હતી જ નહિ એમ હું અંતઃકરણપૂર્વક માનું છું. મારાથી તમારું કાંઈ પણ અહિત થયું હોય તો એ દુર્ભાવથી નથી થયું એટલો વિશ્વાસ રાખજો અને તમને સત્ય લાગે તે માર્ગે પ્રભુનું નામ લઈને તમે સુખેથી જજો.

તમારો

**ગોપાળદાસ'**

ચંદ્રમોહને આ ત્રીજી વખત પણ પહેલી વખત જેટલા જ ઉશ્કેરાટથી કાગળ વાંચ્યો અને એ ઉપર કશો જ વિચાર ન કરવાનો નિર્ણય કરી રાખ્યો હતો એટલે તુરત જ એ કાગળના ઝીણા ઝીણા કકડા કરી નાખ્યા.



# હરિપુરના પાદરમાં

**મ**નુભાઈએ ચંદ્રમોહનના જે ઉદ્‌ગારો સાંભળ્યા તે જ ઉદ્‌ગારો એમના મનમાં નિર્ણયરૂપે નહિ, પણ શંકારૂપે આવ્યા હતા: પરંતુ ગોપાળભાઈ પ્રત્યેની શ્રદ્ધાને લઈ ત્યાં જઈ આવ્યા વિના એમનું મન માન્યું જ નહિ. ગોપાળભાઈ પાસેથી મનુભાઈએ આશા રાખી હતી એવું કશું સમાધાન એ પામ્યા નહિ, પરંતુ ગોપાળભાઈ કંઈક શુભ હેતુપૂર્વક આ બધું કરી રહ્યા છે એટલી તો એમને પ્રતીતિ થઈ. ગોપાળભાઈ પાસેથી પાછા ફરતાં પોતાની અને ગોપાળભાઈ વચ્ચે થયેલી વાતો ચંદ્રમોહનને કહેવી કે નહિ એ વિચાર એના મનમાં આવવા લાગ્યો. ઘડીક થતું હતું કે 'સત્ય-શોધનની દૃષ્ટિથી એ વાતો થાય તે ઇષ્ટ છે', પરંતુ વળી એમ થતું કે 'એ વાતોથી ચંદ્રમોહનનું ક્ષુબ્ધ થયેલું અંતર વધુ ક્ષુબ્ધ થશે અને એવી સ્થિતિમાં વિવેકબુદ્ધિ તો સ્થિર રહેશે જ નહિ.' ઘણા વિચારને અંતે ખાસ કારણ ઊભું ન થાય તો એ વાત ન ઉચ્ચારવી એમ જ મનુભાઈએ નક્કી કર્યું.

મનુભાઈ હરિપુરથી પાછા ફર્યા ત્યારે ચંદ્રમોહને છાવણી સંભાળવાનું કામ ઉપાડી લીધું હતું. ગોપાળભાઈના ગયા પછી જે સ્થાન ખાલી પડ્યું હતું અને એને પરિણામે ત્યાં અવ્યવસ્થા આવી

ગઈ હતી એ સ્થાન ઉપર ચંદ્રમોહન આવતાં જ આખું વાતાવરણ બદલાઈ ગયું. કોઈ સૈનિકને કે કોઈ આગેવાનને કલ્પના પણ નહોતી કે એ ચાર દિવસમાં જ ચંદ્રમોહન તમામ સૈનિકોને પોતાને વશ કરી લેશે અને છાવણીના વાતાવરણને લડાઈની ઉગ્રતાથી ભરી દેશે. ચંદ્રમોહનને તો આ કામ ઘણું જ ગમ્યું હતું કારણકે ગામડાંઓ ફરી આવ્યા પછી એના દિલમાં જે ઘુંટાતું હતું તે ક્યાંક માર્ગ પામવા ઇચ્છતું હતું. એના મનમાં આ તમામ દુઃખદર્દો ફેંકી નાખવાની આછી-ઘેરી યોજનાઓ તૈયાર થતી હતી, તે એનો અમલ ઇચ્છતી હતી. ચંદ્રમોહનને એવા સંયોગો મળતાં જ એની વિલાઈ ગયેલી વાણી પાછી સતેજ થઈ ગઈ અને વિચારભારથી નમેલી ને ઘેરી બનેલી આંખો ઉત્સાહથી ચમકવા લાગી.

મનુભાઈએ આવતાંની સાથે જ છાવણીનું વાતાવરણ જોયું અને એનું ચિત્ત પણ પ્રસન્ન થઈ ગયું. ચંદ્રમોહન લડાયક મનોવૃત્તિ ધરાવે છે ને બુદ્ધિશાળી છે એટલું તો એ જાણતા હતા, પરંતુ એનામાં આટલી વ્યવસ્થાશક્તિ હશે અને એ કરતાં યે વધારે એની નજીક આવનારને રંગી દેવાની શક્તિ હશે તે મનુભાઈ જાણતા નહોતા. પહેલવહેલાં હરિપુરમાં ચંદ્રમોહનને મળ્યા ત્યારે એમને એક ઉત્સાહી અને બલિદાનતત્પર યુવક તરીકે જ એમની ઓળખાણ થઈ હતી. આ વખતે સંગ્રામનાયકની શક્તિઓ ચંદ્રમોહનમાં એમણે જોઈ. મનુભાઈનો એવો સ્વભાવ હતો કે પોતાનું ધ્યાન ખેંચે એવું વિશિષ્ટ તત્ત્વ કોઈનામાં દેખાય તો એ ઉપર ઝીણવટથી વિચાર કરવો અને પોતે એની સાથે કેટલે સુધી સંબંધ રાખવો તેનો નિર્ણય કરી લેવો. ચંદ્રમોહન સાથે એમને ઓળખાણ તો હતી જ. જો કે ચંદ્રમોહન એમને પોતાના નિકટના

મિત્ર સમજતો હતો; પરંતુ મનુભાઈએ એવી લાગણી હજી સુધી અનુભવી નહોતી. આજ પહેલવહેલું એમનું હૃદય ચંદ્રમોહન તરફ એનું અંતર જોવાના ભાવથી ખેંચાયું અને એવું ખેંચાણ થતાં જ મનુભાઈ ચંદ્રમોહન તરફ મૈત્રીનો ભાવ અનુભવવા લાગ્યા.

મનુભાઈના કુમારમિત્રો ચંદ્રમોહનની જ છાવણીમાં હતા એટલે એમની સાથેની વાતોમાંથી ચંદ્રમોહનની વ્યવસ્થાશક્તિ ઉપરાંત એના સ્વભાવની ખાસિયતો પણ એમને જાણવા મળતી હતી. ચંદ્રમોહન આટલો બુદ્ધિશાળી હોવા છતાં અત્યંત નિખાલસ છે અને આટલો શક્તિશાળી હોવા છતાં એનામાં અહંનું તત્ત્વ બળવાન નથી એ જ્યારે મનુભાઈએ જાણ્યું ત્યારે એમને લાગવા માંડ્યું કે ચંદ્રમોહનમાં એવું એવું છે કે જે પોતામાં નથી અને એટલા માટે ચંદ્રમોહન સાથેનો સંબંધ કેવળ મૈત્રીનો ન હોય પણ આદરનો યે હોવો જોઈએ.

મનુભાઈનું આ નિરીક્ષણ અને એના મનમાં થતું પરિવર્તન ચંદ્રમોહન જાણતો નહોતો. એ તો પ્રેમ અને લાગણીનાં જ્યાં દર્શન કરે ત્યાં સમગ્ર આત્મા રેડી દેવાનો સ્વભાવ ધરાવતો હતો. મનુભાઈના વર્તનમાં પોતા પ્રત્યે પ્રેમ અને આદર એ અનુભવવા લાગ્યો તેમ તેમ મનુભાઈ તરફ એનું હૃદય અત્યંત વેગથી ઢળવા લાગ્યું. પોતાની લાગણીનો ચંદ્રમોહન જે રીતે જવાબ વાળતો હતો તે રીત મનુભાઈને ચંદ્રમોહન પ્રત્યે વિશેષ ને વિશેષ આદર ઉપજાવવામાં કારણભૂત થતી હતી. લગભગ બે મહિના સાથે કામ કર્યા પછી એક લડાયક કાર્યક્રમમાં એક સાથે જ બંને પકડાયા ત્યારે તેઓ ખરેખર આત્મીય ભાવ અનુભવતા

મિત્રો બની ગયા હતા—અને બંનેની મૈત્રી આ દલિત દેશને ઉન્નત કરવાનાં સ્વપ્નોમાં કામ લાગતી હતી.

લડાઈનો રંગ અષાઢી રાત જેવો ઘેરો થતો જ જતો હતો અને એ દિવસો પણ રાષ્ટ્રજીવનની અમૂલ્ય પળો હોય એટલી ઝડપથી પસાર થતા જતા હતા. મનુભાઈ અને ચંદ્રમોહન એક એક વર્ષની સજા લઈ જેલમાં ગયેલા ત્યારે એમને ખબર પણ નહોતી અને પરવા પણ નહોતી કે લડતનો અંત ક્યારે અને કેવી રીતે આવશે, એમણે તો જેલમાં પણ એક જ વસ્તુનું ચિંતન કર્યું હતું અને એક જ વસ્તુની તૈયારી કરી હતી કે 'અમારો આ દેશ કઈ રીતે સ્વતંત્ર થાય' ગાંધી–અરવીન–કરારો વખતે અનેક સૈનિકમિત્રોની સાથે એ બંને મિત્રો છૂટયા ત્યારે એમના દિલમાં આનંદ પણ નહોતો તેમ નિરાશા પણ નહોતી. એ યુદ્ધ–મોકૂફીને તેઓ વિજય પણ માનતા નહોતા તેમ પરાજય પણ માનતા નહોતા. લડાઈમાં આવું આવું તો આવ્યા જ કરે એમ એમની બુદ્ધિ કહેતી હોય એ રીતે બંને મિત્રો લડત વિષે અને એમના ભાવી જીવન વિષે એટલા જ દૃઢ અને એટલા જ ગંભીર હતા.

બંને જ્યારે જેલમાંથી છૂટીને છાવણીના 'સૈનિકસંમેલન'માં ભાગ લેવા આવ્યા ત્યારે એમના ઉપર ગોપાળભાઈનો એક પત્ર આવી પડ્યો હતો. એ પત્રમાં એમના પ્રત્યે શુભેચ્છા મોકલાવેલી હતી અને એક વખત હરિપુર આવી જવાનો આગ્રહ હતો. ચંદ્રમોહનનું મન ત્યાં જવા માટે બહુ ઉત્સાહિત નહોતું, પરંતુ મનુભાઈ અને બીજા મિત્રોના આગ્રહને લઈ લગભગ પંદર મિત્રો સાથે ચંદ્રમોહન પણ હરિપુર જવા તૈયાર થયો.

હરિપુર જવાનો નિશ્ચય થયો કે તુરત જ ચંદ્રમોહનના મનમાં પ્રશ્ન ઊઠ્યો : 'યુદ્ધ–મોકૂફીનો ઉપયોગ એ કેવી રીતે કરશે ?' 'સૈનિકસંમેલન'માં આ વિષે ચર્ચા થઈ હતી પરંતુ એ સંમેલન કશો જ નિર્ણય કરી શક્યું નહોતું. ચંદ્રમોહનના અને મનુભાઈના મનમાં એ વિષે તો શંકા જ નહોતી કે લડતનો અંત પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ વિના આવી શકે નહિ, અને એટલે ત્યાં સુધી લડતનું જ કાર્ય કરવાનું હોય, પરંતુ મનુભાઈની ઇચ્છા કૃષ્ણનગર અથવા તો ગોપાળભાઈ વાંધો ન લે તો એમની પાસે રહીને કામ કરવાની હતી, જ્યારે ચંદ્રમોહન જે પ્રદેશમાં લૂંટાઈ ગયેલી માનવતા જોઈ આવેલો હતો એ પ્રદેશમાં જ રહેવા ઇચ્છતો હતો. હરિપુર જતાં એ વિચાર એના મનમાં ઉગ્રપણે આવવા લાગ્યો અને એ નિર્ણય કરવા માટે પણ તત્પર થયો. રસ્તામાં મનુભાઈ સાથે એણે ઘણી વાતો કરી, પરંતુ બંને એકમત થઈ શક્યા નહિ એટલે છેવટે ચંદ્રમોહને એકલા જ પોતાના ચૂંટેલા પ્રદેશમાં રહેવાનો નિર્ણય કરી લીધો.

ગાડીમાંથી ઊતર્યા પછી હરિપુરને રસ્તે ચાલતાં, બધા જ કુમારો અને જુવાનો જ્યારે કલ્લોલ કરવા લાગ્યા અને મનુભાઈ પણ એમાં સાથ પુરાવવા લાગ્યા ત્યારે સૌથી ધીમાં પગલે ચાલતો ચંદ્રમોહન ઘડીક આજુબાજુ જોતો અને ઘડીક આંખથી ધરતીને ખોતરતો હોય એમ નીચે જોતો ઊંડા વિચારમાં ઊતરી ગયો. લગભગ એક વર્ષ પહેલાં આ જ રસ્તા ઉપર પોતે ચાલતો હતો ત્યારે પોતે કેવો હતો અને આજે કેવો છે એ વિચારનાં એના મનમાં આત્મભોગનો અને સ્વશક્તિના પરિચયનો સંતોષ થવા લાગ્યો. ગોપાળભાઈનો વિચાર આવતાં મન જરા ખિન્ન થઈ ગયું અને આ એક વર્ષમાં ભાગ્યે જ જેમના વિષે વિચાર કર્યો હતો

અને જેમના કાગળનો એ લીટી કરતાં વધુ વિગતથી જવાબ નહોતો આપ્યો એ પિતાનો વિચાર આવતાં સહેજ સહેજ ઘેર જવાની ઇચ્છા થઈ આવી. પોતે છૂટ્યો તે જ દિવસે, ગોપાળભાઈના કાગળ પહેલાં જ પિતાનો તાર આવ્યો હતો અને જો એ ન જાય તો પિતા ત્યાં આવશે એમ એમાં લખ્યું હતું, એ તારનો એણે હળવા મને જવાબ વાળી દીધો હતો એ વિચારથી જરા ગ્લાનિ થવા લાગી. ચંદ્રમોહને મનમાં નક્કી કર્યું કે હરિપુર પછી પોતે બે ચાર દિવસ માટે પિતા પાસે જશે જ.

હરિપુર જ્યારે સામે જ દેખાવા લાગ્યું ત્યારે આગળ ચાલતા–દોડતા કુમારો પાછળ રહેલાની રાહ જોતા ઊભા રહેવા લાગ્યા અને 'ઇન્કિલાબ' બોલતા દૂર રહેલાને બોલાવવા લાગ્યા. ચંદ્રમોહન વિચારમાં જ હતો એટલે હરિપુર હવે અર્ધો જ માઈલ રહ્યું છે એવી એને ખબર નહોતી રહી. મિત્રોના પડકારાથી એની વિચાર–ધારા તૂટી ગઈ અને એ ઉતાવળે પગલે આગળ ચાલવા લાગ્યો. હરિપુરનાં મકાનો અને નદીના કાંઠા ઉપરની વાડી વચ્ચે શોભી રહેલું નાનકડું ખોરડું એને દેખાયાં ત્યારે વળી બીજા બધા વિચારોને હડસેલી મૂકી એક વર્ષ પહેલાંનાં સંસ્મરણો જ એના ચિત્ત ઉપર ચડી આવ્યાં. ચંદ્રમોહન કશું કારણ સમજી શકતો નહોતો પરંતુ ગોપાળભાઈને મળતાં એક પ્રકારનો સંકોચ એને થયા કરતો હતો. ક્યારેક મનમાં એમ પણ થતું હતું કે 'મેં તે દિવસે ગોપાળભાઈને એવો કાગળ ન લખ્યો હોત તો શો વાંધો હતો ? એમની ઇચ્છા લડતમાં ન આવવાની હોય તો ન આવે, મારે એમને શા માટે આકરા શબ્દો સંભળાવવા જોઈએ ?' ચંદ્રમોહન તે દિવસના કાગળને જ યાદ કરી શક્યો, પરંતુ પોતાના

અંતરમાં ગોપાળભાઈ પ્રત્યે કેવી ભક્તિ હતી અને ગોપાળભાઈ પાછા ગયા તેથી એના અંતરમાં કેવો ચીરો પડ્યો હતો તે કશું એને યાદ ન આવ્યું. એ આવ્યું હોત તો કદાચ ચંદ્રમોહન એ કાગળ માટે અફસોસ ન કરત, પરંતુ એ અફસોસનું એક શુભ પરિણામ એ આવ્યું કે ગોપાળભાઈને લગીર પણ દુઃખ ન ઊપજે તેની કાળજી લેવાનો એના મનમાં અસ્પષ્ટ નિર્ણય થઈ ગયો.

હરિપુરના પાદરની નદી આવી કે તુરત જ સામેથી આવતા ગોપાળભાઈ સૌને દેખાયા. ચંદ્રમોહને જોયું તો ગોપાળભાઈના દેહમાં, વસ્ત્રમાં કે મુખરેખામાં કશો જ ફરક પડ્યો નહોતો. પોતે એક વર્ષ ક્યાંક જઈ આવ્યો છે એમ એને લાગતું હતું પણ આ એક વર્ષ ગોપાળભાઈના જીવનમાં જાણે આવ્યું જ ન હોય એમ એ એના એ જ દેખાતા હતા.



# પ્રજાનો લાડીલો

આખું મિત્રમંડળ આઠ દિવસ સુધી હરિપુરમાં રહ્યું. ચંદ્રમોહનને કોઈએ કહ્યું હોય તો એ ન માને એટલા રસપૂર્વક આ આઠ દિવસ સુધી ગોપાળભાઈ સૌની સાથે રહ્યા હતા. લડતની અને જેલની વાતોમાં ખૂબ ઝીણવટપૂર્વક એમને રસ લેતા જોઈ ચંદ્રમોહનને આશ્ચર્ય જ થયા કરતું હતું. આ આઠ દિવસો દરમિયાન જ્યારે જ્યારે સમય મળતો ત્યારે ત્યારે મનુભાઈ ચંદ્રમોહનને કહેતા કે 'જો આપણે યુદ્ધ–મોટ્રીના દિવસો અહીં જ ગાળીએ તો વહેલા મોડા ગોપાળભાઈ આપણા મંડળમાં આવી જ જાય.' ચંદ્રમોહનને પણ એવી આશા બંધાતી હતી અને એક ગોપાળભાઈ આવે તો લડતને ઘણું બળ આપે એમ પણ એ સમજતો હતો, પરંતુ લડતના દિવસોમાં જે પ્રદેશમાં એ ફર્યો હતો એ પ્રદેશ એનાથી ભુલાતો નહોતો. એ શૂન્યભાવે ટાંપી રહેલી આંખો અને હાલતાં ચાલતાં હાડપીંજરો એના હૃદયને ત્યાં જ ખેંચી રહ્યાં હતાં. એણે મનુભાઈનો આગ્રહ કબૂલ ન રાખ્યો પણ મનુભાઈ અને બીજા મિત્રો ત્યાં જ રહે એ સારું છે એટલે તો એણે માન્યું જ

હરિપુર પછી ચંદ્રમોહન સીધો મુંબઈ ગયો. સ્ટેશન ઉપર જ પિતાને મળતાં એણે પિતામાં પણ પરિવર્તન જોયું. ચંદ્રમોહનને લાગવા માંડ્યું કે 'શું મારો દેશ નવો જન્મ લઈ રહ્યો છે? ગોપાળભાઈ જેવા નિવૃત્તિપરાયણ આત્મા અમારી પ્રવૃત્તિમાં રસ લેવા લાગ્યા અને મારા પિતા જેવા સ્વાર્થમાં જ મશગૂલ રહેનાર આત્મા બીજાનાં જીવનમાં રસ લેવા લાગ્યા એ શું મારા દેશના કાયાપલટાની નિશાની છે?' ચંદ્રમોહનનું અંતર આનંદથી ઊછળવા લાગ્યું. આઠેક દિવસ પિતા પાસે રહી એમના આશીર્વાદ મેળવી એ પોતાના કાર્યક્ષેત્ર ઉપર ફરી પાછો આવી ગયો.

એ આવ્યો ત્યારે છાવણી નહોતી પરંતુ લોકોમાં જે ચેતના પ્રગટી હતી તે ઠેર ઠેર દેખાતી હતી. જે સ્થળે એણે માનવતાને મરી ગયેલી જોઈ હતી ત્યાં એને જીવનનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. સુક્કાં ભઠ ખેતરમાં કોઈ કોઈ કાંટા ફૂટતા હોય ને આશા આપતા શોભી રહે તેમ કોઈ કોઈ માણસમાં ચેતનનું કિરણ એને દેખાવા લાગ્યું. એ કિરણ ઉપર જ એની બધી આશાનો મદાર હતો. જીવનનું અલ્પ નિશાન એ જોતો હતો એટલે જ એનો ઉત્સાહ એમ બોલતો: એ જીવન, એને રૂંધી રહેલા અંતરાયો દૂર થતાં જ માનવી માત્રમાં વ્યાપી જશે. અને ચંદ્રમોહનની એ માન્યતા જુઠ્ઠી નહોતી. દિવસે દિવસે એ ચમત્કાર જોવા લાગ્યો. જે તદ્દન અબુધ, જડ પથ્થર જેવાં લાગતાં હતાં તે એની પાસે આવી પોતાની શંકાઓ પૂછતાં હતાં અને એ જડતાને ખંખેરવાનો કીમિયો માગતાં હતાં. જે ચુસાઈ ચુસાઈને છોતાં જેવાં થઈ ગયાં હતાં તે એની પાસે નવું લોહી ક્યાં મળશે તેનો માર્ગ શોધવા આવતાં હતાં. ચંદ્રમોહન જુવાન હતો. એના દિલમાં સૂતેલી લાગણીઓ તો કેટલી યે હશે પરંતુ અત્યારે

તો એક જ લાગણી હતી. 'મારું જીવન આ હાડપીંજરોમાં રેડી દઉં. મારી સમગ્ર ચેતના આ જડતા વિદારવા માટે વાપરી નાખું.' મારું સર્વસ્વ આ લોકોને સ્વરૂપ આપવા માટે ખરચી નાખું.'

ને એ ભાવના વડે નવ મહિના પછી બીજી લડત આવી ત્યાં સુધી એણે કામ કર્યું. આજુબાજુના તમામ પ્રદેશોમાં એ પ્રદેશ સૌથી વધુ બળ બતાવી શકશે એમ આગેવાનો બોલવા લાગ્યા. બીજી લડાઈની રણભેરી દૂરથી ગાજતી હતી ત્યારથી જ પેલા મનુભાઈના પત્રો આવવા લાગ્યા હતા. ચંદ્રમોહનના કામ વિષે એણે જે કાંઈ સાંભળ્યું હતું તે ઉપરથી એ અભિનંદનો વરસાવતા હતા અને લખતા હતા કે 'કદાચ આ લડતમાં ગોપાળભાઈ પણ ઝુકાવશે. આ નવ મહિના દરમિયાન એમણે સક્રિય કામ કશું નથી કર્યું પરંતુ અમારા કામમાં સહાનુભૂતિ તો દાખવી જ છે.'

આ સમાચારથી ચંદ્રમોહનને આનંદ થતો હતો, પરંતુ ગોપાળભાઈ આવશે જ એવો વિશ્વાસ નહોતો બેસતો. અને જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે એનો અવિશ્વાસ સાચો પડ્યો. યુદ્ધના આરંભના આગલા જ દિવસે મનુભાઈનો કાગળ આવ્યો કે 'ગોપાળભાઈ તો નહિ આવે એમ લાગે છે. એમનું મન ગઈ લડતની પેઠે જ ડામાડોળ છે. અમે બધા આવતી કાલે ત્યાં પહોંચીએ છીએ.'

આ લડત વખતે ચંદ્રમોહનનું સ્થાન બદલાઈ ગયું હતું. પહેલી લડતમાં એ જવાબદારી સંભાળી શકે એવો એક લોખંડી સૈનિક હતો. આ લડતમાં તો એ પ્રદેશનો એ લાડીલો આગેવાન બની ગયો હતો. પ્રજાનાં બાળકો, સ્ત્રીઓ, પુરુષો વૃદ્ધો—બધાં ચંદ્રમોહનને ઓળખતાં હતાં અને એનાં ત્યાગ તથા સેવા ઉપર મુગ્ધ હતાં.

ચંદ્રમોહનના નામ ઉપર સેંકડો સ્ત્રીપુરુષો ખુવાર થવા માટે તૈયાર હતાં. ચંદ્રમોહન લડતનો આરંભ થતાં જ પોતાનું વિશિષ્ટ સ્થાન સમજી ગયો અને જાણે એને પણ ભય લાગી ગયો હોય એમ ગંભીરપણે મનને કહેવા લાગ્યો કે 'આ લડતમાં તું તો સમુદ્રનું એક બિંદુ પણ નથી, મિથ્યાભિમાન કરતો નહિ.' ચંદ્રમોહન સમજતો હતો અને ક્યારેક કહેતો પણ હતો કે 'આ લડતના અને આ પ્રજાશક્તિના યશની જો ફાળવણી કરીએ તો આપણા ભાગે શું આવે ? જો ગાંધીજી જેવા આગેવાન ન હોત તો આ લડત જ ક્યાંથી હોત ? અને જગતનાં બળાબળો મદદરૂપ ન હોત તોપણ આપણે શું કરત ? દેશની આ મહાન લડાઈ તો લાખ્ખો સ્ત્રી-પુરુષોનાં મૂંગાં ને પ્રગટ બલિદાનો, અનેક તપસ્વી આત્માઓનાં તપ અને આપણે ન સમજી શકીએ એવાં વિશ્વનાં અગમ્ય બળોને લઈ ને જ ચાલી રહી છે. આપણે તો એક નાનકડું અને નજીવું સાધન માત્ર છીએ.'

ચંદ્રમોહન આવું બોલતો, વિચારતો અને માનતો છતાં એના દિલમાં ધીમે ધીમે પોતે મહત્ત્વનું 'સાધન' છે એવો ભાવ તો વધતો જ જતો હતો. જેમ જેમ લડત આગળ ધપતી જતી હતી તેમ તેમ ચંદ્રમોહનનું હૃદય વિશેષ ને વિશેષ હર્ષથી ઊછળતું હતું. તે પોતાની સેવાનાં અને સાધનાનાં ફળ નજર સમક્ષ જ જોઈ રહ્યો હતો. લડતના બીજા સાથીઓ અને સૈનિકો ચંદ્રમોહનનું વર્ચસ્વ સ્વીકારતા થઈ ગયા હતા કારણકે સૌ કોઈ સમજતા હતા કે ચંદ્રમોહને જ આ પ્રજામાં પ્રાણ નિચોવ્યા છે.

પેલા મનુભાઈ ને હવે ખાતરી થઈ હતી કે પોતે ચંદ્રમોહનની શક્તિ પાસે એક બાળક જ છે. એ અને એમના વિદ્યાર્થીઓ

ચંદ્રમોહન તરફ કોઈ આદર્શને જોતા હોય એટલા બધા ભાવપૂર્વક જોવા લાગ્યા હતા અને આ રીતે ચંદ્રમોહન એ પ્રદેશનો હૃદયરાજ હોય એવો બનતો જતો હતો. લગભગ એક વર્ષ સુધી એક યા બીજી રીતે ચંદ્રમોહને જેલમાં ન જતાં લડતનું સંચાલન જ કર્યા કર્યું, પરંતુ આખરે એને એક દિવસે લાગ્યું કે 'સત્યાગ્રહની લડતમાં આ રીતે પાછળ રહીને ન લડાય. હિંસક યુદ્ધનો અને સત્યાગ્રહ-યુદ્ધનો નાયક જુદી જુદી રીતે જ વર્તે. હિંસક યુદ્ધમાં વ્યૂહરચના જ લડતનું પ્રધાનતત્ત્વ હોય એટલે સેનાપતિએ પાછળ જ રહેવું જોઈએ. જ્યારે સત્યાગ્રહમાં બલિદાન એ જ પ્રધાનતત્ત્વ છે એટલે આગેવાને પહેલો જ ભોગ આપવો જોઈએ' સાથીઓએ ના પાડયા છતાં ચંદ્રમોહન એક વર્ષ પછી પકડાઈ ગયો. આ એક વર્ષમાં એને ઘણી વખત મંથન થયું હતું. ઘણી વખત એને લાગતું હતું કે 'સલામત જગ્યાએ ઊભા રહીને સંચાલન કરવું એમાં યુદ્ધ–કુનેહ ભલે હોય પણ એમાં સત્યાગ્રહના સિદ્ધાંતનો તો ભંગ જ થાય છે' પરંતુ કંઈક સાથીઓના દબાણથી અને કંઈક પોતાના પ્રદેશને આગળ લાવવાના મોહથી એ જેલ બહાર રહી ગયો હતો, પરંતુ એના વધતા જતા મંથને આખરે એને મોહમુક્ત કર્યો અને સાથીઓના દબાણની અવગણના કરવાનું બળ પણ એ મેળવી શકયો.

એ જે દિવસે જેલમાં ગયો તે દિવસે એ પ્રદેશનો સેનાપતિ જેલમાં ગયો હોય એવું પ્રજાએ અને સૈનિકોએ એને માન આપ્યું. એની પહોળી છાતી સુતરના અને ફૂલોના હારથી લોકોએ ઢાંકી દીધી. ચંદ્રમોહન આ પ્રેમ અને આદરથી અલિપ્ત ન રહી શકયો. એનું હૃદય આનંદથી નાચવા લાગ્યું અને એવી જીભ ઉપર હૃદયના ભાવો આવ્યા વિના રહી શકયા નહિ. એણે જેલમાં જતાં જતાં પ્રજાને સંદેશો આપ્યો કે 'આ પ્રદેશને અને આપણા દેશને શોભાવજો.

તમારી સેવામાં મેં મારું જીવન હોમ્યું છે. એ જ રીતે દેશની સેવામાં તમે જીવન હોમી દેજો. મારા પ્રત્યે તમે જેવું મમત્વ બતાવ્યું છે તેવું જ મમત્વ રાષ્ટ્રીય લડત પ્રત્યે રાખજો. આ લડતમાં જે પાછળ રહેશે તે પોતાના જીવનમાં કોઈ દિવસ આગળ આવી શકશે નહિ માટે જીવનને સફળ બનાવવાનો આ અવસર કોઈ ચૂકતા નહિ.'

સેનાપતિના શબ્દો જે શ્રદ્ધા અને આદરપૂર્વક સાંભળવા જોઈએ એ જ શ્રદ્ધાથી લોકોએ ચંદ્રમોહનનાં વચનો સાંભળ્યાં, એના ઉપર ફૂલોની અને આંખના અમીની વૃષ્ટિ કરી.



# ભરતી–ઓટ

ચંદ્રમોહનના ગયા પછી એનું સ્થાન મનુભાઈએ સંભાળ્યું પરંતુ એ વખતે જ આખા દેશની લડતમાં ઓટની શરૂઆત થઈ ચૂકી હતી. એટલે એ પ્રદેશ પણ ધીમે ધીમે નબળો પડવા લાગ્યો. શાણાં માણસો સમજી ગયાં હતાં કે ચંદ્રમોહન જેટલી શક્તિ અને પ્રજાપ્રેમ મનુભાઈ પાસે નથી. છતાં લડત પાછી પડવાનું કારણ તો આખા દેશમાં પ્રજાશક્તિની મર્યાદા આવી ગઈ છે એ જ છે. પરંતુ ચંદ્રમોહન પ્રત્યે અપાર ભક્તિ ધરાવતાં લોકો આ પ્રદેશની નિર્બ-ળતાનું કારણ ચંદ્રમોહનનો અભાવ જ માનવા લાગ્યાં અને 'એ હોત તો આમ ન થાત' એમ પ્રસંગ આવ્યે કહેવા લાગ્યાં.

દિવસો ઝડપભેર પસાર થયે જતા હતા અને જેટલી ઝડપથી ૧૯૩૦ની ક્રાંતિ પ્રગટી ઊઠી હતી એટલી જ ઝડપથી પ્રજા પાછી હઠતી હતી. ચંદ્રમોહન બે વરસની સજા લઈને ગયો હતો એટલે એણે પાછું આવવાપણું હતું જ નહિ, પરંતુ દરરોજ એ યુદ્ધના સમાચારો સાંભળતો અને દુ:ખી થયા કરતો હતો. એના મનમાં એમ થતું હતું કે 'આ રીતે શા માટે લડતને લંબાવે છે? લડ-તના સંચાલકો બધા જ શા માટે જેલમાં આવી જતા નથી? પ્રજા

થાકી હોય તો ભલે બેઠી રહે. પ્રજાસેવકોએ તો અહીં આવી જ જવું જોઈએ.' એની આ વાત બહાર પહોંચે એમ નહોતું અને પહોંચે તો કોઈ સ્વીકારે એમ નહોતું, પરંતુ જેલમાં યે આ વાતની હાંસી થતી. બીજા ઘણા ડાહ્યા માણસો એમ માનતા કે 'બધાએ પકડાઈ જવું એ તો મૂર્ખાઈ જ થાય અને પછી લડત બંધ જ પડી જાય.' ચંદ્રમોહન કહેતો કે 'લડત બંધ શાની પડી જાય? ત્યાં સુધી આપણે અહીં પડ્યા હોઈએ ત્યાં સુધી લડત ચાલ્યા જ કરે. આપણા સ્વાર્પણથી બહાર રહેલી પ્રજા ક્યારેક ને ક્યારેક જાગે જ. આ તો આપણે પોતે જ પ્રજાને વ્યૂહરચનાને નામે, લડત લાંબી ચલાવવાના મોહે, નિર્બળ બનાવતા જઈએ છીએ.' પણ ચંદ્રમોહનની વાત કોઈને ગળે ઊતરતી નહિ. ઘણાને તો એમ લાગતું કે ચંદ્રમોહન 'વધુ પડતો' સત્યાગ્રહી થઈ ગયો છે.

જેલમાં અને બહાર ગમે તે ચર્ચા થાય પણ લડત પાછી હઠતી જ જતી હતી. ચંદ્રમોહન એમ માનતો—સવારના ગીતાપાઠ વખતે એ માન્યતાનું ફરી ફરી રટણ કરતો કે–'હાર જીત તો ઈશ્વરને હાથ છે, મારે મારા કર્મમાં જ રત રહેવું જોઈએ.' પરંતુ લડત પાછી પડતી હતી તેથી એનું દિલ ભેદાઈ જતું હતું. આ જગતમાં જે આશા ઉપર પોતે જીવનનો ઉલ્લાસ ટકાવી રહ્યો છે તે આશા નાશ પામતી હોય એવી તીવ્ર હતાશા એને ક્યારેક ઘેરી લેતી હતી. વ્યક્તિગત સત્યાગ્રહના સમાચાર આવ્યા ત્યારે એને સહેજે આનંદ થયો હતો, પરંતુ ગણ્યાગાંઠ્યા માણસો જ જેલમાં આવ્યા ત્યારે એ અત્યંત નિરાશ થયો. લડાઈના દિવસો દરમિયાન એણે જે જે દારુણ દશ્યો જોયાં હતાં તે હવે કાયમ જ રહેશે એમ એને લાગવા માંડ્યું 'અને તો પછી જીવતરમાં જીવવા જેવું શું?' એમ એને થવા લાગ્યું. ચંદ્રમોહનમાં લાગણીનું તત્ત્વ આટલું પ્રબળ

હશે એમ તો એની આજુબાજુમાં રહેનાર કોઈ નહોતા જાણતા, અને ચંદ્રમોહન ખૂબ દૃઢતાથી પોતાની નિરાશાને અંતરમાં છુપાવી રાખતો હતો, પરંતુ જે દિવસે એણે 'ગાંધીજીએ લડત પાછી ખેંચી લીધી અને હવે આપણે છૂટવાનું થશે ' એવા સમાચાર સાંભળ્યા તે દિવસે એની દૃઢતા તૂટી ગઈ. આજુબાજુના સાથીઓના આશ્ચર્ય વચ્ચે ચંદ્રમોહન પોકેપોકે રડી પડ્યો. એનું વહાલામાં વહાલું સ્વજન મૃત્યુ પામ્યું હોય એવો કારી ઘા એના હૃદયમાં થઈ ગયો.

—પણ એ દિવસો યે બધા દિવસોની પેઠે ચાલ્યા ગયા. ચંદ્રમોહન છૂટ્યા પછી ઘેર ન ગયો. એણે પિતાને લખી નાખ્યું કે 'કોઈક વખત આવી જઈશ, પણ તમે મારી આશા હવે ન રાખશો ' પિતાએ સામે કાગળ લખ્યો કે 'આ બધી મિલકત તારે જ સંભાળવાની છે. હવે હું થોડા દિવસોનો મહેમાન છું.' એમ છતાં ચંદ્રમોહન ન ગયો. એણે પિતાને લખ્યું કે 'તમારી સેવા માટે જરૂર હોય તો મને બોલાવો. એ મિલકત મારી નહિ, તમારી પણ નહિ–દેશની ગણાય. દેશને ચરણે તમે મૂકી દો.' પિતાને એની આ વાત રુચિ નહિ. યુગના પ્રવાહ ઉપર જ ચાલનાર પિતા ૧૯૩૧ના જેટલી રાષ્ટ્રીયતા ૧૯૩૪માં નહોતા ધરાવતા, કારણકે આખો દેશ પાછો પડ્યો હતો.

અને ચંદ્રમોહનને એવું જ ગોપાળભાઈ વિષે લાગ્યું. મનુભાઈ પાસેથી એણે જાણ્યું કે 'ગોપાળભાઈ તો હવે તદ્દન નિવૃત્તિ-પરાયણ થઈ ગયા. આ લડતની વાતો સાંભળીને એમને એ પ્રત્યે અણગમો જ આવી ગયો છે.' ચંદ્રમોહનને આ વાતનું દુઃખ ન થયું કારણકે ચારેકોરથી નિરાશાના સૂર જ સંભળાતા હતા.

ચંદ્રમોહનનું અંતર ભાંગી પડ્યું હતું પરંતુ પોતે એ નિરાશાને

વશ થયો નહોતો. એનું અંતર જોર કરી કરીને બોલતું હતું 'હવે જ અમારા સૈનિકોની કસોટી છે. પ્રજા ભલે મને છોડે, હું પ્રજાને નહિ છોડું.' અને એણે પ્રજાને ન જ છોડી. નિરાશાથી ઘેરાયેલી પ્રજા વચ્ચે એણે તો ફરી પાછું પોતાનું કામ શરૂ કરી દીધું. મનુભાઈ અને એના ત્રણ મિત્રો પણ એની સાથે જ રહ્યા.

નિરાશાના એ ધીમા દિવસો પણ એક પછી એક પસાર થવા લાગ્યા અને થાકેલો માણસ જેમ આળસ મરડે તેમ પ્રજા આળસ મરડીને બેઠી થવાનો પ્રયત્ન કરતી હોય એવા ધારાસભાની ચૂંટણીના દિવસો આવી પહોંચ્યા. સત્યાગ્રહની લડત જેવો તો રંગ નહોતો, પરંતુ યુદ્ધનું તત્ત્વ તો એમાં હતું જ એટલે ચંદ્રમોહનના હૃદયમાં સંઘરાયેલા તણખા સચેત થવા લાગ્યા અને થોડા જ દિવસોમાં એ આખો પ્રદેશ એની પ્રચંડ પૂર જેવી વાણીમાં તણાવા લાગ્યો. આખા દેશમાં જેમ મહાસભાએ વિજય મેળવ્યો તેમ એ પ્રદેશમાં પણ મેળવ્યો, પરંતુ એ વિજય આખા ગુજરાતમાં વિશાળ બહુમતિને કારણે અપૂર્વ ગણાયો અને એનો યશ ચંદ્રમોહનને જ અર્પણ થયો.

ચંદ્રમોહન સાચેસાચ એ યશનો અધિકારી હતો, કારણ કે એ પ્રદેશનાં લોકોનાં દિલમાં મહાસભાની પ્રતિષ્ઠા સ્થાપવા માટે એણે કશું કરવામાં બાકી નહોતું રાખ્યું. અને આ ચૂંટણીના સમયે પણ રાત-દિવસ કે ટાઢ-તડકાનો વિચાર કર્યા વિના એણે ઘૂમ્યા જ કર્યું હતું. લોકોએ તમામ યશનો તાજ એને એકલાને પહેરાવ્યો હતો, પરંતુ એ પોતે એમાં એક માનવીને ભાગીદાર ગણતો હતો. ચૂંટણીના પ્રચારને અંગે એ પ્રદેશમાં બીજા જિલ્લાના આગેવાનો આવેલા તેમ સૈનિકો અને સૈનિકાઓની ટુકડીઓ પણ એ પ્રદેશમાં ફરેલી. આ

સૌની અસર પ્રજા ઉપર થઈ હતી. પરંતુ સૈનિકાઓની એક ટુકડીનાં આગેવાન સુભદ્રાબેનની અસર ઘણી જ ઊંડી હતી એમ એ પોતાના પ્રવાસમાં અને લોકોની વાતોમાં જોઈ શક્યો હતો. એ સુભદ્રાબેન પ્રસિદ્ધ નહોતાં એટલે જ લોકોએ એમને યશનાં ભાગી નહોતાં ગણ્યાં તે પણ એ સમજતો હતો.

આ સુભદ્રાબેનને ચંદ્રમોહન નામથી તો ઓળખતો જ હતો. બીજી લડત વખતે જેલમાં એણે સાંભળેલું કે એના પકડાયા પછી ચાર બહેનોની એક ટુકડી એના પ્રદેશમાં આવીને પકડાઈ હતી. આ સિવાય વધુ ઓળખાણ એને નહોતી. આ વખતે પણ એકાદ બે વખત સામાન્ય વાત કરવાનો અને એક વખત એમને સભામાં બોલતાં સાંભળવાનો જ પ્રસંગ મળ્યો હતો. આટલા પ્રસંગ ઉપરથી બીજી બહેનો કરતાં અને બીજા સૈનિકો કરતાં એમની આંખોનું તેજ જુદા પ્રકારનું છે એટલું એ સમજી ગયો હતો. એથી વિશેષ પરિચયની એની ઇચ્છા હતી પરંતુ એ કરી શક્યો નહોતો. પોતાને મળતા યશનો ભાગ એમને જાહેર રીતે મળે એવી એને ઇચ્છા હતી, પરંતુ એ ઇચ્છા મનમાં જ રહી ગઈ હતી.

ચૂંટણીનું કામ પૂરું થયા પછી બધાં સૈનિકો વિખરાઈ ગયાં તેમાં સુભદ્રાબેન પણ હતાં. ફરી એ પ્રદેશમાં ચંદ્રમોહન, મનુભાઈ અને બીજા ચાર પાંચ ભાઈઓ, એટલા જ કાર્યકરો, બાકી રહ્યા હતા. પરંતુ પ્રજામાં અને વાતાવરણમાં ચૂંટણીને પરિણામે જે ફેરફાર થઈ ગયો હતો તે અદ્દભુત હતો. ચંદ્રમોહનના હૃદયની નિરાશા આ ફેરફારથી દૂર થવા માંડી હતી અને પોતે જે જાગૃતિનું પૂર જોવા ઇચ્છતો હતો તે દૂરથી ધસી આવતું હોય એમ એ જોઈ રહ્યા હતો. આટલાં વર્ષોમાં એની શક્તિ અનેક અનુભવથી

ઘડાઈ હતી અને એને પોતામાં આત્મવિશ્વાસ પણ આવ્યો હતો એટલે ભાવી લડતમાં પોતાના પ્રદેશને એ ભારતવર્ષનો પ્રચંડ મુક્તિયજ્ઞ બનાવશે એવાં સ્વપ્નાં એના મનમાં રમતાં હતાં.

અને ચંદ્રમોહન માત્ર સ્વપ્નસેવી નહોતો. સ્વપ્નોને સિદ્ધ કરવા માટે પરસેવો અને લોહી બંને નિચોવવાની એની તૈયારી હતી, એટલે ચૂંટણીને પરિણામે પ્રગટેલી ધૂપસળીને યજ્ઞરૂપ બનાવવાની એણે તૈયારીઓ કરવા માંડી.

●

# કીર્તિનો પ્રકાશ

ભવિષ્યના ગર્ભમાં જેમ સામાન્ય જનતા જોઈ શકતી નથી તેમ ચંદ્રમોહન પણ જોઈ શકતો નહોતો. જે દેશમાં એનો નાનકડો પ્રદેશ સમાયેલો હતો એ દેશ સ્વરાજને પંથે હવે શી રીતે કૂચ કરશે એ વિષે લોકોમાં જેટલું અજ્ઞાન હતું તેટલું જ ચંદ્રમોહનમાં પણ હતું. ફેર એટલો જ હતો કે લોકોને જો સતત જાગૃત રાખવામાં ન આવે તો એ ફરી પાછાં આળસુ બની પોઢી જાય, જ્યારે ચંદ્રમોહનના જીવનમાં એ રીતે આળસ અને નિશ્ચિંત નિદ્રા હરામ બની ગયાં હતાં. દેશને ઘડનારા આગેવાનોની પેઠે ચંદ્રમોહનને એ વસ્તુનું સ્પષ્ટ ભાન હતું કે 'દેશ અનેક અગમ્ય બળોને કારણે ગમે તે રીતે સ્વરાજના પંથે આગળ વધે, પરંતુ જો પ્રજામાં જ્ઞાન અને અભયની શક્તિ નહિ હોય તો કોઈ પણ માર્ગે પ્રજા લાંબું ચાલી શકશે નહિ.' આ માન્યતાને લઈ ચંદ્રમોહનનું ધ્યાન મુખ્યત્વે ભાવી યુદ્ધની રચના વિચારવા ઉપર નહોતું પરંતુ પ્રજામાં જ્ઞાન અને અભયની શક્તિ સીંચવા ઉપર હતું.

ચંદ્રમોહન પોતાનાં શરીર, મન, બુદ્ધિ, ભાવના – તમામ શક્તિ પ્રજાસેવાના કામમાં જોડી રહ્યો હતો, એટલે એ પ્રદેશના ઘરઘરમાં

એનું નામ પહોંચી ગયું હતું, અને છેલ્લા ચૂંટણીજંગ પછી તો પ્રાંતનાં વર્તમાનપત્રોમાં પણ ક્યારેક એનું નામ શોભવા લાગ્યું હતું. દૂરનાં માણસો ચંદ્રમોહનના વ્યક્તિત્વને કે એની સેવાને જાણતાં નહિ એટલે એ લોકોને એમ લાગતું કે આ જુવાન થોડા જ સમયમાં ઘણો ખ્યાતિમાં આવી ગયો, જ્યારે એ પ્રદેશનાં લોકોને એમ લાગતું કે વર્તમાનપત્રોમાં જે કાંઈ આવે છે તે કરતાં તો ચંદ્રમોહનમાં અનેકગણી વધુ લાયકાત રહી છે.

સાચી વાત ગમે તે હો પરંતુ ચંદ્રમોહનનું નામ ધીમે ધીમે સમસ્ત ગુજરાતની પ્રજામાં તો નહિ, પણ કાર્યકરોમાં તો પ્રસિદ્ધ થતું જતું હતું અને શક્તિને પૂજીને પછી દૂર રહેવાની મનોવૃત્તિવાળાં નિર્માલ્ય લોકો ચંદ્રમોહનને એક મહાત્મા કે વીર પુરુષ પણ માનવા લાગ્યાં હતાં. જેમ દિવસો વીતતા જતા હતા તેમ તેમ બીજી સંસ્થાઓ સાથે પણ ચંદ્રમોહનનો સંબંધ જોડાતો હતો અને બહારની સંસ્થાઓનાં પણ અવારનવાર એને આમંત્રણો મળતાં હતાં. આરંભમાં તો ચંદ્રમોહનને આ આમંત્રણો પોતાના કાર્યમાં વિક્ષેપ નાખનારાં લાગતાં અને તેથી ઘણીવાર એ આમંત્રણોનો અસ્વીકાર કરતો, પરંતુ અનેક સેવાભાવી જુવાનોને સેવા છોડાવી ભારરૂપ નેતા બનાવી મૂકનાર આમંત્રણકારો ચંદ્રમોહનને એની મહત્તાનો ખ્યાલ આપતા અને કહેતા કે એમના આવવા માત્રથી લોકોનું એટલું બધું કલ્યાણ થશે કે જેટલું તેઓ નહિ આવે તો એક સો માણસો પણ સાથે મળીને કરી શકનાર નથી. ચંદ્રમોહન ધીમે ધીમે આ વાતને સાચી માનવા લાગ્યો હતો અને એને એમ પણ થવા માંડયું હતું કે 'પ્રેરણા આપવી એ પણ સેવાનો એક ઉચ્ચ પ્રકાર છે અને ઘણીવાર તો પ્રત્યક્ષ સેવા કરતાં પણ એ ચડી જાય છે.'

આ રીતે ચંદ્રમોહન આખા પ્રદેશના અને અમુક અંશે પ્રાંતભરના જાહેરજીવનમાં આવી રહ્યો હતો. એ જ્યાં જતો ત્યાં એને માન મળતું અને એના વક્તૃત્વ ઉપર હજારો માણસો મુગ્ધ બનતાં. આમ છતાં એના મનની પ્રત્યક્ષ સેવાભાવના મંદ નહોતી પડી. એની છાતીમાં રાષ્ટ્રસેવાની ભાવના એટલી જ જ્વલંત હતી. એ જ્યારે બોલતો ત્યારે હજીયે એનું રડી ઊઠતું ને સળગી જતું હૃદય પ્રગટ થતું હતું. ધીમે ધીમે એના હાથમાં પોતાના પ્રદેશની નાની મોટી સંસ્થાના વહીવટો પણ આવવા લાગ્યા હતા. ચંદ્રમોહન એવી જંજાળ ઇચ્છતો નહોતો અને એ કરતાં પોતાની શક્તિનો પ્રજાસેવાના કામમાં વિશેષ ઉપયોગ છે એમ માનતો હતો, છતાં લોકો એના જેવા વિશ્વાસલાયક અને ફકીર જેવા માણસને છોડતાં નહિ. એ જે સંસ્થામાં જડાયેલો હોય એ સંસ્થાનું કામ સંગીન હોય એવો લોકોમાં વિશ્વાસ હતો અને તેથી એવી સંસ્થાઓને પ્રજા તરફથી પૈસા વગેરેની મદદ પણ ઠીક પ્રમાણમાં મળી રહેતી.

ચૂંટણી પછી એક વર્ષ વીત્યું એટલી વારમાં તો ચંદ્રમોહન ઘણી સંસ્થાઓ સાથે ઘણા સંબંધોથી જોડાઈ ગયો હતો અને એનું નામ માણસોને પ્રેરણા આપનાર થઈ પડયું હતું. જે પ્રદેશમાં એ કામ કરતો હતો એ પ્રદેશનો એ બિનહરીફ આગેવાન હતો. આશ્ચર્યની વાત તો એ હતી કે એ પ્રદેશના જૂના અને નવા, ઉદ્દામ અને વિનીત, યુવાન અને બુઢ્ઢા—બધા જ ચંદ્રમોહનની અસર તળે આવ્યા હતા અને એની આગેવાની કબૂલ રાખતા હતા.

મનુભાઈ ચંદ્રમોહનના એક વફાદાર સાથી હતા અને ચંદ્રમોહન ઉપર કામનો જે જે બોજો આવતો તેમાંથી મોટો હિસ્સો પોતે ઉપાડી લેતા. કોઈ વખત એને એમ થઈ આવતું કે આ

રીતે બહુ વિશાળ કામો ઉપાડતાં ઉપાડતાં ચંદ્રભાઈ નાનાં પણ આવશ્યક કામો તરફ દુર્લક્ષ રાખતા થઈ જશે, પરંતુ અત્યાર સુધી તો એ ખોટું પડ્યું હતું, કારણ કે જેમ કામ વધતું જતું તેમ ચંદ્રમોહનની શક્તિ પણ વિકાસ પામતી જતી હતી. કોઈ વખત એને ચંદ્રમોહન વિષે એ સેવક મટીને નેતા થઈ જશે એવો ભય પેદા થતો ત્યારે એ ગોપાળભાઈને લખતો અને એમ કરી પોતાના મનનો ભાર હળવો કરતો. ચંદ્રમોહન અને ગોપાળભાઈ વચ્ચે તો ભાગ્યે જ પત્રવ્યવહાર થતો, પરંતુ મનુભાઈએ તો લડત પૂરી થયા પછી ગોપાળભાઈ સાથે બરાબર સંબંધ જાળવી રાખ્યો હતો. મનુભાઈ પોતાના કાગળોમાં સામાન્ય રીતે પોતાની અને ચંદ્રમોહનની પ્રવૃત્તિઓના અહેવાલો આપતા અને ગોપાળભાઈ પોતાની નબળાઈઓ વર્ણવતા વર્ણવતા આત્મજાગૃતિ ન ભૂલશો એમ વારંવાર સૂચવ્યા કરતા.

ચંદ્રમોહન કોઈ કોઈ વખત મનુભાઈ ઉપરના ગોપાળભાઈના કાગળો વાંચતો, પરંતુ એ તરફ એનું બહુ લક્ષ્ય નહોતું. દરેક કાગળમાં એક જ પ્રકારનો ધ્વનિ વાંચી કયારેક એને કંટાળો પણ આવતો. કોઈક વખત માત્ર કોઈક જ વખત મનુભાઈ પાસે એ બોલી જતો કે 'કેવી પ્રચંડ શક્તિ વેડફાઈ રહી છે!' ચર્ચા આગળ ન લંબાવવા ખાતર જ મનુભાઈ એનો જવાબ ન આપતા અને મૂંગા રહેતા. એમના અંતરમાં તો ગોપાળભાઈ વિષે પૂજ્યબુદ્ધિ જ હતી. ગોપાળભાઈ આજે કહે છે તે જ બરાબર છે અને સૌએ એ જ કરવું જોઈએ એમ તો એ ન માનતા, પરંતુ ગોપાળભાઈ એ માર્ગે રહે એમાં એને કશી હરકત નહોતી. ગોપાળભાઈ અસત્યના માર્ગે છે એમ તો એ માનતા જ નહિ. ગોપાળભાઈ પ્રજાસેવાના જ કામમાં પરોવાઈ જાય તો કોઈ પણ માણસ કરતાં

મનુભાઈને વિશેષ આનંદ થાય એમ હતું, પરંતુ એમ ન કરે તો તેઓ નકામા છે એમ એ માની શકતા નહિ.

એક દિવસ અણધાર્યો જ ગોપાળભાઈનો એક લાંબો કાગળ આવી પડ્યો. એ કાગળ વાંચતાં મનુભાઈ સહેજ વિકળ બની ગયા, પરંતુ ધીરજ રાખી એણે શાંતિપૂર્વક એ ઉપર વિચારવા માંડ્યું. એ કાગળ ખરેખર તો એના માટે નહિ પણ ચંદ્રમોહન માટે હતો, પરંતુ ચંદ્રમોહનને વાંચવા આપવો કે નહિ તે એ નક્કી ન કરી શક્યો. ચંદ્રમોહનને ગોપાળભાઈ પ્રત્યે પ્રથમના જેવો ભક્તિભાવ રહ્યો નહોતો અને એનામાં આત્મવિશ્વાસની માત્રા ઠીક ઠીક પ્રમાણમાં આવી ગઈ હતી એટલે આ કાગળને તે નમ્રતાપૂર્વક વાંચી શકશે કે કેમ એ વિષે મનુભાઈને શંકા હતી. એ કાગળ ચંદ્રમોહનને આપવા ન આપવા વિષે ગોપાળભાઈએ કશું લખ્યું નહોતું, પરંતુ પહેલેથી છેલ્લે સુધી એના સિવાય બીજી કશી વિગત નહોતી.

બહુ વિચારને અંતે મનુભાઈને એમ લાગ્યું કે એ કાગળ અત્યારે તો સંઘરી જ રાખવો અને જ્યારે એ જરૂરી જણાય ત્યારે જ આપવો. ચંદ્રમોહન અને મનુભાઈ બીજે દિવસે સવારે મળ્યા ત્યારે એ કાગળ સંબંધી મનુભાઈએ કશી વાત જ ન કરી, પરંતુ ચંદ્રમોહનના મોં ઉપર ધ્યાન ઠેરવીને જોતાં એ કાગળમાં લખેલી વિગતો એને સાચી લાગવા માંડી. મનુભાઈ કશું બોલ્યા નહિ પરંતુ ચંદ્રમોહનના ગયા પછી એમના મોં ઉપર ચિંતા પ્રસરી ગઈ. ચંદ્રમોહન પ્રત્યે એને કેટલું માન અને કેટલી ભક્તિ હતાં તે એના અંતરાત્મા સિવાય કોઈ જાણતું નહોતું. ચંદ્રમોહનના બહાર દેખાતા પ્રકાશમાં એનો કેટલો હિસ્સો હતો તેની પણ

કોઈને ખબર નહોતી, ચંદ્રમોહનના કીર્તિસૂર્યને પ્રકાશવા દેવા માટે પોતાની જાતને એણે કેવી યુક્તિથી છુપાવી રાખી હતી તે પણ એના સિવાય કોઈને માલૂમ નહોતું. આજ પહેલવહેલું એના મનમાં એમ થવા લાગ્યું કે પ્રચંડ પુરુષાર્થી આ ચંદ્રમોહન કાર્યવેગમાં જ અંતે તણાઈ જશે અને જીવન વિષે અંધ બની જશે! એણે ધીમેથી ગોપાળભાઈનો કાગળ ફરીથી ઉઘાડીને વાંચવા માંડ્યો.

●

# ગોપાળભાઈનું મંતવ્ય

ગોપાળભાઈનો કાગળ આ પ્રમાણે હતો :

**આત્માનુરાગી મનુભાઈ**

તમારા પત્રો મળે છે તેથી આનંદ થાય છે. તમે જનસેવાના કામમાં તમારી જુવાનીનો ઉપયોગ કરી રહ્યા છો તેથી પણ આનંદ થાય છે. એ સેવામાં મોટામાં મોટો જે ભય છે તે કીર્તિદેવી પ્રસન્ન થાય ત્યારે જ ખાસ કરીને ઊભો થાય છે. તેથી તમે વેગળા છો એ પણ સંતોષની વાત છે. તમે ગયા ત્યારથી આજ સુધીમાં વ્યાખ્યાનમંચ ઉપર દેખાયા નથી, તેમજ તમારા કામનું સ્વરૂપ પણ બદલ્યું નથી તેથી મને તમારા વિષે પૂર્ણ શાંતિ છે, પરંતુ ચંદ્રભાઈ વિષે હમેશ મારા મનમાં ભય રહ્યા કરે છે. આ કાગળ મુખ્યત્વે એ ભય પ્રગટ કરવા માટે જ તમને લખું છું.

તમારા કાગળોમાં જ્યારે જ્યારે ચંદ્રભાઈના કામ વિષે કંઈ

આવતું ત્યારે ત્યારે હું ઇરાદાપૂર્વક એનો જવાબ ન લખતો. તમને થતું તો હશે કે ગોપાળભાઈ આ વિષે કેમ મૌન રહે છે! પણ મારા મૌનનું કારણ બેદરકારી કે અણગમાનું નહોતું, ચંદ્રભાઈની ઉત્કટ સેવાવૃત્તિથી આનંદ નહોતો પામતો એવું પણ નહોતું પરંતુ મારા મનમાં એમ લાગ્યા જ કરતું કે ચંદ્રભાઈ ધીમે ધીમે આ પ્રવાહમાં એટલે સુધી તણાઈ જશે કે એમને પોતાના આત્માનું ભાન નહિ રહે. તમારા એક છેલ્લા કાગળમાં ચારે બાજુથી એમને મળતા માન વિષે અને એમના હાથે થતા સંસ્થાના સંચાલન વિષે સમાચાર હતા. એ જ કાગળમાં એમના ઉપર પ્રજા અદ્ભુત વિશ્વાસ ધરાવતી થઈ ગઈ છે અને એમના નામ સાથે જોડાયેલી સંસ્થાઓ પ્રજાનો સહકાર મેળવી શકે છે એવા પણ સમાચાર હતા. આ સમાચાર સાંભળ્યા પછી કોણ જાણે કેમ પણ મારું હૃદય ધ્રૂજી જ રહ્યું છે. મારા જીવનમાંથી મોહ–મમતા કાઢવા માથે હું રાતદિવસ મથી રહ્યો છું પરંતુ એ મોહ–મમતા હજી છૂટયાં નથી તેનો આ એક પુરાવો ગણજો. ચંદ્રમોહનભાઈ પ્રત્યે જે મમત્વ બંધાયું છે તે એમના વિષે સતત ચિંતા કરાવે છે. દુનિયામાં કોઈનું પણ પતન થાય તેનું આપણને દુઃખ લાગે જ, પરંતુ પોતાના સ્વજનનું પતન તો મર્મ ભાગ ઉપરના ઘા જેવું અસહ્ય થઈ પડે. આવો અસહ્ય ઘા મારા હૃદય ઉપર આવશે તો નહિ? એવી મને બીક લાગ્યા કરે છે.

જગતમાં અતિશય ગરીબીને કારણે જેમ માણસ નીતિભંગની પ્રેરણા મેળવે છે તેમ સુખ–સાધનોની વિપુલતાને કારણે પણ એ જ માર્ગ ગ્રહણ કરે છે તે આપણે જાણીએ છીએ. ચંદ્રભાઈ પોતે હૃદયથી ફકીર જ હશે: એમને મળતી કીર્તિનો ઉપયોગ

સ્વસુખ વધારવા માટે તેઓ નહિ જ કરતા હોય. એમના નામે ચાલતી સંસ્થાઓને તેઓ પોતાની શક્તિનો પ્રતાપ કદાચ અત્યારે નહિ માનતા હોય, પરંતુ મને ભય એ છે કે ધીમે ધીમે તેઓ એમાં લપટાવા માંડશે. ધીમે ધીમે એમને લાગવા માંડશે કે પોતે કંઈક વિશિષ્ટ છે. લોકોની કૃપાને લઈને પોતાને માન નથી મળતું પણ પોતાની લાયકાતને લઈને જ મળે છે અને રાષ્ટ્રસેવાને ખાતર સંસ્થાનાં ફંડો નથી થતાં પણ પોતાના નામમાં જ એવું જાદુ રહ્યું છે—આમ જે દિવસે એમના મનમાં થવા માંડયું તે દિવસે એમના પતનનો આરંભ થશે અને થોડા જ વખતમાં એ જોઈ શકશે કે એમનામાં તો ખરેખર કંઈ હતું જ નહિ, જે દેખાતું હતું તે તો એક ભ્રમણા જ હતી.

દરેક સાચા લોકનેતાને કીર્તિદેવી વરે છે અને ત્યારે એના પગમાં લક્ષ્મી અને માન આળોટે છે, છતાં મને શા માટે એકલા ચંદ્રમોહનભાઈનો જ ભય લાગે છે તે પણ તમને કહી દઉં. જાહેરજીવનનો હું બહુ અનુભવી ન કહેવાઉં, માણસનું પતન જોવામાં મને દુઃખ રહ્યું છે એટલે રસપૂર્વક એનાં કારણોમાં પણ હું ન ઊતરું, પરંતુ આંખ સામે જેટલા પ્રસંગો જોયા છે અને કાન દ્વારા જેટલા પ્રસંગો સાંભળ્યા છે તેનું મેં મારા આત્માના રક્ષણ માટે ચિંતન કર્યું છે અને એ પતનનાં મૂળ શોધી તેમાંથી બચવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નમાં હું જોઈ શક્યો છું કે જેની તમામ પ્રવૃત્તિ આત્મલક્ષી હોય છે એટલે આત્માના ગુણ-વિકાસની દૃષ્ટિએ જ થતી હોય છે એ માણસ જ ગમે તેવાં પ્રલોભનો વચ્ચે અચળ રહી શકે છે. જે માણસ જનસેવાના કાર્યમાં મશગૂલ રહે અને પોતાની આંતરપરીક્ષા કરવામાં ગફલત રાખે તો જ્યારે

ત્યારે એ પતન પામે જ. હું જાણું છું કે આ વાત ચંદ્રમોહનભાઈ કબૂલ નહિ કરે. તેઓ એમ કહેશે કે જેનામાં સેવાની ઉત્કટ ભાવના છે તેના વિકારો બળી જાય છે. હું પણ એ વાત માનું છું. પરંતુ એ સેવાવૃત્તિ–માણસ એવી બુદ્ધિથી સેવા કરતો હોય અને સતત જાગૃતિ અનુભવતો હોય તો જ. કેવળ પ્રવૃત્તિ–અતિશય પ્રવૃત્તિ–માણસને બચાવી શકતી નથી. જો પ્રવૃત્તિથી જ માણસ બચી શકતો હોત તો રાતદિવસ પૈસાની પાછળ પડેલા ધંધાર્થીઓ અને પેટને ખાતર મજૂરી કરતા ખેડૂતો ને મજૂરો ઊંચું જ જીવન જીવતા હોત. અકર્મણ્યતા સર્વ રોગનું મૂળ છે એ વાત બરાબર છે પરંતુ કર્મણ્યતા એ જ પૂર્ણ આરોગ્યનું લક્ષણ છે એમ ન માનવું જોઈએ.

ચંદ્રમોહનભાઈ આજે કર્મવીર બન્યા છે. તેઓની પ્રવૃત્તિ જોતાં આત્માના ઊંડાણમાં ડૂબકી મારવાનો એમને અવકાશ દેખાતો નથી. તમને થશે કે એવો અવકાશ તો પહેલાં પણ નહોતો. પરંતુ એ દિવસોમાં એમનું સામાન્ય હૃદયબળ–ચારિત્ર્યબળ એમને રક્ષણ આપવા માટે પૂરતું હતું, કારણ કે ત્યારે એમની આજુબાજુ એક પણ પ્રલોભન ન હતું. તેઓ સેવાને શોખનું સાધન કે કીર્તિનો કળશ બનાવી મૂકે એવું ત્યારે વાતાવરણ જ નહોતું. તે દિવસે તેઓ સ્વેચ્છાએ ગરીબ હતા અને આજે પણ ગરીબ છે, પરંતુ આજે એમની ગરીબી એમના આત્માને છેતરનારી બની શકે એમ છે. આજે એમના હાથમાં નાણાંનો વહીવટ તો છે જ. એ જ રીતે તે દિવસે પ્રજા એમને સાદા અને સેવાભાવી માણસ કહેતી, આજે તો પોતાના હૃદયરાજ તરીકે તેને સ્વીકારે છે. તે દિવસે લોકો એનાં વચન ઉપર અને વર્તન ઉપર વિચાર કરતાં હતાં આજે એમનું વચન અને વર્તન ઘણે અંશે શ્રદ્ધા ઉપજાવનારું

બની ગયું છે. ચંદ્રમોહનભાઈમાં આત્મબળ ન હોત તો પિતાની અઢળક દોલતને તેઓ છોડી શકત નહિ, અને પોતાના આત્માના કલ્યાણની પ્રબળ મનોભાવના ન હોત તો આવું કઠોર જીવન સ્વીકારી શકત નહિ, પરંતુ એ આત્મબળની માત્રા કરતાં યે વધુ બળવાન પ્રલોભનો એમની આજુબાજુ અત્યારે નાચી રહ્યાં છે. તેઓ જો આ કાળે જીવનની કઠોરતા અને જાગૃતિમાં સહેજ પણ મોળા પડે તો એમનું પતન અવશ્ય થાય.

આ બધું ઉપદેશ આપવાની કે તત્ત્વજ્ઞાન ડહોળવાની વૃત્તિથી હું નથી લખી રહ્યો, પરંતુ પિસ્તાલીસ પચાસ વર્ષની મારી ઉમરમાં અનેક કાળરાત્રીઓ મેં ધ્રૂજતા હૃદયે જોઈ છે અને અનેક બળવાન દેખાતા આત્માઓને કાદવમાં રગદોળાતા નીરખ્યા છે એટલે જ આ ભય પ્રગટ કરી રહ્યો છું. મારો આ ભય જુઠ્ઠો પડે અને આ બળતા રણ જેવા વાતાવરણની વચ્ચે ચંદ્રભાઈ સદાય શીતળતા જ અનુભવ્યા કરે તો મારા જેવો આનંદ કોઈને નહિ થાય, પરંતુ જીવનના સૂક્ષ્માતિસૂક્ષ્મ પ્રવાહોનું મને જે જ્ઞાન છે તે ઉપરથી હું કહું છું કે એમ બનવાનું અશક્ય છે. જીવનમાં કશું જ વિના પ્રયત્ને—વિના સાધનાએ નથી મળતું. જે કાંઈ એ રીતે મળતું દેખાય છે તે થોડા વખતમાં જ નાશ પામે છે. એટલે ચંદ્રભાઈ આત્મનિરીક્ષણમાં મંદ રહે અને એમની એકેએક પ્રવૃત્તિની મૂળ પ્રેરણા કયા હેતુમાંથી પ્રગટ થાય છે તે તપાસવા તરફ બેદરકાર રહે તો એમની સલામતી મને અશક્ય દેખાય છે.

આ કાગળ ચંદ્રભાઈને લખવાને બદલે તમને શા માટે લખું છું તે પણ તમને જણાવી દઉં. તમે ચંદ્રભાઈના એક સાથી અને સલાહકાર છો. ચંદ્રભાઈ જેટલી કાર્યશક્તિ તમારામાં નહિ હોય, પરંતુ તમારી જાતને સંભાળવાની તમારામાં શક્તિ છે એમ

મેં જોયું છે એટલે આ કાગળ દ્વારા તમારી પાસે પ્રગટ કરેલો મારો ભય સાવ નકામો નહિ જાય એમ માનીને જ મેં તમને લખ્યું છે. ચંદ્રભાઈને હું સીધો પણ કાગળ લખી શકત, પરંતુ મારા પ્રત્યે આજે એમનું કેવું વલણ છે તે હું નથી જાણતો, તેમ જ જે કારણો ઉપરથી મારામાં આ ભય પેદા થયો છે તે કારણો મેં જાતે અનુભવ્યાં કે જોયાં નથી. એટલે સર્વ રીતે જોતાં આ કાગળ તમને લખવાનું જ વ્યાજબી લાગ્યું છે.

આ કાગળ મેં શુદ્ધ બુદ્ધિથી અને માત્ર પ્રેમની વૃત્તિથી જ લખ્યો છે, છતાં એમાં ક્યાંય મારા અભિમાનનું અને મારી નિર્માલ્ય મનોવૃત્તિઓનું તમને દર્શન થાય તો કાગળને ફાડી નાખજો અને મારા વતી પ્રભુને પ્રાર્થના કરજો કે મારી વૃત્તિઓને વિશેષ શુદ્ધ કરે.

તમારો
ગોપાળભાઈ



# ધીમા ફેરફારો

ગોપાળભાઈના પત્રે અને તે પછી સુભદ્રાબેનના એક નિર્બળ પત્રે બંને મિત્રોનાં દિલમાં દુઃખની એક લાગણી જન્માવી દીધી અને લગભગ આઠ દિવસ બંને મિત્રો ગંભીર અને વિચારમય જ રહ્યા. આઠ દસ દિવસ વીત્યા પછી એ બંનેનાં દિલ હળવાં બન્યાં અને જાણે એમના જીવનાકાશ ઉપર એક વાદળી આવીને ચાલી ગઈ હોય એમ બંને સ્વસ્થ મને કામ કરવા લાગ્યા.

એ વાદળીએ એમના સ્વભાવ અને સંસ્કાર ઉપર કાયમની શી અસર મૂકી તેની કોઈને સ્પષ્ટ ખબર નહોતી. સુભદ્રાબેનને તો ત્રણ ચાર દિવસ વિચાર કર્યા પછી ચંદ્રમોહનને જવાબ લખી નાખ્યો હતો અને એ જવાબ 'ના'ના સ્વરૂપમાં હતો. એ 'ના' માટે ખાસ દલીલો એ હતી કે અહીં તમને ફાવશે જ નહિ, કારણ કે તમે કલ્પો છો એટલી અહીંની બહેનોમાં જાગૃતિ આવી નથી અને પૂરો સમય સેવા આપનારી બહેન તો એક પણ નથી. આ કાગળનો વળતી ટપાલે જ જવાબ આવ્યો હતો અને એ જવાબમાં એ જ દલીલો પોતાને આવવું જરૂરી છે એ બતાવવા માટે સુભદ્રાએ વાપરી હતી. ચંદ્રમોહનને લાગ્યું કે સુભદ્રાની દલીલ

સચોટ છે એટલે એણે 'અમે વિચારીને પછી લખીશું' એવો જવાબ આપી તત્કાળપૂરતી એ વાતને પતાવી નાખી હતી.

પેલો બનાવ બની ગયા પછી બંને મિત્રોના સંબંધમાં એક સૂક્ષ્મ તફાવત તો એ પડી ગયો હતો કે મનુભાઈ પોતે એક ગુનેગાર હોય એમ નરમાશથી વર્તવા લાગી ગયા હતા અને ચંદ્રમોહન પોતાની પ્રવૃત્તિ એ જ સત્ય છે અને પોતે સદા નિર્ભય છે એમ માનવા લાગ્યો હતો. ચંદ્રમોહનની કોઈ વાત મનુભાઈને ન રુચતી તોપણ મનુભાઈ એનો વિરોધ ન કરતા, ચંદ્રમોહન જેમ ઇચ્છે તેમ કબૂલ થતા. ગોપાળભાઈ સાથેનો પત્રવ્યવહાર પ્રથમની પેઠે જ ચાલતો હતો, પરંતુ એ પત્રોમાં ભાગ્યે જ તેઓ ચંદ્રમોહન વિષે કંઈ પણ લખતા. આ રીતે ઇરાદાપૂર્વક નહિ પણ સ્વભાવ જ બદલાઈ ગયો હોય એમ ચંદ્રમોહન હતો તે કરતાં મોટો બની ગયો હતો અને મનુભાઈ હતા તેથી નાના બન્યા હતા.

દિવસો હમેશની પેઠે વહ્યે જતા હતા. ચંદ્રમોહનનો કીર્તિસૂર્ય દિવસે દિવસે પ્રચંડ તાપે તપતો જતો હતો. ચંદ્રમોહનની કોઈ પીઠ થાબડે એ સમય તો ક્યારનો ચાલ્યો ગયો હતો, પરંતુ હવે ચંદ્રમોહનના નામ ઉપર પ્રશંસાનાં પુષ્પો વેરાય એ સમય પણ પસાર થવા આવ્યો હતો. ચંદ્રમોહનની પ્રશંસા કરવી પડે એટલો એ સામાન્ય નહોતો રહ્યો. હવે તો એ સમયનો આરંભ થતો હતો કે જેના માટે ચંદ્રમોહન બે શબ્દો સારા બોલે તે માણસ ઉપર લોકો વિશ્વાસ મૂકતાં અને જેના માટે ચંદ્રમોહન વિરુદ્ધ અભિપ્રાય ઉચ્ચારે તે માણસ તિરસ્કારને પાત્ર થતો.

મોટા આગેવાનોને વિષે બને છે તેમ નાના ચંદ્રમોહનને પણ જ્યારે આવી પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ ત્યારે એની આજુબાજુ

પરમાર્થી લોકો તેમ જ સ્વાર્થી લોકોનાં જૂથ ઊભરાવા લાગ્યાં. આ બંને પ્રકારનાં લોકોનું વર્તન ચંદ્રમોહન પ્રત્યે તો એક સરખું જ હતું. ફેર માત્ર અંતરની વૃત્તિમાં જ હતો. પરમાર્થી લોકો એને સેવાનો વ્રતધારી માનીને એની પૂજા કરતાં અને એના આદેશને અનુસરતાં; અને સ્વાર્થી લોકો, એ જ લોકોનાં હૃદયનો સત્તાધારી છે એમ સમજી જઈ એની ખુશામત કરતાં. ચંદ્રમોહનના પગમાં તો બંને બાજુથી નમન જ આવતાં હતાં.

બીજી બાજુ મનુભાઈ ઇરાદાપૂર્વક ચંદ્રમોહનની આજુબાજુના તેજોમંડળથી દૂર રહેતા હતા. ચંદ્રમોહનનું કોઈ પગલું ટીકા કરવા જેવું એમને લાગતું કે તુરત જ એ તરફથી તેઓ પોતાની આંખ જ ફેરવી લેતા. તે દિવસના બનાવ પછી એમનામાં પશ્ચાત્તાપનો જે અગ્નિ સળગ્યો હતો તે હજી ઠર્યો જ ન હોય તેમ ચંદ્રમોહન સાથે તેઓ ક્ષમા જ માગ્યા કરતા હોય એમ વર્તતા હતા.

આ રીતે દિવસો પછી દિવસો ને મહિનાઓ પછી મહિનાઓ વીતતા જતા હતા. બંને મિત્રો વચ્ચેની પ્રેમગાંઠ આગળ જેટલી જ મજબૂત છે કે નહિ તેની ખાતરી થઈ શકે એવો કોઈ બનાવ બનતો જ નહોતો. માત્ર એક વખત મનુભાઈ પોતાના પિતાને મળવા માટે કૃષ્ણનગર ગયા અને ત્યાંથી એક દિવસ હરિપુર જઈને ગોપાળભાઈને મળ્યા ત્યારે જ એમના દિલમાં ચંદ્રમોહન વિષે કેવો ઉત્કટ ભાવ હતો અને તેઓ મૈત્રીને કેવી પરમ વસ્તુ માનતા હતા તે જણાયું હતું.

ગોપાળભાઈ બીજી લડત પહેલાં દેખાયા હતા એવા જ હતા. માત્ર શરીર દિવસે દિવસે વધુ કૃશ થતું જતું હતું. મનુભાઈનો નિશ્ચય જ હતો કે પેલા કાગળ સંબંધી કે એ બનાવ સંબંધી કશી વાત ન કરવી, પરંતુ ગોપાળભાઈ જરા ઝીણવટથી ત્યાંના

સમાચાર પૂછવા લાગ્યા એટલે એમને એ વાત કરવી પડેલી. ગોપાળભાઈ બધી વાત સાંભળીને કશું બોલ્યા નહોતા, પરંતુ એમના મોં ઉપર હૃદયની તીવ્ર વેદનાનું પ્રતિબિંબ પડ્યું તે છાનું નહોતું રહ્યું. મનુભાઈ વાતને આગળ વધારવા ઇચ્છતા જ નહોતા એટલે ગોપાળભાઈ મૌન રહ્યા કે તુરત જ એમણે વાતાવરણને બદલવા માટે બીજી વાત શરૂ કરી હતી. પરંતુ એમની બીજી વાત ગોપાળભાઈએ સાંભળી નહોતી અને એમણે તો દુઃખભર્યા સ્વરે મનુભાઈને પૂછ્યું હતું :

'તમે ફરી ત્યાં જ જવાના છો ?'

મનુભાઈએ આશ્ચર્યથી સામે પૂછેલું:

'કેમ ?'

'તમે ન જાવ તો સારું.' શાંત પણ દૃઢ સ્વરે ગોપાળભાઈએ જવાબ આપેલો.

'પણ શા માટે ?'

'ચંદ્રમોહનભાઈ સાચે માર્ગે આવી શકશે નહિ અને એમના છાંટા તમને પણ ઊડ્યા વિના રહેશે નહિ.'

'એવું કશું એમનામાં છે જ નહિ.' પૂર્ણ વિશ્વાસ સાથે મનુભાઈ બોલ્યા હતા.

'એમનામાં છે અને જોશભેર આવી રહ્યું છે.' ગોપાળભાઈએ દૃઢતાપૂર્વક બોલીને ઉમેર્યું હતું : 'જો ત્યાં સેતાનનો પગરવ ન થયો હોત તો એમનામાં અભિમાન આવી શકત નહિ—મારા કાગળને તેઓ તિરસ્કારી શકત નહિ.'

મનુભાઈ મૂંગા રહ્યા હતા. ગોપાળભાઈની વાતમાં એમને

શ્રદ્ધા નહોતી બેઠી, પરંતુ એનો વિરોધ પણ તેઓ નહોતા કરી શક્યા. થોડીવાર મૂંગા રહી એમણે ડરતાં ડરતાં કહ્યું હતું :

'જો એમ હોય તોપણ મારે ત્યાં રહેવું જોઈએ. ગમે તેમ તો યે હું એમનો મિત્ર છું.'

આ જવાબ સાંભળી ગોપાળભાઈ બોલી શક્યા નહોતા. મનુભાઈ આગમાં ઝંપલાવતા હોય એવું એમને લાગતું હતું, છતાં એમની ઉત્કટ મિત્રભાવનાને જોઈ મૌન જ રહ્યા હતા.

બીજી બાજુ પેલાં સુભદ્રાબેનનો પત્ર એ પછી આવ્યો જ નહોતો. ચંદ્રમોહન પણ એ કાગળને અને એમને વીસરી ગયો હતો, પરંતુ એક દિવસ એણે સ્થાપેલા 'કુમારીમંડળ'માંથી જ એવી માગણી આવી કે 'જો કોઈ કાર્યકર્તા બહેન આવે તો સ્ત્રીઓમાં વધુ ઉત્સાહ આવે અને થોડીક આજીવન સેવિકાઓ પણ આ પ્રદેશમાંથી ઊભી થાય.' આ માગણી ઉપર વિચાર કરતાં એને સુભદ્રાબેન યાદ આવ્યાં હતાં, પરંતુ પોતે પણ ન સમજે એવા કારણસર એમને બોલાવવાનો વિચાર એણે આગળ ન લંબાવતાં 'કુમારીમંડળ'ને કહી દીધું કે 'તમારામાંથી જ તમારે કાર્યકર્તાઓ ઊભાં કરવાં જોઈએ.' 'કુમારીમંડળ'ને આ જવાબથી સંતોષ ન થયો, પરંતુ એમની પાસે બીજો ઉપાય રહ્યો નહોતો એટલે એમણે મનુભાઈ કે ચંદ્રમોહન એમની પ્રવૃત્તિમાં અત્યારના કરતાં વિશેષ રસ લ્યે એવી ઇચ્છા પ્રગટ કરી. આ ઇચ્છા ચંદ્રમોહને જ્યારે સાંભળી ત્યારે એ સહેજ ડરી ગયો. કોઈ દિવસ નહિ અને આજે પહેલવહેલું જ એને એમ થયું કે 'મારે એ કામ ન સ્વીકારવું જોઈએ.' એણે તે રાત્રે મનુભાઈને એ વાત કરી અને તેઓ આ કામ સંભાળે એવી પોતાની ઇચ્છા

જણાવી. મનુભાઈને કશો વાંધો હતો જ નહિ એટલે બીજા દિવસથી જ એમણે નિયમિત રીતે 'કુમારીમંડળ'માં હાજરી આપવાનું શરૂ કર્યું.

એ પછી પણ બે ત્રણ મહિના પસાર થઈ ગયા. વચ્ચે એક બીજી ચૂંટણીનો સંગ્રામ પણ આવી ગયો. આ સંગ્રામમાં પેલાં સુભદ્રાબેન આવશે એમ ચંદ્રમોહને ધાર્યું હતું, પરંતુ એ જણાયાં નહોતાં. મનુભાઈની પ્રેરણા નીચે 'કુમારીમંડળે' અને સ્ત્રીઓએ અદ્ભુત કામ કર્યું હતું. સ્ત્રીઓથી દૂર રહેતો ચંદ્રમોહન પણ એમની સેવાશક્તિથી મુગ્ધ બન્યો હતો અને ધીમે ધીમે એમનામાં ભળવા પણ લાગ્યો હતો. પરિણામે એ પ્રદેશમાં પુરુષો કરતાં સ્ત્રીઓની જાગૃતિ હવે વિશેષ દેખાવા લાગી હતી.

ચંદ્રમોહન હવે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં મોટા ઘરનો મહેમાન બનતો હતો. ગામડાંઓ હજી એણે છોડ્યાં નહોતાં પરંતુ એની અનેક પ્રવૃત્તિઓ અનેક દિશાઓ તરફ એવી રીતે વધી રહી હતી કે ગામડાંઓમાં જવાનો એ વખત જ ઓછો મેળવી શકતો. એ ઉપરાંત, એની પડખે એના પ્રદેશમાંથી જ કેટલાક નવજુવાન સેવકોનું જૂથ તૈયાર થઈ ગયું હતું. એમાંના ઘણાખરાને એણે ગામડાંમાં જ રાખ્યા હતા. એ પોતે બુદ્ધિ અને અંતઃકરણથી માનતો કે મહાન બ્રિટિશ સલ્તનત સાથે મુકાબલો કરી શકે એવી પ્રજાશક્તિ તો ગામડાંમાંથી જ પ્રગટી શકશે. અને એ માન્યતા અનુસાર ગામેગામ એ નવયુગનો સંદેશો પહોંચાડવાના કાળજાતૂટ પ્રયત્નો કરતો હતો.

પરંતુ એક બીજી વસ્તુ એના જીવનમાંથી પ્રતિદિન ઓછી થતી જ જતી હતી. રેતીના ઘડિયાળમાંથી જેમ રેતી સર્યા જ

કરે એમ એના જીવનની નિરાંત ઓછી થતી જતી હતી. એ એટલો જાહેર બની ગયો હતો કે ભાગ્યે જ એને એકાંત મળતું હતું. એ એટલો પ્રવૃત્તિશીલ બની ગયો હતો કે પ્રવૃત્તિ ઉપરાંત એ ભાગ્યે જ બીજું વિચારતો હતો. અને એની પ્રવૃત્તિ પણ એવી રીતે બદલી રહી હતી કે એને ખબર ન પડે એમ એના જીવનમાંથી ધીમે ધીમે કઠોરતા ઓછી થતી જતી હતી અને સુંવાળપ આવતી જતી હતી.

ચંદ્રમોહનને પોતાને પોતામાં કશા ફેરફાર થયા હોય એમ લાગતું નહોતું. મનુભાઈને પણ ચંદ્રમોહનમાં કોઈ મૂળભૂત ફેરફાર થઈ રહ્યા છે એમ ન લાગતું. અને ત્યાંની પ્રજા તો એ ફેરફાર કરાવનારી હતી એટલે એમને તો એવું લાગવાને કશું કારણ જ નહોતું. માત્ર પાંચ વર્ષ, ના, ત્રણ વર્ષ પહેલાંનો કોઈ ચંદ્રમોહનને પિછાણનાર આવે તો ચંદ્રમોહનને જોઈને આશ્ચર્ય પામી જાય એટલો એ બદલી રહ્યો હતો. એનું શરીર એનું એ હતું, કદાચ વધુ સુદૃઢ હતું. એનું વક્તૃત્વ પણ એટલું જ જોરદાર હતું, કદાચ વધુ તીક્ષ્ણ બન્યું હતું. એની બુદ્ધિ એટલી જ તેજસ્વી હતી, કદાચ અનુભવ વધતાં વધુ કાર્યસાધક બની હતી. અને એની બલિદાન-શક્તિ પણ વધેલી જ માલૂમ પડતી હતી. માત્ર એક નિરાંત, ઊંડા એકાંતમાં પોતાના હૃદયનો ખૂણેખૂણો તપાસી લેવાની નિરાંત, એનામાંથી ચાલી ગઈ હતી અને એ નિરાંતનો અભાવ એના મુખ ઉપર હવે દેખાવા લાગ્યો હતો. એના હલનચલનમાં જે વેગ હતો તે કાયમ રહ્યો હતો પણ એ વેગને કોઈ પણ વખતે થોભાવી શકે એવું એક ગુપ્ત બળ હતું તે દેખાતું નહોતું, અને આવો સૂક્ષ્મ ને અદૃશ્ય ફેરફાર—અંતરના ફેરફારોનું પ્રતિબિંબ એના સ્થૂળ વર્તનમાં ક્યારેક ક્યારેક હવે દેખાવા લાગ્યું હતું. ચંદ્રમોહનના નસીએ

કે કમનસીબે પણ એ પ્રતિબિંબ હજી એટલું સ્પષ્ટ નહોતું બન્યું કે નજીકનાં લોકો પણ એને સ્પષ્ટ રીતે જોઈ શકે. અને એટલે ચંદ્રમોહનના બદલાતા જતા જીવનપ્રવાહ તરફ લક્ષ રાખવાનું કોઈને કારણ નહોતું.



# નવો કોયડો

**આ**જે એ ચંદ્રમોહન પાસે એક નવીન કોયડો આવી પડ્યો: આજ સુધીના જાહેર જીવનમાં આ પ્રશ્ન એના મન ઉપર કોઈ દિવસ આવ્યો નહોતો. પોતાના પ્રદેશમાં પોતે જ કામ ઉપર બેસાડેલા એક જુવાન મિત્રના પતનની વાત આજ સવારમાં એના કાને પહોંચી હતી. એ વાત સાંભળતાં જ ચંદ્રમોહનને આખે શરીરે પરસેવો વળી ગયો હતો. એની આંખ ભય, શંકા અને ક્રોધથી વ્યાકુળ બની ગઈ હતી. એની પાસે વાત લાવનાર મનુભાઈ શાંત અને સ્વસ્થ હતા અને ધીમા સ્વરે કહેતા હતા કે 'જો ઉશ્કેરાશો તો જે બગડ્યું છે તે વધુ બગડશે. એનો દોષ એ આપણો જ દોષ કહેવાય કારણ કે એ આપણો સાથી હતો. એને અહીંથી દૂર કરી ત્યાંનું કામ બીજા કોઈ જુવાનને સોંપી દેવું જોઈએ અને લોકોને તમારે ફરી વિશ્વાસમાં લેવાં જોઈએ.'

ચંદ્રમોહને મનુભાઈની વાત મૂંગા મૂંગા સાંભળી લીધી હતી. જે થયું તે ભયંકર થયું છે એમ એને લાગતું હતું, પણ એમાંથી ઊગરવાનો ઉપાય એમને સૂઝતો નહોતો. ઘડીક મનુભાઈની વાત સાચી લાગતી હતી. ઘડીક એમાં ઊંડા ઊતરી દોષ કોનો છે તે

જાણવાની ઇચ્છા થતી હતી. ઘડીક કેવળ મૂંઝવણથી જ મન ભરાઈ જતું હતું. એ વખતે તો મનુભાઈ સાથે એ કશી વાત કરી શક્યો જ નહિ, પણ ત્રણ ચાર કલાક વીતી ગયા પછી એણે મનુભાઈને પૂછ્યું :

'તમે એની પોતાની પાસેથી બધું સાંભળ્યું છે?'

'જે હકીકતો મેં તમને કહી તે એટલી નક્કર છે કે એમાં વિશેષ સાંભળવાપણું છે જ નહિ.'

'પણ કંઈ પણ પગલું ભરતાં પહેલાં આપણે એમને પૂછવું તો જોઈએ ને? સૂર્યકાન્ત એવી સ્થિતિએ જઈ પડે એ મારાથી માની શકાતું નથી.'

'ન માની શકાય એવું ઘણું બને છે.'

'પણ આ તો લોકસેવા કરતાં કરતાં......'

'તેથી શું થયું?' મનુભાઈ સાફ અવાજે બોલ્યા. 'સેતાન થોડો જ લોકસેવકોને અળગા મૂકે છે?'

'તમે બીજા કોઈના.........બીજા કોઈ પ્રદેશના દાખલા જાણો છો?' સહેજ થોથરાતી જીભે ચંદ્રમોહન બોલ્યો. આજ એ પોતાને નાનો ને બિનઅનુભવી લાગવા માંડ્યો હતો.

'ઘણા.' દુ:ખભર્યા અવાજે મનુભાઈએ જવાબ આપ્યો.

'ખરું કહો છો?' ચંદ્રમોહનની આંખો આશ્ચર્યથી ફાટી રહી.

'તમે મુદ્દલ નથી જાણતા?' મનુભાઈએ પણ એવું જ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'ત્યારે......ત્યારે.' ચંદ્રમોહન બોલતાં બોલતાં અટકી ગયો. એના મુખ ઉપર એવા ભાવો આવી ગયા કે મનુભાઈથી ચોંકી જવાયું. એણે એટલા જ ગભરાયેલા સ્વરે પૂછ્યું:

'શું? ત્યારે ત્યારે શું? કેમ અટકી ગયા?'

'કંઈ નહિ.' કંઈક સ્વસ્થતા મેળવતાં, માથું નીચું ઢાળતાં, ચંદ્રમોહન બોલ્યો.

મનુભાઈથી કશું સમજાયું નહિ. એણે એકદમ નજીક આવીને પૂછ્યું: 'ખરું કહો, તમે શું કહેવા જતા હતા?'

'કંઈ નહિ.' ચંદ્રમોહન અકળાઈને બોલ્યો. મનુભાઈ મૂંઝાયા. તુરત જ એમના મોં ઉપર ગંભીરતા આવી ગઈ અને એ જ ગંભીર સ્વરે એમણે કહ્યું:

'તમારે કહેવું જોઈએ.'

ચંદ્રમોહન એ અવાજથી ચમક્યો, કારણ કે એમાં સીસાનો રસ પુરાયો હોય એવો ભાર હતો. મનુભાઈનું મોં પણ એ ભારની સાક્ષી પૂરતું હતું. ચંદ્રમોહન કહેવું—ન કહેવું એ વિચારે ત્યાં મનુભાઈ ફરીને બોલ્યા:

'તમારે કહેવું જ જોઈએ. આ અત્યંત ગંભીર બાબત છે.'

'હું તો તે દિવસ વિષે કહેવા જતો હતો.' ઢીલા પડતા સ્વરે ચંદ્રમોહને કહ્યું. 'મને થયું કે તમે એવું ઘણું જાણેલું તેથી જ તમને મારા પ્રત્યે વહેમ આવ્યો હશે.'

આ સાંભળતાં જ મનુભાઈનું માથું નીચે ઢળી પડ્યું. એક ક્ષણ એમને થઈ આવ્યું કે પોતે સૂર્યકાન્તની વાત લઈને આવવામાં ભૂલ કરી છે. પોતાની એ લાયકાત જ નહોતી.

મનુભાઈ એવી જ મૂંઝવણમાં ત્યાંથી ઊઠવા લાગ્યા, પણ ચંદ્રમોહને મૂંગા મોંએ હાથ ઝાલીને એમને નીચે બેસાડ્યા.

'મારું બેસવું નકામું છે.' મનુભાઈએ દુઃખભર્યા સ્વરે કહ્યું.

'કેમ?'

'તમે સૂર્યકાન્ત વિષે કંઈ વિચારવા જ નથી ઇચ્છતા.'

'કોણે કહ્યું?'

'તો તમે આ પ્રસંગે મને એ દિવસની યાદ ન આપી હોત.'

'નહિ, નહિ. તમે મને સમજ્યા નહિ.'

'હું સમજ્યો છું. તમે એમ કહેવા માગો છો ને કે મારી દૃષ્ટિ જ મેલી છે?'

'હું એમ કહેવા માગતો જ નથી.'

'ત્યારે શું?'

'મને તો આકસ્મિક યાદ જ આવી ગયું. ખરું કહું છું. આ વાત સાથે એને કશો સંબંધ નથી. મને ઊલટું એમ થયું કે તમે એવો વહેમ લાવવામાં દોષિત નહોતા, કારણ કે આ જગતમાં એ વિચારનું તમને આશ્ચર્ય નહોતું.'

મનુભાઈ શાંત પડ્યા અને સરખા થઈને બેઠા. ચંદ્રમોહનનો ખુલાસો એને સાચો લાગ્યો. ચંદ્રમોહનની નિખાલસતા અને નિર્મળતા માટે ફરી એક વાર માન ઊપજ્યું. થોડી વાર મૌન રહ્યા પછી એમણે પૂછ્યું: 'ત્યારે સૂર્યકાન્ત વિષે શું કરવું છે?'

'એમ થાય છે કે એને પૂછીએ.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'ભલે પૂછીએ. પણ એમાં કંઈ સાર નથી. એ જુઠ્ઠું જ બોલશે.'

'જુઠ્ઠું બોલશે?'

'આ વસ્તુની સાથે જૂઠને ઘનિષ્ઠ સંબંધ હોય છે, ને સૂર્યકાન્ત તો બહુ મેલો માણસ છે.'

'એટલે? મને તો એ બહુ બહાદુર લાગ્યો છે.'

'હશે, પણ એની આંખ મેલી છે. પહેલે જ દિવસે, એ અહીં આવ્યો ત્યારે મને એવી છાપ પડેલી. એની આંખમાં કે એના અંગમાં સ્થિરતા જ નહોતી.'

'તો ત્યારે તમે કેમ ન કહ્યું?'

'હું થોડો જ સર્વજ્ઞ છું? મારી ભૂલ થતી હોય એમ કેમ ન માનું? તમને મેં અન્યાય ન કરી નાખ્યો?'

'તમે એની સાથે કોઈ દિવસ વાત કરી છે?'

'એકાદ બે વખત. પણ એમાં યે મને સારી છાપ નથી પડી. જો કે સત્ય જાણવાની જિજ્ઞાસા હોય એ રીતે, પણ એણે મને જે પ્રશ્નો પૂછેલા તે એના મનમાં નીતિ વિષે શા ખ્યાલો છે તે પ્રગટ કરનારા હતા. મને ત્યારે જ થયેલું કે આ માણસ કાં તો છાનું પાપ કરી એને આબાદ રીતે છુપાવશે અને કાં તો પોતાનું પાપ 'એ પાપ નથી જ, એમ થાય જ, એમ થવું જ જોઈએ' એવું શાસ્ત્ર શોધી કાઢશે.'

'આટલું બધું તમે માનતા હતા તો મને કહેવું તો હતું!'

'એથી શો ફાયદો? એવું તો મનમાં ઘણું પડ્યું હોય પણ એ પ્રગટ શી રીતે કરી શકાય?'

'મને તો કહેવું જોઈએ તમારે.'

'એમાં કંઈ લાભ નથી. કદાચ હાનિ જ થાય.'

'પણ આપણે એક વખત એને પૂછવું તો જોઈએ ને?' ચંદ્રમોહને મૂળ વાત ચાલુ રાખી.

'જરૂર. તમે પૂછીને ખાતરી કરી લેજો.'

'આપણે બંને હાજર રહીએ તો?'

'મને નહિ ફાવે.'

'કેમ?'

'એ ન ફાવે.'

'તો મને શી રીતે ફાવે?'

'એ કોઈ વખત કહીશ. મને નહિ ફાવે.'

'પણ એમાં વાંધો શો છો? તમારા પાસે હકીકત આવી છે તો તમારે હાજર રહેવું જ જોઈએ.'

'મને એ હકીકત માટે શંકા જ નથી.'

'તો તમે એમ કહેજો, પણ એનો ખુલાસો તો સાંભળવો જોઈએ ને?'

'એ બળવાન માણસનું કામ છે.'

'એટલે?' ચંદ્રમોહને ચમકીને પૂછ્યું.

'એ પ્રશ્ન જેટલો નાજુક છે તેટલો જ ભયંકર છે. જેનું હૃદય કમળ જેવું હોય તે જ એને સ્પર્શી શકે.'

ચંદ્રમોહન એ સાંભળીને વિચારમાં પડી ગયો. મનુભાઈ શું કહેવા માગે છે તે એનાથી જેટલા પ્રમાણમાં સમજાયું તેટલા પ્રમાણમાં એની મૂંઝવણ ઘટવાને બદલે વધી. એણે ધીમેથી કહ્યું:

'તો તો મારે પણ એનો ખુલાસો ન સાંભળવો જોઈએ.'

'એમ ન થઈ શકે. તમે સૌના અગ્રણી છો.'

'અગ્રણી ?' સમજ્યા વિના જ જાણે ચંદ્રમોહન બોલી ગયો.

'હા, અગ્રણી. તમારા શિરે અમારા સૌના જીવનની જવાબદારી છે. મેં તમને પહેલાં જ ન કહ્યું કે એનો દોષ એ આપણો જ દોષ કહેવાય ?'

'હા.' ચંદ્રમોહન વિચારમાં જ બોલ્યો.

'તો તમારે એને સાંભળવો જ જોઈએ અને છેલ્લો નિર્ણય પણ તમારે જ કરવો જોઈએ.'

ચંદ્રમોહનની મૂંઝવણ વધી. મનુભાઈને હવે વધુ પૂછી શકાય એમ નહોતું. એમનું મંતવ્ય તદ્દન સ્પષ્ટ થઈ ગયું હતું.



# પહેલો જ અનુભવ

બીજા દિવસની વહેલી સવારે ગામ બહારના તળાવની સામી પાળ ઉપર ચંદ્રમોહન અને સૂર્યકાન્ત બેઠા હતા. ચંદ્રમોહને ઘણા મંથન પછી, ધ્રૂજતા હૃદયે પણ સૂર્યકાન્ત સાથે વાત કરી લેવાનું જ ઉચિત ધાર્યું હતું અને ગઈ કાલે સાંજે જ એને ગામડાંમાંથી બોલાવી લીધો હતો. ચંદ્રમોહનની બધી વાત સહેજ પણ ગભરાયા વિના સાંભળી લીધા પછી સૂર્યકાન્ત બોલ્યો: 'એ તદ્દન ખોટું છે'

'ખોટું ન હોય. એના પુરાવા છે.' ચંદ્રમોહને સૂર્યકાન્તને સ્પષ્ટ જવાબ આપ્યો.

'એ બધા પુરાવા હું જાણું છું. બધા જ બનાવટી છે.' જરા યે ગભરાયા વિના સૂર્યકાન્ત બોલ્યો.

'જે જાણે છે તેને જ તમારા પાસે બોલાવું તો?'

'તોપણ શું?'

'કેમ તોપણ શું?'

'તમારે મને અહીં ન રાખવો હોય તો ન રાખો. મને બદનામ ન કરો.'

'તમે શું બોલો છો?' ચંદ્રમોહન મોટેથી બોલ્યો. 'હું તમને બદનામ કરું છું?'

'તો બીજું શું?' પૂરેપૂરી સ્વસ્થતાથી સૂર્યકાન્તે જવાબ આપ્યો. 'મેં કશું કર્યું જ નથી. છતાં કર્યું છે એમ તમને લાગતું હોય તો મને રજા આપી દો. તમારા જેવા પાસેથી હું ન્યાયની આશા રાખું જ નહિ.'

'જરા વિચારીને બોલો.' ચંદ્રમોહનના અવાજમાં રોષ આવી ગયો. 'તમે ખુલાસો કરવાને બદલે આડી જ વાત કરો છો.'

'હું સીધી જ વાત કરું છું. તમારી ખુશામત કરતાં મને આવડતું નથી અને તમારા પાસેથી.........'

'જુઓ સૂર્યકાન્ત!' ચંદ્રમોહનનો અવાજ તદ્દન ફરી ગયો. 'હું વાતનો તાગ લેવા ઇચ્છું છું. જો મને એમ જણાય કે તમારા ઉપરનો આક્ષેપ ખોટો છે તો એ આક્ષેપ રજૂ કરનાર તમામ સાથે હું મારો સંબંધ પૂરો કરીશ.'

'એમ શા માટે કરવું જોઈએ? હું જ સંબંધ પૂરો કરવા ઇચ્છું છું, પછી શું?'

'મારા કપાળમાં કલંક ચોડીને?' ચંદ્રમોહનનો સાદ ફાટી ગયો.

'તો બીજું શું થાય? તમને મારા ઉપર વિશ્વાસ નથી. હું આવું કામ કરવા મારો અભ્યાસ અને ઘર છોડીને આવ્યો હોઈશ? મને મારા જીવનની પવિત્રતાનું ભાન નહિ હોય? મારી આબરૂનો મને વિચાર નહિ હોય?'

ચંદ્રમોહન શાંત પડવા લાગ્યો.

'તો આ બધા પુરાવાના રદિયા કેમ આપતા નથી ?'

'મારે નથી આપવા એટલે જ. હું એટલું જ કહું છું કે એ બધું જૂઠું છે.'

'પણ મારે બીજાને સંતોષ શી રીતે આપવો ?'

'એટલે બીજાના સંતોષ માટે જ તમે મારું જીવન ચૂંથવા બેઠા છો ?'

'એમ નહિ.' ભોંઠા પડી જતાં, ચંદ્રમોહને કહ્યું. 'મારું પોતાનું હૃદય પણ નિઃશંક બને ને ?'

'તો મારે શું કરવાનું છે ?'

'જો તમે કહેતા હો કે આ બધું જૂઠું છે તો જેણે આ હકીકતો આપી છે તે સૌને હું અહીં બોલાવું.'

'મારી ફજેતી કરવી છે ?'

'એમાં ફજેતી શાની ? તમે સાચા હશો તો તમારી કીર્તિ વધશે જ.'

'એમ કીર્તિ નથી વધતી. એક વખત કપાળ ઉપર કાળું તિલક કરવામાં આવે તો તે પછી ભુસાઈ જાય તોપણ લોકો ભૂલતાં નથી.'

'ત્યારે કરવું શું ?'

'એ તો તમારે વિચારવાનું છે. તમે અગ્રણી છો. હું તો કહું છું કે આવી વાતમાં તમારે માથું જ નહિ મારવું જોઈએ.

તમે જોશો કે આવતી કાલે લોકો તમારી પણ વાતો કરશે. લોકોનો એ સ્વભાવ જ છે.'

'પણ પુરાવા હોય તો યે ?'

'જુઓ ચંદ્રભાઈ!' સૂર્યકાન્તની આંખ ઝીણી બની ગઈ. 'આ વાતો સદંતર ઉપજાવી કાઢેલી છે. પણ ધારો, ક્ષણભર માની લ્યો, કે એ સાચી છે તોપણ શું ? હું જે સેવા......

'શું!' ચંદ્રમોહન ચોંકીને બોલ્યો.

'તમે ચમકો નહિ. હું કહું છું કે આ વાત જૂઠી છે. મને મારી પવિત્રતાનો ખ્યાલ છે. ગંદું જીવન જીવવા કરતાં હું મરવાનું વધુ પસંદ કરું, પણ એ સાચી હોય તો યે એથી મારા કામને, મારી સેવાને શી હાનિ પહોંચે છે ?'

'હાનિ ?' ચંદ્રમોહન ફરી ચોંક્યો પણ એક શબ્દ કરતાં વધુ બોલી શક્યો નહિ. સૂર્યકાન્ત આ સ્થિતિ સમજી ગયો. એણે એ જ સ્વરે આગળ ચલાવ્યું:

'હું કેમ રહું છું તે મારા અંગત જીવનનો સવાલ છે. દરેક માણસે પવિત્ર ને સત્યમય જીવન જીવવું જોઈએ તે ખરું, પણ એમ નહિ જીવી શકનારને રસાતલ શા માટે કરવો ? એની જેટલી સેવા મળે તેટલી શા માટે ન લેવી ? મારું જીવન મેલું હોય તેથી મારી શાળાના વિદ્યાર્થીઓ શું એના પાઠ ભૂલી જવાના છે ? અથવા તો લોકોનાં દિલમાં પોતે ચુસાઈ રહ્યાં છે એ વાતમાં શંકા પેદા થવાની છે ? અથવા તો એથી બ્રિટિશ સરકારની કોઈ સત્તામાં વધારો થઈ જવાનો છે ?'

ચંદ્રમોહન ફાટી આંખે સાંભળતો જ રહ્યો. ચંદ્રમોહનની મૂંઝવણ જાણી લઈ એક ક્ષણ અટકીને સૂર્યકાન્ત આગળ બોલવા જતો હતો પણ ચંદ્રમોહને અચાનક એને અટકાવ્યો અને કહ્યું :

'તમે મને સાંજે મળજો. અત્યારે મારું મન અસ્વસ્થ છે.'

'પણ આનો અર્થ એ નથી કે.........'

'આપણે સાંજે જ વાત કરશું.' વચ્ચેથી જ ચંદ્રમોહન બોલ્યો અને ત્યાંથી ઊભો થયો. સૂર્યકાન્ત પણ એની પાછળ ઊભો થયો. બંને નિવાસસ્થાન તરફ આવવા લાગ્યા. સૂર્યકાન્ત બરાબર ચંદ્રમોહનની સાથે જ ચાલતો હતો અને પળે પળે એના મુખ ઉપર જોયા કરતો હતો. સૂર્યકાન્તના મોં ઉપર ધીમો સંતોષ હતો.

ચંદ્રમોહને આ બધી વાતો નવી જ જાણી હતી. સૂર્યકાન્તની સાફ વાતે એને ગભરાવી મૂક્યો હતો. 'જેનું જીવન અશુદ્ધ હોય તે સેવા ન જ કરી શકે' એ પ્રબળ વિચારની વિરુદ્ધમાં આજે એણે પહેલી જ વાર સાંભળ્યું હતું અને જેના ઉપર પુરાવા સહિતના આક્ષેપો છે એ માણસને આટલી સ્વસ્થતાથી વાત કરતાં પણ એણે આજે જ જોયો હતો. નિવાસસ્થાને આવતાં સુધી એ પોતાના વિચારમાં જ ડૂબેલો હતો. ત્યાં પહોંચતાં સુધીમાં એને બે–ચાર વખત થયું હતું કે મારા વિચારમાં મનુભાઈનો સાથ લઉં, પણ મનુભાઈ સાથે આવે કે કેમ એ વિષે પૂરી શંકા હતી. આ નવીન અને હૃદય ખળભળાવી મૂકે એવા પ્રશ્નનો નિકાલ એણે એકલાએ જ લાવવાનો હતો.

ઘર પાસે આવતાં સૂર્યકાન્ત બહાર ઊભો રહ્યો ને બોલ્યો: 'હું ગામમાં જઈ આવું. સાંજે તમને મળીશ.' ચંદ્રમોહન હા કે ના બોલી શક્યો નહિ, પણ આંખથી એણે સંમતિ આપી અને સૂર્યકાન્ત રોજની સ્વસ્થતાએ ત્યાંથી ચાલતો થયો. ચંદ્રમોહન બારણામાં ઊભો ઊભો એ દેખાવડા જુવાનને પાછળથી જોઈ રહ્યો. એના મનમાં એક ક્ષણ માટે થઈ આવ્યું કે 'આ દોષિત હોય જ નહિ!' પણ ઘરમાં દાખલ થતાં જ મનુભાઈનું ચિંતાતુર

વદન એણે જોયું અને 'એમની કહેલી વાત નક્કર જ હોય' એમ થઈ આવ્યું. એ ધીમે પગલે મનુભાઈ પાસે જઈને ઊભો રહ્યો. એવી આશા રાખી હતી કે મનુભાઈ આ વિષે કંઈક પૂછશે, પરંતુ મનુભાઈએ એક પણ શબ્દ બોલ્યા વિના તે દિવસે આવેલી ટપાલ એના હાથમાં વાંચવા માટે મૂકી. ચંદ્રમોહન ટપાલ લઈને નજીકની બારી ઉપર બેસી ગયો. એના મોં ઉપરથી અને બેસવાની ઢબ ઉપરથી એનો રોજનો પ્રભાવ મંદ પડી ગયો હોય એમ લાગતું હતું.



# ઢંકાયેલી વાતો

**આ**જની ટપાલ પણ ચિંતાજનક હતી. પેલાં સુભદ્રાબેન, જેનું સ્મરણ પણ ભુલાઈ જવા આવ્યું હતું, તેનો આજે પત્ર હતો. એમાં લખ્યું હતું કે પોતે બીજે દિવસે સવારે ત્યાં આવે છે. આઠેક દિવસ રહીને ત્યાંની બધી પરિસ્થિતિ જોશે ને પછી નક્કી કરશે કે કાયમ માટે ત્યાં રહેવું કે નહિ. બીજો પત્ર મુંબઈથી પિતાશ્રીનો હતો. એમાં આ કામ છોડી દેવાની વિનતિ તો હતી જ, પણ સૌથી વધુ દર્દપૂર્વક તો લગ્નની વાત લખી હતી. ચંદ્રમોહન પોતાના જીવતાં જ આ સંન્યાસ છોડીને ગૃહસ્થ બને એવી એમાં વેદનાભરી આકાંક્ષા હતી, અને બહુ પ્રતિષ્ઠિત એવાં બે ત્રણ કુટુંબની કેળવાયેલી કન્યા માટે સૂચના હતી. ત્રીજા એક કવરમાંથી ચંદ્રમોહનના આશ્ચર્ય વચ્ચે મનુભાઈની જ ચિઠ્ઠી નીકળી હતી. એમાં બસ આટલું જ લખ્યું હતું કે 'સૂર્યકાન્તના પ્રશ્નને શાંત ચિત્તે વિચારજો અને તમે કેવી મહાન જવાબદારી લઈને બેઠા છો તેનો ખ્યાલ કરજો.'

એ સિવાય બીજી ટપાલ તો ઘણી હતી, પરંતુ એમાં કશું ચિંતાજનક નહોતું. આજે એનું મગજ સૂર્યકાન્તના પ્રશ્નથી જ

ઘેરાયેલું હતું તેમાં સુભદ્રાબેનનો પત્ર આવતાં વિશેષ ડર લાગવા માંડ્યો. એને થયું કે જો સુભદ્રાબેને પૂછવાની રાહ જોઈ હોત તો હું એમને થોડા દિવસ રોકી દેત. પિતાશ્રીના કાગળમાં લગ્ન વિષે આટલો બધો આગ્રહ તો આ પહેલવહેલો જ હતો. ચંદ્રમોહને પોતાના કર્મપરાયણ જીવનમાં લગ્ન વિષે ભાગ્યે જ વિચાર કર્યો હતો એટલે એ આગ્રહની તત્કાળ તો મન ઉપર કશી અસર ન થઈ, પણ સૂર્યકાન્તનો પ્રશ્ન, સુભદ્રાબેનનું આવવું અને લગ્ન એ ત્રણે ય પ્રશ્નો જાણે એકમેકમાં ગૂંથાઈ જવા લાગ્યા. એણે સુભદ્રા-બેનનો અને પિતાશ્રીનો કાગળ મનુભાઈના હાથમાં સૌથી પહેલો મૂક્યો અને પછી બીજી બધી ટપાલ આપી. મનુભાઈએ પણ સૌથી પહેલો સુભદ્રાબેનનો કાગળ વાંચ્યો ને બોલ્યા કે 'બહુ સારું થયું.' ચંદ્રમોહન એ અભિપ્રાય ઉપર વિચાર કરતો હતો ત્યાં જ મનુભાઈએ પિતાશ્રીનો કાગળ વાંચી લીધો અને કંઈ બોલ્યા વિના અર્થસૂચક નેત્રે ચંદ્રમોહન સામે જોયું. ચંદ્રમોહને તુરત જ સહેજ હસીને પૂછ્યું:

'એ વિષે શો અભિપ્રાય છે?'

'પિતા સાથે હું સંમત છું.' સહેજ હસતાં છતાં ગંભીર રીતે મનુભાઈએ જવાબ આપ્યો.

'એમ?' ચંદ્રમોહને સહજ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'એમ થશે તો તમને જીવનમાં વિશેષ શાંતિ મળશે.'

'શાંતિને કરવી શું? જ્યાં આખા દેશમાં અશાંતિ ભરી છે!'

'પણ દેશસેવામાં લગ્ન બાધક નહિ થાય.'

'એમ?'

'એથી સૂર્યકાન્ત જેવા પ્રશ્નો ઉકેલવાનું તમને સહેલું બનશે.'

'કે મુશ્કેલ બનશે ?' ચંદ્રમોહન અર્થસૂચક હાસ્ય સાથે બોલ્યો.

'શા રીતે ?'

'લગ્નજીવનથી હું જાણી શકીશ કે સૂર્યકાન્ત કરતાં હું જરા યે ચડિયાતો નથી. મારું પાપ વ્યવસ્થિત અને કાયદેસર છે એટલો જ ફેર.'

મનુભાઈ મૂંગા થઈ ગયા. ચંદ્રમોહને પણ વાત આગળ ન વધારી. ચંદ્રમોહનને ઇચ્છા થઈ ગઈ ખરી કે મનુભાઈને એમના પોતાના વિષે પૂછી લઉં, પણ એ વ્યાજબી ન લાગ્યું. એ ત્યાંથી ખસીને બાજુના ઓરડામાં ગયો ને સૂર્યકાન્તના પ્રશ્ન વિષે વિચારવા લાગ્યો. સૂર્યકાન્તને લગતા જે પત્રો મનુભાઈએ આપ્યા હતા તે એણે ફરીને વાંચવા માંડ્યા. જેમ જેમ એ વાંચતો ગયો તેમ તેમ એની આંખ પ્રથમની પેઠે જ ક્રોધથી લાલ થવા માંડી. કાગળોમાં જે વર્ણન હતું તે એને એટલું બિહામણું લાગ્યું કે પત્રો વાંચી લીધા પછી બે ત્રણ મિનિટ એણે આંખો જ મીંચી દીધી.

'ત્યારે એને વિદાય જ કરી દઉં ?' ઉશ્કેરાટ શાંત પડતાં પહેલો જ પ્રશ્ન મન આગળ આવીને ઊભો રહ્યો. સૂર્યકાન્ત એની સામે ઊભો નહોતો, પરંતુ સવારે એ બેઠો હતો તે મુદ્રા, તે આંખો અને તે વાણી એને પ્રત્યક્ષ થઈ આવ્યાં. ચંદ્રમોહનના મનમાં એક પ્રકારનો અણગમો પેદા થઈ ગયો. પત્રો વાંચવાને પરિણામે જે તાજા મનોભાવ જાગ્યા હતા તે પ્રમાણે સૂર્યકાન્તની એ આંખમાં લુચ્ચાઈ અને એ મોં ઉપર દંભ જણાવા લાગ્યાં. એ વાણી કોઈ સુંદર માયાજાળ હોય એવી એને અસર થઈ. સૂર્યકાન્તે રજૂ કરેલી

દલીલોને વિચારવાનો પ્રશ્ન તો મનમાં ઊભો જ નહોતો થઈ શકતો કારણ કે એનું મન એ વસ્તુ તરફ ઘૃણાભાવથી જ જોવા લાગ્યું હતું.

આમ છતાં ચંદ્રમોહને સૂર્યકાન્તની સવારની દલીલો યાદ કરી પોતાની બુદ્ધિ પાસેથી એના જવાબો માગ્યા અને અત્યંત આત્મ-સંતોષપૂર્વક એને ખાતરી થઈ કે સૂર્યકાન્તની દલીલો પોકળ અને ભરમાવનારી હતી. એ સાથે જ ચંદ્રમોહનને એમ પણ થઈ આવ્યું કે 'જે માણસ સેવામય જીવનમાં પવિત્રતાનું સ્થાન જ નથી સ્વીકારતો તેની પવિત્રતા ઉપર વિશ્વાસ કેમ મુકાય? સૂર્યકાન્ત તો એમ માનતો જણાય છે કે પોતે અપવિત્ર હોય એમાં કશું જ ખૂરું નથી, એથી એની સેવાને કશી હાનિ પહોંચતી નથી. આ માણસને અહીં કેમ રહેવા દેવાય?' ચંદ્રમોહને મનમાં નિશ્ચય જ કરી નાખ્યો કે સૂર્યકાન્તને સાંજે વિદાય આપી દેવી. પણ તુરત જ એક નવીન પ્રશ્ન ઊભો થયો. 'એ ન જાય તો?' એક ક્ષણ મન જાણે વિચાર કરતું ઊભું રહી ગયું. તુરત જ હૃદયમાં જોશ આવ્યું અને એ મન સાથે બોલ્યો : 'તો? તો મારે એની સ્થિતિ લોકો સમક્ષ પ્રગટ કરવી......પણ એથી તો એ રાષ્ટ્રીય જાગૃતિનો દુશ્મન ન બને? મારો પણ દુશ્મન ન બને? મારા કામને બગાડવામાં જ પોતાની શકિત ન ખરચે?' મન શંકા ઉઠાવવા લાગ્યું, પણ પ્રથમની માન્યતા પ્રબળ હતી. એણે નક્કી કર્યું કે 'કંઈ પરવા નહિ. એ બધાને હું પહોંચી વળીશ.' અને એ ઓરડાની બહાર નીકળ્યો. મનુભાઈ કંઈક વિચારમાં ઓસરીમાં આંટા મારતા હતા તેમને પોતાનો નિર્ણય જાહેર કરવાની ચંદ્રમોહનને ઇચ્છા થઈ આવી અને મન પાછું પડતું હતું છતાં હિંમત ધરીને એણે કહ્યું :

'મનુભાઈ, સૂર્યકાન્ત વિષે મેં નિર્ણય કરી લીધો.'

'શો નિર્ણય કર્યો?' મનુભાઈએ શાંત જિજ્ઞાસાથી પૂછ્યું અને બંને મિત્રો નીચે બેઠા.

'એમને અહીંથી વિદાય જ આપવી.'

'મેં સાંભળ્યું છે કે તમે એમ કરશો તો એ ગામલોકોને તમારી સામે ઉશ્કેરશે.'

'મારી સામે?'

'હા, એ એમ કહે છે કે ચંદ્રભાઈના જે દુર્ગુણો હું જાણું છું તે હું લોકો સમક્ષ ખુલ્લા કરીશ.'

'શું ખુલ્લા કરશે?'

'એ તો એ જાણે.'

'ભલે કરે. લોકો સાવ મૂર્ખ નથી.'

'સાવ તો નહિ, પણ થોડાંઘણાં તો મૂર્ખ છે જ. એની વાતો માની લેનાર કોઈ ને કોઈ નીકળી આવશે.'

'પણ એની કોઈ પણ વાતને ઊભા રહેવા માટે એક તસુ જેટલી તો જગ્યા જોઈશે ને?'

'વાતો તો હવામાં પણ ઊભી રહી શકે.'

'તો એનો ઉપાય શો?'

'ઉપાય કંઈ નહિ. જે વાત હવામાં ઊભશે તે હવામાં જ

લય પામશે; આપણે એટલું જ ધ્યાન રાખીએ કે એને જમીન ઉપર ઊભવા માટે તસુ જેટલી પણ જગ્યા ન મળે.'

'પણ મારો નિર્ણય તો તમને સાચો લાગે છે ને?'

'હું તો પહેલેથી જ એમ માનતો હતો. તમે એને પૂછીને કેટલો સંતોષ મેળવ્યો હશે તે હું નથી જાણતો.'

'એ તો સ્પષ્ટ ઇનકાર જ કરે છે.'

'તો કેમ એને વિદાય આપો છો?'

'પુરાવાઓ સજ્જડ છે.'

'એ તો પહેલાં પણ હતા.'

'પણ એની સાથે વાત કરતાં લાગ્યું કે એ તદ્દન જૂઠો માણસ છે.'

'ખરેખર?'

'ત્યારે તો નહિ લાગેલું, પણ અત્યારે શાંતિથી વિચારતાં લાગે છે. એ તો સંયમને કશું મહત્ત્વ પણ નથી આપતો.'

'એ હું જાણું છું.'

'જાણો છો?'

'હા, પરંતુ એ બાબતમાં પણ એ અપ્રમાણિક નથી. એ બેધારી તલવારે લડે છે. જ્યાં સંયમનું નામ વટાવી શકાય ત્યાં તેનું નામ લ્યે છે ને જ્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય કે ખાનગી જીવનના સ્વાતંત્ર્યનું નામ ચાલી શકે ત્યાં એ બોલે છે.'

'બરાબર છે, મારા પાસે એ બંને યુક્તિઓ એણે અજમાવી.'

'તમને એની શી અસર થઈ ?'

'એ માણસ મહાદંભી છે.'

'એક બીજી વાત પૂછું.' મનુભાઈ સહેજ ગંભીર થઈ ને બોલ્યા. 'જાહેરસેવા અને અંગત જીવનના સંબંધ વિષે તમારો શો અભિપ્રાય બંધાયો છે ?'

'મેં આજ સુધી તો એ વિષે કશું વિચાર્યું જ નહોતું. આજ પહેલવહેલું વિચાર્યું ને મને લાગ્યું કે એ બે કોઈ રીતે જુદાં ન પાડી શકાય.'

'ખરેખર એમ માનો છો ?'

'કેમ ? તમને શંકા છે ?'

'લગીર પણ નહિ. પણ એ બાબતમાં આપણે બંને એક જ માન્યતા ધરાવીએ છીએ તેથી મને આનંદ થયો.'

'હવે હું તમને એક વાત પૂછું.' સ્નેહભર્યા અવાજે ચંદ્રમોહન બોલ્યો.

'શું ?'

'તમે મારાથી દૂર ને દૂર રહો છો એવી મારા મન ઉપર છાપ પડી છે તે સાચી છે ?'

'સાચી પણ છે અને ખોટી પણ છે. બાહ્ય રીતે થોડું દૂર રહેવું જ મને સારું લાગ્યું છે. અંતરમાં તે જ સ્થિતિ છે.'

‘ એમ શા માટે ? ’

‘ હું ને તમે જુદી પ્રકૃતિના માણસો છીએ. ’

‘ તમે પણ ગોપાળભાઈ જેવું બોલ્યા. ’

‘ તે સાચું જ છે. ’

‘ એટલે તમારી પ્રકૃતિ ગોપાળભાઈ જેવી છે ? ’

‘ છેક એવી નહિ, પણ તમારા જેવી પણ નહિ. ’

‘ આપણામાં શો ફેર તમને લાગે છે ? ’ ચંદ્રમોહન હસતાં હસતાં બોલ્યો.

‘ પ્રથમ પહેલો ફેર તો એ કે તમારામાં જે શક્તિ છે તેનો દશાંશ પણ મારામાં નથી. ’

‘ એ નહિ, હું પ્રકૃતિના ફેરની વાત પૂછું છું. ’

‘ એ તમે જાણો છો. ’

‘ હું નથી જાણતો. ’

‘ એ ખોટી વાત છે. તમારા જેવો માણસ આવો તફાવત ન જાણે એ હું માની શકું નહિ. ’

‘ ખરેખર કહું છું. ગોપાળભાઈ અને મારી વચ્ચેના પ્રકૃતિભેદને હું બરાબર સમજું છું. ’

‘ જો તમે નથી જાણતા તો હું કહીશ પણ નહિ. ’

‘ કેમ ? ’

'બસ, એમ.' મનુભાઈ સહેજ હસ્યા.

'તમારે કહેવું જોઈએ.'

'જો તમે તમારી મેળે નહિ જ જાણો તો વળી કોઈ વખત કહીશ. અત્યારે તો નહિ જ.'

ચંદ્રમોહને આગળ ન પૂછ્યું અને મનુભાઈ તો એ વાત લંબાવવા ઇચ્છતા જ નહોતા.



# દુશ્મનો અને મિત્રો

તળાવનો કાંઠો સૂનો થવા આવ્યો હતો. પક્ષીઓનો અવાજ પણ શાંત પડતો જતો હતો. પશ્ચિમમાં સૂર્યનાં છેલ્લાં કિરણો ડૂબી ગયાં હતાં અને ધીમે ધીમે રાત્રીનો પાલવ આખા પ્રદેશ ઉપર છવાતો હતો.

સૂર્યકાન્ત અને ચંદ્રમોહન બરાબર એ વખતે જ ધીમે પગલે ચાલતાં સવારના સ્થળે આવતા હતા. બંનેનાં મોં ઉપર ગંભીરતા હતી. ચંદ્રમોહને પોતાનો નિર્ણય સૂર્યકાન્તને જણાવી દીધો હતો. સૂર્યકાન્તની એકેએક દલીલ એણે દુઃખ અને રોષમિશ્રિત અવાજે તોડી નાખી હતી. સૂર્યકાન્તે બધી જ દલીલો વાપરી લીધા પછી ગંભીરતા ધારણ કરી હતી અને પોતે કેટલુંક કહેવા માગે છે એમ કહ્યું હતું. એ કેટલુંક સાંભળવા માટે ચંદ્રમોહન એની સાથે આવતો હતો.

પેલી પાળ ઉપર બંને આવીને બેઠા ત્યારે લગભગ અંધારું થઈ ગયું હતું. કૃષ્ણપક્ષ ચાલતો હતો એટલે એક બીજાનાં મોં પણ માંડ માંડ જોઈ શકાતાં હતાં. ત્યાં બેઠાં પછી થોડોક મિનિટ

તો મૌન જ રહ્યું. પણ એ મૌન કદાચ લાંબો વખત ચાલશે એમ લાગતાં ચંદ્રમોહને સૂર્યકાન્તને કહ્યું: 'તમારે જે કહેવું હોય તે કહી દો.'

પોતાનું ગળું સાફ કરી સૂર્યકાન્ત બોલ્યો: 'મારે વિશેષ કંઈ કહેવાપણું નથી, હું કહું છું કે મને અન્યાય થઈ રહ્યો છે.'

'એનો મેં જવાબ આપી દીધો છે.' ચંદ્રમોહને કડક સ્વરે જવાબ આપ્યો.

'એ હું જાણું છું.' એવી જ કડકાઈથી સૂર્યકાન્તે જવાબ વાળ્યો. 'પણ એનું પરિણામ સારું નહિ આવે.'

'શું થશે?' રોષભર્યા અવાજે ચંદ્રમોહન બોલ્યો.

'તમારી ઘડેલી મૂર્તિ હું ખંડિત કરી નાખીશ.'

'એટલે?'

'એટલે એ કે વર્ષોની મહેનતથી તમે જે ઊભું કર્યું છે તે હું ધૂળ ભેગું કરી દઈશ.'

ચંદ્રમોહનના દિલમાં આગ વ્યાપી ગઈ પણ એણે ખૂબ શાંતિ જાળવીને પૂછ્યું:

'એથી તમને શો ફાયદો થશે?'

'મને અન્યાય કરો છો તેનો બદલો મને મળી રહેશે.'

'પણ તમે એમ કરશો તેથી તો મારા કરતાં નિર્દોષ પ્રજાને જ વધુ હાનિ પહોંચશે.'

'ના, તમને જ વધુ હાનિ પહોંચશે. આજે લોકો ફૂલ વરસાવે છે તેને બદલે થૂંક ઉડાડશે.'

'પણ લોકોનું એમાં શું ભલું થશે?' આશ્ચર્યકારક શાંતિ જાળવીને ચંદ્રમોહન બોલ્યો.

'મારું તો થશે.'

'તમારું પણ શું થશે?'

'મારી જે બદનામી થઈ છે ને થશે તે ઓછી થવા માંડશે.'

'કે વધવા માંડશે?'

'હું સાવ એકલો નથી.'

'એટલે?'

'મારી સાથે ગામના બે ત્રણ આગેવાનો પણ છે. એક ગ્રામસેવક પણ છે.'

'ખરું કહો છો?'

'માટે જ કહું છું કે મને અન્યાય ન કરો. તમે લોકસેવા માટે જે પગલું ભરો છો તે જ અંતે નુકસાનકારક નીવડશે.'

ચંદ્રમોહન મૂંગો રહ્યો.

'તમે જાણો છો?' સૂર્યકાન્ત બોલ્યો. 'અને......ભાઈનું ચાલે તો તમારું ખૂન કરાવી નાખે? તમારા ઉપર એ કેવી ઝીણી નજરે ટાંપી રહ્યા છે તેની તમને ખબર છે? તમારો એકાદ દોષ પણ એના હાથમાં આવી જાય તો તમને અહીંથી ઉખેડી નાખે.'

'પણ આવે તો ને?'

'આવી જ જશે. નહિ આવે તો ઊભો કરવામાં આવશે.'

'ભલે કરે.'

'તમે જોખમ ખેડો છો ચંદ્રભાઈ!'

'ધમકી આપો છો?' પરાણે દબાવી રાખેલો સાદ ક્રોધથી ફાટી ગયો.

'ધમકી નહિ, સાચું કહું છું. તમારું 'કુમારીમંડળ' બે દિવસમાં જ વિખાઈ જશે ને આવતી કાલે પેલાં સુભદ્રાબેન......'

'તમને કોણે કહ્યું?'

'આખું ગામ જાણે છે.'

'પણ એમાં અયોગ્ય શું છે?'

'એ તો ધીમે ધીમે ખબર પડશે.'

'તમે આટલા ભયંકર હશો એમ મેં નહિ ધારેલું. મારે હવે વધુ વાત નથી કરવી. તમારાથી થાય તે કરી લેજો.' એમ બોલતો ચંદ્રમોહન ઊભો થયો. સૂર્યકાન્તે એનો હાથ ખેંચી એને નીચે બેસાડ્યો ને ધીમે પણ ભયંકર અવાજે કહ્યું:

'શા માટે સર્વનાશ વહોરો છો?'

'તો શું કરું? તમે નચાવો તેમ નાચું?'

'હું એમ નથી કહેતો. મારા પ્રદેશમાં મને કામ કરવા દો.'

'ભ્રષ્ટાચાર ફેલાવવા?'

'તો તમારી ઇચ્છા. આજે મનુભાઈએ 'કુમારીમંડળ'માં

કહ્યું, કે સુભદ્રાબેન આવે છે. એ જાણ્યું છે ત્યારથી ગામમાં કલ્પનાઓ શરૂ થઈ ગઈ છે.'

'ગામ એટલે તમે અને તમારા બે આગેવાનો—ગરીબોને ચૂસનારા અને પ્રજાને રંજાડનારા.'

'એ તમને પણ રંજાડી મૂકશે.'

'ભલે જાનથી મારી નાખે.' ચંદ્રમોહન કંટાળીને ઊભો થઈ ગયો ને સૂર્યકાન્ત એની પાછળ ઊઠ્યો.

થોડેક ચાલ્યા પછી સૂર્યકાન્ત બોલ્યો:

'ચંદ્રભાઈ, એક વાત બની શકે?'

'શું?'

'મને મારા ગામમાં જવા દો. હું ત્રણ મહિનામાં ચુપચાપ ચાલ્યો જઈશ.'

'હવે એક દિવસ પણ નહિ. તમે આ પ્રદેશમાં ઝેરરૂપ છો.'

'તો એનો અનુભવ કરી લેજો.' સૂર્યકાન્ત બોલ્યો અને ઝડપથી ચાલવા લાગ્યો.

બંને ગામ પાસે આવતાં જ જુદા પડ્યા. ચંદ્રમોહન નિવાસ-સ્થાને આવ્યો અને સૂર્યકાન્ત પોતે ધારી રાખેલા બે આગેવાનો પાસે ગયો. ચંદ્રમોહન ઘેર પહોંચ્યો ત્યારે દસેક વાગ્યા હતા. મનુભાઈ ગામના થોડાક જુવાનો સાથે દેશ-પરદેશના રાજકારણની વાતો કરી રહ્યા હતા. ચંદ્રમોહન બારણા બહાર જ ઊભો રહીને સાંભળવા લાગ્યો. એક જુવાન પૂછતો હતો:

'ગાંધીજી યુરોપમાં જન્મ્યા હોત તો ?'

'તો વહેલા ય વધસ્થંભ ઉપર ચડી ગયા હોત.' મનુભાઈએ જવાબ આપ્યો.

'ગાંધીજીની સંયમની વાત નથી સમજાતી.' બીજો જુવાન બોલ્યો.

'આપણે સંયમશક્તિ ગુમાવી બેઠા છીએ એટલે. નહિ તો એ કઠોર ન લાગત અને તેથી એનો વિરોધ પણ ન થાત.'

'પણ ધર્મ અને રાજકારણને ભેળવવાં જ ન જોઈએ.' એક અર્ધદગ્ધ જુવાને સનાતન અભિપ્રાય ઉચ્ચાર્યો.

'એ તો એવી વાત થઈ કે શરીર અને આત્મા એ બંને સાથે ન હોવાં જોઈએ.'

'એમ કેમ ?'

'ધર્મ એ આત્મા છે ને રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, વિજ્ઞાન એ બધાં શરીરો છે. જેમ આત્મા વિનાનું શરીર મડદું છે ને રોગ ફેલાવનારું છે તેમ આ બધાં શાસ્ત્રો જો ધર્મ વિનાનાં હોય તો સંહાર કરનારાં જ છે.'

'પણ ધર્મને લઈને જ આ હુલ્લડો થાય છે ને ?'

'કોણે કહ્યું ? એ તો અધર્મને લઈને થાય છે. ગાંધીજી જે ધર્મને રાજકારણ સાથે ભેળવે છે એ ધર્મમાં નમાજ પઢવાનું કે આરતી વગાડવાનું કે એવું કશું નથી આવતું. એ ધર્મમાં તો બીજાને માટે ઘસાવાનું અને સત્ય ઉપર અચળ રહેવાનું જ આવે છે. એથી હુલ્લડ થાય ? કે હોય તો યે શમી જાય ?'

સાંભળનારને કંઈક સંતોષ થતો જણાયો. ચંદ્રમોહન વધુ વખત બહાર ન ઊભતાં અંદર દાખલ થયો અને બધા જુવાનોએ પ્રેમ અને આદરથી એની સામે જોયું. ચંદ્રમોહન મનનો વિષાદ ભૂલી જઈ નિર્મળ આશાની મૂર્તિ જેવા જુવાનોની સામે જઈને બેઠો. મનુભાઈના જવાબો એણે સાંભળ્યા હતા એટલે એવા ભાવપૂર્વક એણે મનુભાઈ સામે પણ જોયું. મનુભાઈએ એ દૃષ્ટિમાં રહેલા પ્રેમને આદરથી સત્કાર્યો.

●

# ગામનો ધણી

મનુભાઈ અને ચંદ્રમોહન એ બંનેના આશ્ચર્ય વચ્ચે બીજે દિવસે સવારે ગામના અગ્રણી શેઠ લખમીચંદની સાથે સૂર્યકાન્ત એમને મળવા માટે આવ્યો હતો. લખમીચંદ શેઠના મોં ઉપર ન કળી શકાય એવા ભાવો હતા અને સૂર્યકાન્ત અતિશય ખેદમાં ડૂબી ગયો હોય એમ ગંભીર અને ગમગીન લાગતો હતો.

સજ્જનને વટતો આવકાર આપીને ચંદ્રમોહને એ બંનેને બેસવા માટે આસન આપ્યું અને થોડીવાર એ બેમાંથી કોઈ ન બોલ્યું એટલે ચંદ્રમોહને સામેથી જ એમના આવવાનું કારણ પૂછ્યું. સહેજ સંકોચાતા અવાજે લખમીચંદ શેઠે બોલવાની શરૂઆત કરી.

'જુઓ, ચંદ્રભાઈ! બીજું કાંઈ કામ નથી. આ અંદર અંદર કજિયા થાય તે સારું નહિ. એથી તમારા કામને ય ધોકો પહોંચે ને ગામ ઉપરે ય માઠી અસર થાય.'

'કજિયો કંઈ થયો જ નથી.'

'કજિયો જ તો વળી! આપણે શું? જે કરશે તે ભોગવશે. સૂર્યકાન્તે ય તમારી પેઠે જેલ તો સહન કરી જ છે ને? એના ભોગ ઉપર તમારે વિચાર કરવો જોઈએ.'

'પણ તમે કંઈ જાણો છો?'

'એમાં જાણવા જેવું જ શું છે? કોઠી ધોયે કાદવ જ નીકળે. જે થયું તે થયું. હવે સૂર્યકાન્ત ધ્યાન રાખીને રે'શે. જુવાની છે. ભલભલાથી ભૂલ થઈ જાય. તમ જેવા બધા ય તપસ્વી થોડા હોય.'

'પણ ભૂલનો પશ્ચાત્તાપ થવો જોઈએ ને?' અત્યાર સુધી શાંત બેઠેલા મનુભાઈ બોલ્યા.

'તે પશ્ચાત્તાપ થાય જ છે.'

'કોણે કહ્યું?' ચંદ્રમોહન બોલ્યો. 'એ તો મારું બધું કામ અહીંથી ભૂંસી નાખવા માગે છે.'

'એવું બોલ્યો હોય તો એ ઉદ્ધતાઈ કહેવાય.' ઠંડે સ્વરે લખમીચંદ શેઠે જવાબ આપ્યો.

'હું ગઈ કાલે ઉશ્કેરાઈ ગયો હતો.' તુરત જ સૂર્યકાન્ત પણ બોલ્યો.

'તો તમે તમારી ભૂલ સ્વીકારો છો?' ચંદ્રમોહને પૂછ્યું.

'પણ કરી જ ન હોય......'

'તો જવા દો આ વાત. જે થયેલી ભૂલ પણ ન સ્વીકારે તે અમારા સાથે રહી શકે જ નહિ.'

'પણ સ્વીકારે તો?' લખમીચંદ શેઠ બોલ્યા. 'હું એની પાસે હા પડાવી દઉં.'

'આમાં હા પડાવવાનો સવાલ નથી. એના હૃદયમાં પશ્ચાત્તાપ ન ઊગે ત્યાં સુધી બધું નકામું.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'પણ હૃદયમાં ઊગ્યું કેમ કહેવાય?'

'એ કહેવું ન પડે. એ તો આપોઆપ જણાઈ આવે.' મનુભાઈ બોલ્યા. 'તમે એમને ફરીને ગામડાંમાં મૂકશો તેથી ભલીવાર નહિ થાય. તેઓ ફરીને એ જ કરશે.'

'હું ખાતરી આપું તો?' લખમીચંદ શેઠ બોલ્યા.

'આમાં ખાતરી કામ ન આવે.' મનુભાઈનો અવાજ સહેજ કડક થઈ ગયો. 'આ ધીરધારની વાત થોડી જ છે'

'તો આનો કાંઈ રસ્તો?'

'રસ્તો એ જ, સૂર્યકાન્તે હાલ તુરત તો કામ છોડી જ દેવું અને અહીંથી ચાલ્યા જવું.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'એથી શો ફાયદો થશે? નાહક ભાઈબંધ—ભાઈબંધમાં વેર બંધાશે.' લખમીચંદ શેઠ બોલ્યા.

'વેર બંધાશે?' ચંદ્રમોહન બોલ્યો.

'ત્યારે બીજું શું પરિણામ આવે? હવે એ તમારાં છીદ્રાં જોશે.'

'લખમીચંદભાઈ!' મનુભાઈથી ન રહેવાયું. 'જે કાલ રાત્રે સૂર્યકાન્તે કહ્યું એ જ તમારે અત્યારે કહેવું છે ને?'

'ના, ના. હું એમ નથી કહેતો. હું તો કહું છું કે એક બીજાના ગુણ જ જોવા જોઈએ. તમારે પણ, સૂર્યકાન્તની ભૂલ થઇ હોય તો માફી આપવી જોઈએ.'

'પણ માફી માગે છે કોણ?' ચંદ્રમોહન બોલ્યો.

'એ તો લખમીચંદ શેઠ મગાવી આપશે.' મનુભાઈએ જવાબ આપ્યો.

સૂર્યકાન્ત કંઈ પણ બોલ્યા વિના અત્યાર સુધી સાંભળતો હતો. એણે અર્થવાહી આંખે લખમીચંદ શેઠ સામે જોયું. લખમીચંદ બોલ્યાઃ

'તમારે આખી વાતને મશ્કરીમાં ઉડાવી દેવી હોય તો તમારી મરજી. હું તો સૌના ભલા માટે કહું છું. મારો કાંઈ સ્વાર્થ નથી. હું મારાથી થાય એટલી મદદ તમને કર્યા કરીશ.'

'તમારો ઉપકાર.' વાતને સમેટવા માટે મનુભાઈ બોલ્યા.

'પણ આમાં હું સારું પરિણામ જોતો નથી એ કહી દઉં. તમે બહુ હોશિયાર ને ભણેલા ગણેલા હશો પણ હજી દુનિયાદારીનો તમને અનુભવ નથી.'

'ધીમે ધીમે અનુભવ મળી જશે.' મનુભાઈએ જવાબ આપ્યો.

'તે દિવસે અનુભવ આકરો પડશે.' મહા પરાણે દબાવી રાખેલું વચન સૂર્યકાન્ત બોલી ગયો.

'આ પશ્ચાત્તાપ!' મનુભાઈ બોલ્યા.

'તો બીજું શું કરે? તમારે કજિયો જ કરવો હોય તો એનો ઉપાય શું?' લખમીચંદ શેઠ ઠંડે કલેજે બોલ્યા.

'તમે પણ ગજબ કરો છો!' ઉશ્કેરાટને હસવામાં ફેરવી નાખતો ચંદ્રમોહન બોલ્યો.

'ગજબ તો કોઈનું કર્યું થોડું થાય છે! એ તો જે કરશે તે ભોગવશે. આજ સૂર્યકાન્તનો વારો તો આવતી કાલે તમારો વારો. વારા પછી વારો છે ને?'

'તમે પણ ધમકી આપવા માંડી ?' ચંદ્રમોહન બોલ્યો.

'ધમકી શેની ? જે થવાનું છે તે મારે જણાવવું જોઈએ ને ? મેં પણ બહુ વરસ સુધી સાંખી લીધું. હવે કાંઈ મૂકવાનો છું ?'

'શા......બાશ.' ચંદ્રમોહન બોલ્યો. 'તમે આવ્યા ત્યારથી હું આ શબ્દોની રાહ જોતો હતો. અમારા લખમીચંદ શેઠ પગે લાગે ત્યારે જ વધુમાં વધુ ભયકારક છે તે હું જાણું છું.'

'પગે તો હવે કોણ લાગશે એની ખબર પડી જશે, ને આ ખેડુને, ઢેઢ–ભંગિયાને અને ગામના જુવાનિયાને ફટવ્યા છે તેનું યે શું પરિણામ આવશે તે હવે જણાશે.'

'એ તો પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ થશે જ.'

'એમ જ થશે. સૂર્યકાન્ત જેવાની આબરૂના કાંકરા કરો છો તે ભગવાન તમને કોરા મૂકશે ?'

'ભગવાન ?' ચંદ્રમોહન સહેજ હસ્યો. 'લખમીચંદભાઈ ! એક વખત સાચું બોલી દો. વાક્યે વાક્યે ભગવાનને અને નસીબને સંભારો છો, પણ કોઈ દિવસ એનો ડર અનુભવ્યો છે ! કોઈ દિવસ એમ થયું છે કે હવે તો પાપ કરતો પાછું વાળીને જોઉં ?'

'મારે તમારો ઉપદેશ નથી સાંભળવો.'

'એ તો હું પણ જાણું છું. પણ તમે ભગવાનનું નામ લીધું એટલે આટલું પૂછું છું. સૂર્યકાન્તે કાલે મને કહ્યું ત્યારે જ હું સમજી ગયો હતો કે તમે ને દરબાર જીવણસિંહ એને હવે પડખે લેશો ને અમને અહીંથી ઉખેડી નાખવા આકાશપાતાળ એક કરશો.'

'એ...મ?' લખમીચંદ શેઠના અવાજમાં પહેલવહેલો ફેર પડયો અને એ ફેરથી ચંદ્રમોહન ચમકી ગયો. એને લાગ્યું કે પોતે સાંભળ્યું હતું એવા જ લખમીચંદ શેઠ છે. એનાથી લોક ધ્રૂજે એમાં નવાઈ નથી.

'ત્યારે હવે ઊઠશું.' લખમીચંદ શેઠ ઊભા થતાં થતાં બોલ્યા. ચંદ્રમોહન અને મનુભાઈ પણ કંઈ બોલ્યા વિના એમની સાથે જ ઊભા થયા. બારણા તરફ ચાલતાં ચાલતાં લખમીચંદ શેઠ બોલ્યા:

'આમાં સાર નહિ કાઢો.'

'એ તો અમે જાણીએ જ છીએ, પણ થઈ શું શકે? જે ધર્મ લાગે તે પ્રાણના ભોગે પણ કરવું જ જોઈએ.'

'ભલે, ધર્મ કરો ને સુખી થાવ.' લખમીચંદ શેઠ બોલતાં બોલતાં ઊભા રહ્યા અને સૂર્યકાન્ત સામે જોઈને કહ્યું, 'હવે તમે ય તમારો ધર્મ બજાવો.'

'એ તો બજાવવો જ પડશે ને? અમારા ચંદ્રભાઈ જ કહેતા હતા કે મૂંગે મોંએ સહન કરી લેનાર માણસ નહિ પણ ગમાર ગણાય. મારે એમને સાબિત કરવું જોશે કે હું ગમાર નથી.'

'હવે એવું જ બોલ્યા કરવામાં શો સાર છે?' મનુભાઈએ કહ્યું. 'તમને ઠીક લાગે તે તમે કરો ને અમને ઠીક લાગશે તેમ અમે કરશું. છેવટ જે સત્ય હશે તે તરશે અને બાકીનું બધું જ ડૂબી જશે.'

'સાચી વાત છે.' લખમીચંદ શેઠ હસીને બોલ્યા. 'એટલે જ

તમે દશ વરસથી ફીફાં ખાંડો છો ને સરકારનું રૂંવાડું યે ફરકતું નથી.'

'સરકારનું જ શા માટે ? તમારું યે રૂંવાડું ક્યાં ફરકે છે ?' ચંદ્રમોહન બોલ્યો.

'એ હવે ફરકશે. મેં બહુ દિવસ સુધી કડવા ઘૂંટડા પીધા છે. જે પરગણામાં મારા નામની હાક વાગતી તેમાં નાનાં છોકરાં આજે મારો હુરિયો કરે છે તે નથી જાણતો ? તમે એમ સમજો છો કે હું પથરો છું ?'

'અમે એમ સમજતા જ નથી.'

'હું મારા મનમાં રોજ કહેતો હતો કે અત્યારે એનો સમય છે, મારે ગમ ખાઈ જવી. પણ હવે મારો વારો આવ્યો છે. જેણે ફૂલના હાર પહેરાવ્યા છે તે હવે ખાસડાં ન મારે તો જોજો.'

'તો ખાસડાં ખાશું. અમે તો લોકોના ચાકર જ છીએ ને ?'

'ચાકર શેના ? ઘર ભરીને બેસી ગયા છો પછી ચિંતા શેની ? અમે તો કોઈ દિવસ તમારા રહેવામાં, ખાવામાં, ફરવામાં તાણ નથી દીઠી.'

'સાચું છે.' મનુભાઈ ગંભીરતાથી બોલ્યા.

'અને દેખાવ છો સાધુ જેવા, બાકી તો કોણ જાણે શું યે...'

'હવે બહુ થયું.' ચંદ્રમોહન બોલ્યો. 'એ બધું બહાર જઈને હવે બોલજો.'

'હું શું બોલવાનો હતો ? આખું ગામ બોલશે.'

'ભલે બોલે, પણ અહીંયાં અત્યારે શું છે ?' મનુભાઈ બોલ્યા.

'અત્યારે શા માટે નહિ ? તો મને રજા આપવાનું શું પ્રયોજન છે ?'

'છે.' ચંદ્રમોહન બોલ્યો, અને એની આંખ લાલ થઈ ગઈ. સૂર્યકાન્ત ડર્યો હોય એમ સહેજ પાછળ હઠી ગયો.

'ચાલો લખમીચંદ શેઠ, હવે વાત પૂરી કરો અને પધારો.' મનુભાઈ બોલ્યા અને ગામના ધણી જેવા લખમીચંદ શેઠ કંઈ બોલ્યા વિના બારણા તરફ ચાલવા લાગ્યા.



# સુભદ્રાબેન આવ્યાં

લખમીચંદ શેઠ અને સૂર્યકાન્તને વિદાય આપી બંને મિત્રો ચિંતાતુર વદને બારણા પાસેજ ઊભા રહ્યા.

'આ પણ અણકલ્પી જ આફત આવી છે ને?' ચંદ્રમોહન બોલ્યો.

'આપણો સમાજ જોતાં આ અનિવાર્ય છે.'

'ક્યાં બ્રિટિશ સલ્તનંતને ઉખેડવાનો સવાલ અને ક્યાં આ સૂર્યકાન્તનો સવાલ?' ઉદ્ગાર કાઢતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો. 'હિંસક ક્રાંતિમાં આટલું સુખ. આવા પ્રશ્નો ત્યાં ઊઠે જ નહિ.'

'ત્યાં વળી બીજા પ્રશ્નો ઊઠે. પ્રશ્નો તો હોય એટલે ઊઠે જ ને! પ્રશ્ન ન હોય તો તો કોઈ પ્રવૃત્તિની જરૂર જ શા માટે પડે?'

'પણ આપણી સ્થિતિ તો વિચિત્ર છે. આ લખમીચંદ શેઠ, જેની સામે ગામની કોઈ જુવાન યુવતી નિર્ભયપણે ચાલી નથી શકતી તે પણ કેવી વાતો કરી શકે છે?'

'સૂર્યકાન્ત માટે પણ તમને એવું નથી થતું?'

'થાય જ છે. પણ આ લખમીચંદ તો ગજબ છે.'

'કોઈ ગજબ નથી. આપણી પ્રજાનું માનસ જ ભ્રષ્ટ બન્યું છે. તમે જોજો ને, સૂર્યકાન્તની વાત પ્રચાર પામશે કે તુરત જ લોકો આપણા ઉપર ધસી આવશે.'

'સૂર્યકાન્ત પણ ભયાનક નીવડ્યો.'

'મને એનું આશ્ચર્ય નથી. આ પ્રવૃત્તિ જ એવી છે.'

'એટલે ?'

'એટલે જો ગાફેલ રહીએ તો મરી જ જઈએ.'

વાત ચાલતી હતી ત્યાં જ સામેથી મજૂર પાસે સામાન ઉપડાવીને આવતાં સુભદ્રાબેન દેખાયાં. એમની આસપાસ ગામના નાના વિદ્યાર્થીઓ પણ હતા.

બંને મિત્રોનાં મોં ઉપર નિખાલસ સ્મિત છવાયું અને તેઓ સામે ગયા.

'આવી પહોંચ્યાં ?' ચંદ્રમોહન હસતો હસતો બોલ્યો.

'છૂટકો છે ? તમે તો નહોતા ઇચ્છતા પણ મારે આવવું હતું એટલે આવું જ ને ?' સુભદ્રાબેન બોલ્યાં અને ઘરમાં દાખલ થયાં. સામાન વગેરે ઠેકાણે મૂકીને આજુબાજુ જોતાં બોલ્યાં:

'આ તમારો આશ્રમ ?'

'આશ્રમ નહિ, ઘર.'

'ઘર જેવું આમાં શું છે ? બધી દીવાલો કોરી છે ને ચારે ય ખૂણા સાફ પડ્યા છે.'

બંને મિત્રો હસ્યા.

'તમે બે જ રહો છો ?

'સામાન્ય રીતે, અને અસામાન્ય રીતે આખું ગામ.'

'આખું ગામ ?'

'હાસ્તો. આ ઘરનાં બારણાં બંધ થતાં જ નથી.'

'મકાન તો બહુ મોટું છે.' આજુબાજુના ઓરડા જોતાં સુભદ્રાબેન બોલ્યાં.

'હા, ગામના પ્રતાપે.'

'પુસ્તકાલય પણ રાખ્યું છે શું ?'

'બધું જ આમાં છે.' ચંદ્રમોહન બોલ્યો અને મકાન બતાવવા માટે આગળ ચાલ્યો.

'આ મનુભાઈની ઓરડી.' એક બાજુ ખાદીનું આસન અને ઢાળિયું પડયું હતું ને દોરી ઉપર એક જોડ લૂગડાં ટિંગાતાં હતાં તે ઓરડી બતાવીને ચંદ્રમોહન બોલ્યો.

'આ ખાદીકાર્યાલય.' એક લાંબી પરસાળ હતી, જ્યાં રેંટિયા પડેલા હતા અને અત્યારે ત્રણ–ચાર ડોસીઓ કાંતી રહી હતી તે બતાવ્યું.

'અને આ રસોડું.' એક નાનકડી ઓરડી હસતાં હસતાં ચંદ્રમોહને ઉઘાડી. સુભદ્રાબેને એ ઓરડી ઝીણવટથી જોઈ. બે નાની સગડી, થોડાંક વાસણ અને પાણીનું માટલું પડયાં હતાં.

'તમારી ઓરડી ?' સુભદ્રાબેને ચંદ્રમોહનને પૂછયું.

'આ બધી જ.' ચંદ્રમોહન હસ્યો.

'આ બે ઓરડા ખાલી છે ને ?'

'એ તમારા જેવાં માટે.'

'વાહ, સગવડ તો સરસ છે.'

'એ તો રહેશો એટલે ખબર પડશે.'

'બહેનો તો અહીં બહુ નહિ આવી શકતી હોય.'

'આવે કોઈ વખત, પણ 'કુમારીમંડળ' માટે મકાન જ જુદું રાખ્યું છે.'

'ગામની વસ્તી કેટલી હશે?'

'વીશેક હજાર.'

'ત્યારે તો શહેર પણ નહિ અને ગામડું પણ નહિ.'

'અથવા તો બંને.' મનુભાઈ બોલ્યા.

'ભૂખ્યાં થયાં છો કે નહિ?' ચંદ્રમોહને હસતાં હસતાં પૂછ્યું, 'મનુભાઈ હમણાં ભાખરી પકાવી નાખશે.'

'હાથે જ પકાવો છો? તો તો આજ મારે પકાવવું જોઈએ. હું બેન છું ને?'

'પણ મહેમાનેય છો ને?' મનુભાઈએ કહ્યું અને તુરત જ એ રસોડા તરફ ચાલ્યા. ચંદ્રમોહન અને સુભદ્રાબેન બેઠકના ઓરડામાં જઈને નિરાંતે બેઠાં.

'એક આશ્ચર્ય થાય છે તે પૂછી લઉં?' સુભદ્રાબેન બોલ્યાં.

'જરૂર પૂછી લો.'

'તમે આટલી સાદી રીતે રહેતા હશો એવી તો મને કલ્પના પણ નહોતી. તમારું નામ તો બહુ મોટું થઈ ગયું છે.'

'એ ખોટી રીતે.'

'ખોટી રીતે કે સાચી રીતે એ તો બીજો સવાલ, પણ તમે

નાનકડા નેતા કહેવાઓ છતાં સૈનિકની માફક રહો છો એમ તો મારે કહેવું પડશે.'

'હું તો નેતા નથી જ, પણ હોઉં તો યે નેતા એ સૈનિક ન કહેવાય?'

'કહેવાય તો ખરો, પણ આજે એમ રહે છે કોણ? તમારા પ્રત્યે પ્રજાની ભક્તિનું કારણ જ આ હશે.'

ચંદ્રમોહન કંઈ બોલ્યો નહિ.

'કેટલા મિત્રો આ પ્રદેશમાં છો?' સુભદ્રાબેને પૂછ્યું.

'બહારથી આવેલા આઠ અને આ પ્રદેશમાંથી આખા જીવનના વ્રતધારી એવા ચાર.'

'એટલે બધા મળીને બાર?'

'હા, ચોવીસે કલાક કામ આપનાર બાર. એમાં એક ભાઈ ગઈ કાલે ઓછા થયા.' બોલતાં બોલતાં ચંદ્રમોહનનું મોં સહેજ પડી ગયું.

'શા માટે?' સુભદ્રાબેને સહજ રીતે પૂછ્યું.

'એ કોઈ વખત કહીશ. અત્યારે અગિયાર ભાઈઓ કામ ઉપર છીએ.'

'બહેન એક પણ નહિ?'

'એક ખરાં.'

'કોણ છે?'

'છે તો નહિ, પણ કદાચ થાય.'

સુભદ્રાબેન હસી પડ્યાં.

'તમે નાહી ધોઈને તો નહિ નીકળ્યાં હો.'

'ના.'

'ત્યારે એ પતાવો.' ચંદ્રમોહન ઊઠ્યો અને સુભદ્રાબેનને નહાવાની ઓરડી ઉપર લઈ ગયો. એ ગયાં એટલે ચંદ્રમોહન વિચાર કરતો બેઠકના ઓરડામાં આંટા મારવા લાગ્યો. સૂર્યકાન્તનો બનાવ અને સુભદ્રાબેનનું આવવું એ બંને સાથે બન્યું તેથી એને ચિંતા થવા લાગી. એણે પોતાના મનને ઘણું યે મનાવ્યું કે 'મારે ચિંતા કરવા જેવું કશું જ નથી. આખરે સત્ય જ તરશે ને બીજું બધું ડૂબી જશે' છતાં ચિંતા થવા લાગી.

સુભદ્રાબેન નાહીને આવ્યાં નહોતાં ત્યાં જ ગામમાંથી એક જુવાન ચિંતાતુર વદને ચંદ્રમોહન પાસે આવ્યો અને ધીમે રહીને પૂછવા લાગ્યો: 'સૂર્યકાન્તભાઈની વાત સાચી? તમે એમને રજા આપી?'

'હા, કેમ?'

'ગામમાં વાત પ્રસરવા લાગી છે. એના છાંટા બીજાને પણ ઊડશે. લોકો બીજા વિષે પણ હવે એવું ધારશે.'

ચંદ્રમોહન ગંભીર બનીને સાંભળી રહ્યો. સૂર્યકાન્ત દુશ્મનાવટ કરશે એ વિચારમાં લોકો ઉપરની અસરને એ ઘડીભર ભૂલી ગયેલો. એને તુરત જ થયું કે 'મારે પોતે જ લોકો પાસે સાચી હકીકત મૂકી દેવી જોઈએ અને લોકોને કલ્પના કરતાં રોકવાં જોઈએ.' એણે પેલા જુવાનને કહ્યું:

'આવતીકાલે ગામના મુખ્ય માણસોને આપણે અહીં બોલાવશું.'

'એમ કરો તો સારું, નહિ તો લખમીચંદ જેવા આપણને છૂંદી નાખશે.'

ચંદ્રમોહને એને વિદાય આપી અને તુરત જ આ સમાચાર મનુભાઈને આપવા માટે એ રસોડામાં ગયો. મનુભાઈ શાંતિથી ભાખરી પકાવી રહ્યા હતા. ચંદ્રમોહને વાત કરી એટલે એ બોલ્યા:

'મુખ્ય મુખ્ય માણસોને સાચી વાત કરી દેવી એ સારું છે. પણ એ વિષે ચિંતા કરવાની જરૂર નથી.'

'ચિંતા 'કરવી' થોડી પડે છે? એ તો થાય જ.'

'તો તો કામ કેમ થઈ શકે? અને આપણું મન પણ એવી મેલી વાતોને જ સ્પર્શ કરતું રહે.'

ચંદ્રમોહન ન બોલ્યો. છેલ્લા ત્રણ ચાર દિવસમાં આ રીતે મનુભાઈ પાસે મૂંગા બની જવાનું બન્યા જ કરતું હતું. ચંદ્રમોહનને હજી સ્પષ્ટપણે નહોતું લાગ્યું, પરંતુ જે પ્રશ્નો હમણાં ઊઠતા હતા તે પ્રશ્નોમાં મનુભાઈ વધુ સમજે છે એવો અસ્પષ્ટ ભાવ તો એના મનમાં વસી જ ગયો હતો અને તેથી આવી દરેક વાત મનુભાઈ સાથે ચર્ચાય એમ એ ઇચ્છતો હતો.

'આવતી કાલે લોકોને બોલાવશું?' ચંદ્રમોહને પૂછ્યું.

'આવતી કાલે બોલાવીએ. આજે બોલાવો તોપણ વાંધો નથી.'

'સુભદ્રાબેન આ જાણશે તો ભારે આઘાત પામશે, ખરું?'

'આઘાત તો પામે જ ને? પણ એથી એ હઠી જાય એમ

હું નથી. માનતો પહેલી નજરે જ જણાઈ આવે છે કે એ કસાયેલાં સૈનિક છે.'

'તમને એમનો કંઈ પરિચય છે?'

'જરા પણ નહિ. આજ સુધી માત્ર નામ જ સાંભળેલું, પણ કુમારિકા છે એટલું જાણું છે.'

'એ તો દેખાય જ છે.'

'એ અહીં રહે એમ તમને લાગે છે?'

'આજે જ કેમ ખબર પડી શકે? બે ચાર દિવસ પછી જાણી શકાય.'

'કેમ, ભાખરી થઈ ગઈ કે?' એમ બોલતાં સુભદ્રાબેન રસોડા તરફ આવ્યાં ને બંને મિત્રોની વાત પૂરી થઈ.



# અંતર-ખોજ

પિતાની ટપાલનો જવાબ ચંદ્રમોહને આપ્યો નહોતો ત્યાં સુભદ્રાબેન આવ્યાંની સાંજે જ પિતાનો તાર આવી પડ્યો. 'જલદી આવ, અથવા હું આવું છું' તારનો એ ભાવાર્થ હતો. આગના તણખા જેવો ચંદ્રમોહન આ ઉપરાઉપરી બનાવોથી જાણે ઢીલો પડી ગયો. એણે સહેજ વિચારીને તુરત જ પિતાને તારથી જણાવ્યું કે 'તમે આવશો નહિ, હું બે ત્રણ દિવસમાં આવું છું.' એમ કરીને એ ચિંતાને સહેજ દૂર કરી, અને બીજે દિવસે સૂર્યકાન્ત વિષેની સાચી માહિતી આપવા ગામના મુખ્ય મુખ્ય માણસોને બોલાવવાની તજવીજ કરવા માંડી. મનુભાઈની સલાહથી જે ગામોમાં થાણાં નાખ્યાં હતાં ત્યાંના ગ્રામસેવકોને અને દરેક ગામના બે મુખ્ય માણસોને પણ આવી જવાના ખબર પહોંચાડ્યા.

તે દિવસની રાત પડી ત્યારે મનુભાઈએ ચંદ્રમોહનને સચેત કર્યો.

'આવતી કાલ માટે તમે તૈયાર છો ને?'

'તૈયાર?'

'લોકોની શંકાઓને નિવારવી પડશે અને આમાં તમારી જવાબદારી પણ છે તેનો એકરાર પણ કરવો પડશે ને ?'

'બરાબર છે.' ચંદ્રમોહન બોલ્યો અને ગંભીર થઈ ગયો. અગ્રણી એટલે શું તેની હવે તેને ખબર પડવા માંડી હતી. આજ સુધી એ કાર્ય, બલિદાન, વક્તૃત્વ અને રાષ્ટ્રભાવના ઉપર જ મુસ્તાક હતો, આજે ઘણી નવી વસ્તુઓ એની સામે આવી પડી.

રાતના દસેક વાગી ગયા હતા ને સુભદ્રાબેન આવ્યાં હતાં છતાં એ બહાર ફરવા ચાલી નીકળ્યો. એને એમ થયું કે આ ગંભીર પ્રશ્નને જો હું સર્વ રીતે નહિ સમજી લઉં તો આવતી કાલે લોકોની અને મારા સાથીઓની શંકાઓને દૂર કરી શકીશ નહિ, અને આ પ્રદેશના આગેવાન તરીકે બેજવાબદાર ઠરીશ. વિચાર-ની ગંભીરતા ધારણ કરીને એ જ્યારે ગામ બહાર આવ્યો ત્યારે ઘોર અંધારું જામેલું હતું. નજીકનાં વૃક્ષો પણ અંધકારમાં ભળી ગયાં હતાં. ભીષણ શાંતિમાં કોઈ કોઈ વખત શિયાળના રડવાનો અવાજ સંભળાતો હતો. એ ત્યાંથી ત્રણેક માઈલ દૂરના રેલવેપુલના રસ્તે ધીમે પગે ચાલવા લાગ્યો. એની સાથે કે આજુબાજુ કોઈ નહોતું. કરોડ કરોડ હીરાઓથી મઢેલા આકાશની નીચે એ એકલો વિચાર-મગ્ન દશામાં ધીમે પગલે ચાલતો હતો.

કેટલાં બધાં વર્ષો પછી આજે આ રીતે એ એકલો નીકળ્યો હતો ! લડતના આરંભમાં આ રીતે એક ગામથી બીજે ગામ એ નીરવ રાત્રીમાં મુસાફરી કરતો હતો. એ વખતે એ રાતના અંધારાને ગુલામી સાથે સરખાવતો હતો અને એ અંધારું ભેદીને સવારે સૂર્ય ઊગવાનો જ છે એવા વિશ્વાસની પેઠે સ્વરાજની સાધનામાં એ વિશ્વાસ વધારતો હતો.

લગભગ એક માઈલ ચાલ્યો ત્યાં સુધી તો મનની સ્થિતિ

ડામાડોળ જ રહી; એકાદ વખત તો પાછા વળી જઈ મનુભાઈનું મંતવ્ય જાણી, જલદી નિર્ણય કરી લેવાની ઇચ્છા થઈ આવી; પણ આજે ઘણા સમયે એને આવું એકાંત મળ્યું હતું એટલે એનો નિરાંત-ભૂખ્યો અંતરાત્મા જાણે ના પાડતો હોય એમ છેવટે એણે આગળ વધવાનું જ નક્કી કર્યું અને આ ગંભીર પ્રશ્નને વિચારવા માંડ્યો. એના મનમાં સૌથી પ્રથમ ખ્યાલ તો આ પ્રશ્નમાં પોતાની જવાબ-દારી કેટલી એનો આવ્યો. મનુભાઈએ, અને પેલા સૂર્યકાન્તે પણ, એને ભાન કરાવ્યું હતું કે એ અગ્રણી છે. એ પોતે તો માનતો જ હતો કે પોતે અગ્રણી છે, પણ અગ્રણી છે એટલે ?

તુરત જ, પોતે સૂર્યકાન્તને સમજાવીને ગામડામાં મોકલ્યો હતો અને ગામલોકોને ' તમે એને તમારો ભાઈ માનજો, કુટુંબી માનજો ' એમ કહ્યું હતું તે શબ્દો યાદ આવી ગયા. એક કલાક પહેલાં આ પ્રશ્નને લઈ મનમાં જે દર્દ પેદા નહોતું થયું તે હવે થવા લાગ્યું. જાણે પોતાથી જ ગુનો થયો હોય એમ એ અંધકારની પાસે પણ એને મોં છુપાવી દેવાની ઇચ્છા થઈ આવી.

એ વિચારતો ગયો તેમ તેમ એને લાગવા માંડ્યું કે ' સૂર્ય-કાન્ત કરતાં યે મોટો ગુનેગાર તો હું. મેં વિશ્વાસ ન આપ્યો હોત તો લોકો એને પોતાના ઘરમાં પેસવા દેત ? ' ચંદ્રમોહનને ખાતરી થઈ ગઈ કે જે બાર જણનું મંડળ લઈને એ બેઠો હતો એ મંડળના એકે એક દોષની જવાબદારી એની જ ગણાય.

' બરાબર, બરાબર. ' એનું બુદ્ધિશાળી મન બોલતું હતું. ' એનાં કાર્યની પ્રશંસા તું લે છે, કીર્તિ તું લે છે, લોકોની વર-માળ તારા કંઠમાં પડે છે તો આ બદનામીની તું ના પાડી શકીશ ? ' ચંદ્રમોહનને થયું કે સૂર્યકાન્તે જે કર્યું છે તેમાં હું એના જેટલો જ, એથી યે વધારે, હિસ્સેદાર છું.

અને તુરત જ પશ્ચાત્તાપની ભાવના એના દિલમાં ઊલટી આવી. સૂર્યકાન્તને આકરા શબ્દો કહ્યા હતા તે ન કહ્યા હોત તો સારું હતું એમ થવા લાગ્યું. 'લખમીચંદને પણ મારે શા માટે કહેવું જોઈતું હતું ?' મન આર્દ્ર બનવા લાગ્યું. 'હું પોતે જ વાંકમાં હતો. મનુભાઈએ સાચું કહ્યું હતું. એનો દોષ તે આપણો જ દોષ ગણાય. 'આપણો' નહિ, મનુભાઈનો નહિ, મારો દોષ ગણાય. સૂર્યકાન્તના દોષ ઉપર મારે આંખને લાલ કરવાની હોય કે પોક મૂકીને રડવાનું હોય ?' નમ્રતાની એક પછી એક સરવાણીઓ હૃદયમાંથી ફૂટવા લાગી. 'હું રોષમાં હતો એટલે જ સૂર્યકાન્તને પશ્ચાત્તાપ ન થયો. મારી આંખ ક્રોધથી લાલ થયેલી જોવાને બદલે આંસુથી ઊભરાયેલી જોઈ હોત તો એનું હૃદય પીગળી જાત અને એનામાં વેર જન્મી જ ન શકત.'

પોતે શા માટે આવ્યો છે તે ભૂલી જઈને ચંદ્રમોહન ઊંડા આત્મમંથનમાં ઊતરી ગયો. એણે સાંજે જ સાંભળ્યું હતું કે સૂર્યકાન્ત રાતની ગાડીમાં મુંબઈ જતો રહેવાનો છે એટલે હવે એને મળાય એમ તો નહોતું જ, છતાં એક વખત એની પાસે પોતાનું દુઃખ પ્રગટ કરવાની ઇચ્છા થઈ આવી.

રાત દબાતે પગલે ચુપચાપ પસાર થઈ રહી હતી અને ચંદ્રમોહન પોતાના ગામથી ત્રણ માઈલ દૂરની નદીની રેતમાં આવી પહોંચ્યો હતો. નદી સુક્કી હતી; પવન શાંત હતો એટલે નદીની રેત શાંત પડી હતી. થોડેક દૂર રેલવેનો પુલ હતો પણ ત્યાં ન જતાં ચંદ્રમોહન નદીની રેતીમાં જ વિચાર કરતો બેસી ગયો.

પશ્ચાત્તાપનો ભાવ સહેજ શાંત પડતાં આવતી કાલની સભાના વિચારો એને આવવા લાગ્યા. શું કહેવું તેની તૈયારી કરવા માટે

જેમ જેમ વિચારવા લાગ્યો તેમ તેમ મનમાં જાણે કૂંડાળાં થવા લાગ્યાં. એક પણ વિચારનો છેડો આવતો જ નહોતો. એટલે છેવટે 'ભગવાન જે સુઝાડે તે' એવું નક્કી કરતાં એણે આકાશ ઉપર નજર ફેરવી. ઈશ્વર આકાશમાં ત્યારે હતો કે નહિ તેની ઈશ્વરને ખબર, પણ ચંદ્રમોહનને એ ઘડીએ જાણે કોઈ આશ્વાસન આપતું હોય એવી શાંતિ જણાવા લાગી. એ એકલો હતો, છતાં એકલો નથી એવું એને થવા લાગ્યું.

લગભગ બાર વાગે આકાશની કોર ઉપરથી ચંદ્ર ઉપર ચડવા લાગ્યો ત્યારે નદીની રેતીમાં, કાંઠાનાં વૃક્ષોના મોટા મોટા પડછાયા પડવા લાગ્યા અને આખી કુદરત હમણાં પોતાના રત્નભંડારો ખુલ્લા કરશે એવું થયું ત્યારે ચંદ્રમોહન ત્યાંથી ઊઠ્યો અને વિચાર કરતો, દિલમાં ઈશ્વરની સહાય ઇચ્છતો ને મનમાં નમ્રતા ધારણા કરતો પોતાના નિવાસસ્થાન તરફ ચાલવા લાગ્યો.

એ ઘેર આવ્યો ત્યારે મધરાત વીતી ગઈ હતી અને આખું ગામ કોઈના વિશ્વાસે શાંત થઈને સૂતું હતું. કોઈ કોઈ સ્થળે કમનસીબ પોલીસ જાગતો ઊભો હતો અને આવનાર જનારને પડકારતો હતો. ચંદ્રમોહને આવી રાતે પોતાના ગામને તો ઘણીવાર જોયું હતું પણ આજે એ એટલો બધો ગંભીર હતો કે ગામની શાંતિમાં પણ એને એક પ્રકારની ગમગીની અને સ્તબ્ધતા દેખાતી હતી.



# ગ્રામનાયકોની સભા

લગભગ પચાસ જેટલા માણસો શાંતિથી બેઠા હતા. સૌનાં મોં ઉપર પ્રસંગને અનુરૂપ ગંભીરતા અને દુઃખની છાયા પડેલી હતી.

સુભદ્રાબેને હજી સુધી વાત જાણી નહોતી, પરંતુ તે પણ વાતાવરણની ગંભીરતાને પામી જઈ ગમગીન દેખાતાં હતાં. મનુભાઈની આંખ જમીન ઉપર જ ખોડાયેલી હતી. ચંદ્રમોહન ઘડીમાં દુઃખી, ઘડીમાં હતાશ અને ઘડીમાં અતિશય વિનમ્ર દેખાતો હતો. પ્રયત્નપૂર્વક મનના ભાવોને દબાવતો હતો છતાં કોઈ વખત એકલી મૂંઝવણ જ એના મોં ઉપર ફરી વળતી હતી.

ટાંચણી પડે તોપણ સંભળાય એવી શાંતિ છવાઈ ગઈ ત્યારે લગભગ એક સો આંખો અનિમિષ રીતે ચંદ્રમોહનના મોં ઉપર મંડાઈ રહી. લગભગ બધા માણસો એકઠા થવાનું કારણ જાણતા હતા. ચંદ્રમોહનની વાણીમાંથી એ પ્રસંગ શી રીતે પ્રગટ થશે એ જાણવાની જ માત્ર જિજ્ઞાસા રહી હતી. ચંદ્રમોહન પોતાના મનમાં જાણે કહેવાની વસ્તુને ઘૂંટી રહ્યો હોય એમ એનું મોં ગંભીર અને કંઈક સખત બનતું જતું હતું. મૌન સૌ કોઈને જ્યારે અસહ્ય થવા લાગ્યું ત્યારે ચંદ્રમોહનના મુખમાંથી ગંભીર શબ્દો

સરવા લાગ્યા. એ જેમ જેમ બોલતો ગયો તેમ એના મન ઉપરની મૂંઝવણ અને હતાશા વીખરાવા લાગી. એના હૃદયની વાણીથી સામે બેઠેલાઓ જેમ જેમ ભિજાતા હતા તેમ તેમ એનામાં નવું જીવન પુરાતું હોય એમ એનો અવાજ વેધક થવા લાગ્યો. લગભગ એક કલાક સુધી એણે પોતાની આંતરવેદના ઠાલવી અને પોતાના સ્વજન જેવા લોકોને અંતે કહ્યું:

'આ બધું સંઘરી રાખના નહિ. જેમ વ્યક્તિના ખાનગી જીવનમાં કરુણ પ્રસંગો આવી જાય છે તેમ સેવાજીવનમાં પણ આવી જાય છે. સૂર્યકાન્તને અને એના કાર્યને ભૂલી જજો. એણે જે દોષ કર્યો છે તેમાં એના પછી સૌથી મોટો ગુનેગાર હું છું, કારણ કે હું અગ્રણી હતો. હું વિશુદ્ધ હોત અને મારી નિર્મળ આંખો ચારેકોર ફરતી હોત તો આ સ્થિતિ ઊભી ન થાત. તમે મારા વચન ઉપર વિશ્વાસ મૂકી એને તમારા ઘરનો મહેમાન બનાવ્યો તેમ જ તમારો કુટુંબી માન્યો, એટલે સૂર્યકાન્ત કરતાં યે તમારો ગુનેગાર તો હું જ વધારે છું. સાચું કહું તો આવું બને-બની શકે એવી મને કલ્પના પણ નહોતી. જ્યારે મેં મનુભાઈ પાસેથી જાણ્યું ત્યારે મારાથી માની શકાયું નહિ. મેં મનુભાઈને કહ્યું કે સેવામય જીવનમાં આમ બની શકે નહિ. મનુભાઈએ મને કહ્યું કે 'સેતાન સેવકોનો ભેદ નથી રાખતો. એ તો જ્યાં સગવડ દેખે ત્યાં પોતાનો પંજો લગાવે છે.' મને આ સાચું લાગ્યું. જેમ જેમ હું વિચારતો ગયો તેમ તેમ એ વધુ સાચું લાગ્યું.

'અને એ સાથે જ, હું કેવી મહાન જવાબદારી લઈને અહીં બેઠો છું તે પણ મને સ્પષ્ટ થઈ ગયું. હું આ પ્રસંગને અંતે એટલું જ કહેવા ઇચ્છું છું કે મારા સાથીના પરિણામે અમારા સેવાજીવન

ઉપર જે ડાઘ પડ્યા છે તે અમે અમારા વિશુદ્ધ સેવામય જીવનથી ધોઈ નાખશું ને આ પાપનું પ્રાયશ્ચિત્ત કરશું.'

ચંદ્રમોહને પૂરું કર્યું ત્યાં સુધીમાં કે તે પછી પણ, એક પણ ગ્રામજન કે ગ્રામસેવક, કોઈ કશું બોલ્યું નહિ. સૌએ પ્રસંગને યોગ્ય ગાંભીર્ય ધારણ કરી ચંદ્રમોહનની વેદના સાંભળી લીધી. ચંદ્રમોહનનું કહેવાનું પૂરું થયા પછી બીજા કોઈને બોલવાનું કે કહેવાનું હતું જ નહિ છતાં બધા માણસો ચુપચાપ બેસી જ રહ્યા, જાણે થયેલા ગુનાનું નિવારણ શોધવા પ્રાર્થના કરતા હોય!

પાંચેક મિનિટ વીત્યા પછી મનુભાઈ પોતાની જગ્યાએથી ચંદ્રમોહન પાસે આવ્યા અને ધીમેથી એના કાનમાં સુભદ્રાબેન વિષેના સમાચાર લોકોને જણાવવાનું કહ્યું. ચંદ્રમોહને એક નજર સુભદ્રાબેન ઉપર ફેંકી. સુભદ્રાબેન ત્યારે આંખો ઢાળીને બેઠાં હતાં. ચંદ્રમોહનની નજર એમના તરફ ફરતાં જ બેઠેલા લગભગ સૌની નજર સુભદ્રા-બેન તરફ વળી. મનુભાઈ પણ અતિશય દુઃખિત અને ગંભીર મુખમુદ્રાએ સૌની સાથે એમને જોઈ રહ્યા.

સુભદ્રાબેન ગઈ કાલે જ હજી આવ્યાં હતાં અને આજ સાંજ સુધીમાં એ દેખાયાં હતાં તેથી અત્યારે તદ્દન ઊલટાં લાગતાં હતાં. અત્યાર સુધીનો એમનો પરિચય એક તેજસ્વી કુમારિકા તરીકેનો હતો. એમના મોં ઉપર બુદ્ધિની ચમક તેમ જ હૃદયની સ્થિરતા અને વિશાળતાની રેખાઓ તો ત્યારે પણ હતી, પરંતુ અત્યારે એ રેખાઓ ઉપર દુઃખની જે છાયા પડી હતી તેમાં એમની વય કરતાં એ વિશેષ જ્ઞાન અને અનુભવ હોય એવું દેખાતું હતું. સૌની આંખો પોતાના ઉપર સ્થિર થઈ રહી છે એવું જણાતાં જ સુભદ્રાબેને મોં ઊંચું કર્યું અને જે પ્રદેશમાં એમનું મન ત્યારે ગતિ

કરી રહ્યું હતું ત્યાંથી જાણે એને પાછું બોલાવી લઈ મોં ઉપર સ્વસ્થતાના ભાવો ધારણ કરી લીધા.

ત્યાં બેઠેલા તમામ લોકોએ એમના મોં ઉપરના આ ફેરફારોને જોયા. સૌ કોઈને એટલું તો લાગ્યું કે સુભદ્રાબેન કોઈ સામાન્ય કુમારિકા નથી, પણ મનુભાઈના મનમાં બીજા બધા કરતાં કંઈક જુદા જ ભાવો પેદા થયા. ગોપાળભાઈના મોં ઉપર એણે જે સાત્ત્વિક વેદના કોઈ કોઈ વખત જોઈ હતી અને ચંદ્રમોહનના મોં ઉપર નિશ્ચયનું તેજ કોઈ કોઈ વખત દેખાતું હતું તે એકસાથે જ એણે સુભદ્રાબેનના મોં ઉપર જોયું અને જેની સાથે આજ સુધીમાં કોઈ જાતનો પરિચય થયો નથી; જે કોણ છે, ક્યાંનાં છે તે કશું હજી જાણ્યું નથી તે સુભદ્રાબેન એનાં આત્મીય જન હોય એવો ભાવ એના મન ઉપર વસી આવ્યો.

ચંદ્રમોહનને તો પ્રથમ પરિચયથી જ સુભદ્રાબેન વિષે માનની બુદ્ધિ હતી એટલે એના મનોભાવમાં એ વખતે કશો ફેર ન પડ્યો. માત્ર એમના મોં ઉપર જે ગાંભીર્ય જોયું તે ગાંભીર્યે એમની ઓળખાણ આપવામાં ચંદ્રમોહનની જીભ ઉપર જાણે દેવી સરસ્વતીને બેસાડી દીધાં. એણે ધીરગંભીર સ્વરે લોકો સમક્ષ સુભદ્રાબેનની ઓળખાણ આપી અને બહુ લાંબા વખત થયા એના મનમાં જે ઋણભાર રહ્યો હતો, ચૂંટણીજંગની સફળતામાં સુભદ્રા-બેને આપેલા હિસ્સાનો, તે આજે તેણે હૃદયના ઉત્કટ ભાવોના શણગાર સાથે લોકો સમક્ષ પ્રગટ કર્યો. ચંદ્રમોહન બોલતો હતો ત્યારે મનુભાઈની નજર ચંદ્રમોહનના મોં ઉપર જ મંડાયેલી હતી અને એ નજરમાં હમેશાં જે જાગૃતિનો અથવા તો ભયમાંથી બચી જવાનો ભાવ રહેતો તે આજે ખસી ગયો હતો. એને એમ લાગતું

હતું કે ચંદ્રમોહન જે શબ્દો બોલે છે તે યથાર્થ છે, એમાં અતિશયોક્તિ છે જ નહિ.

સુભદ્રાબેને ફરી પાછી પોતાની આંખો ઢાળી દીધી હતી. એમના મોં ઉપર એ વખતે વિશુદ્ધ કમળના ભાવો જ દેખાતા હતા. ચંદ્રમોહન તરફથી છંટાતું નિર્મળ નીર જાણે સ્પર્શ કરી કરીને ફરી પાછું સરોવરમાં જ જઈ પડતું હોય એવા મનોભાવ એમના મોં ઉપર તાદૃશ થતા હતા. લોકો અને ગ્રામસેવકોનાં દિલ ઉપર તો ઊંડી અસર થઈ હતી. તેઓ તો એમ માની રહ્યા હતા કે એના પ્રદેશમાં સાક્ષાત્ સરસ્વતી અને શક્તિ એક સાથે જ આવીને હવે વસવાનાં છે. લગભગ દસેક મિનિટ સુધી ચંદ્રમોહને સુભદ્રાબેનની ઓળખાણ આપી અને એટલા સમયમાં તો પેલા સૂર્યકાન્તની વાત લોકો ભૂલી જ ગયા હોય એવું પવિત્ર અને પ્રેરણામય વાતાવરણ બની ગયું.

'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન અને 'વંદેમાતરમ્'ના ગીત સાથે તે દિવસની ગ્રામનાયકો અને ગ્રામસેવકોની પ્રથમ-પહેલી સભાની સમાપ્તિ થઈ.



# 'શું થશે?'ની ચિંતા

સૂર્યકાન્ત શા માટે મુંબઈ ચાલ્યો ગયો તે ચંદ્રમોહન કે મનુભાઈ જાણતા નહોતા, પરંતુ એ ચાલ્યો ગયો તે તો સારું જ થયું એમ બંનેને એ સમયે લાગ્યું. ગ્રામસેવકો અને ગ્રામનાયકોની સભામાં ચંદ્રમોહન જે સહાનુભૂતિ મેળવી શક્યો હતો તે મનુભાઈને પણ અદ્‌ભુત લાગી હતી. સુભદ્રાબેને તો આવ્યાંને બીજે જ દિવસે જે દૃશ્ય જોયું તેથી ગંભીર બની ગયાં હતાં. ચંદ્રમોહનની વેદનાવાણીએ એમના મન ઉપર ઊંડી અસર કરી હતી. ચંદ્રમોહનને તેઓ એક કુશળ યોદ્ધા તરીકે અને પ્રમાણિક સેવક તરીકે તો ઓળખતાં જ હતાં, પરંતુ નિર્મળ અને આર્દ્ર માનવી તરીકે આજે પહેલવહેલી જ એમને ઓળખાણ થઈ. ચંદ્રમોહનના મોંમાંથી જે જે શબ્દો સરતા હતા તે સુભદ્રાબેનના હૃદયમાં એ ને એ ક્ષણે સંઘરાઈ જતા હતા. જ્યારે ચંદ્રમોહને એમની પોતાની ઓળખાણ આપવા માંડી ત્યારે તો તે જ ક્ષણે સુભદ્રાબેનના મનમાં નિશ્ચય થઈ ગયો કે 'જો ઈશ્વર અનુકૂળતા આપે તો આ મિત્રોના સાથમાં જ જીવનનું કર્તવ્ય પૂરું કરવું.'

આવો નિશ્ચય થવાને કારણે સભા પૂરી થયા પછી તેઓ

ચંદ્રમોહન અને મનુભાઈની સાથે ત્યાંના કામ સંબંધમાં વાતો કરવા લાગ્યાં. રાતના લગભગ દોઢ વાગ્યા સુધી એમણે વાતો કરી અને એ વાતોમાં સૂર્યકાન્ત વિષે પણ જેટલું જાણી શકાય તેટલું જાણી લીધું. બધી વાતોને અંતે સુભદ્રાબેને ગંભીર સ્વરે પોતાની એક દરખાસ્ત રજૂ કરી અને બંને મિત્રો તુરત જ ચોંકી ઊઠ્યા. સુભદ્રાબેને કહ્યું :

'મને થાય છે કે જે ગામમાં સૂર્યકાન્ત હતા તે જ ગામમાં જઈને હું મારું કામ શરૂ કરું.'

આ દરખાસ્તનું આશ્ચર્ય તો બંને મિત્રોને થયું હતું, પણ ચંદ્રમોહને એથી માનસિક અસ્વસ્થતા અનુભવી હતી અને મનુભાઈ આનંદ પામ્યા હતા. એકાદ ક્ષણ પછી જ એમણે કહ્યું કે 'એ વિચાર સારો છે.'

સુભદ્રાબેન મનુભાઈના અભિપ્રાયથી રાજી થયાં, પણ ચંદ્રમોહન કંઈ બોલ્યો નહોતો એટલે એના સામે જોતાં તેઓ એના અભિપ્રાયની રાહ જોવા લાગ્યાં. ચંદ્રમોહન થોડીક ક્ષણો મૂંઝવણ અનુભવીને પછી બોલ્યો :

'એમાં વાંધા જેવું તો નથી, પણ હમણાં થોભી જવું જોઈએ. લોકો ઉપર આ સભાની શી અસર થાય છે તે આપણે પહેલાં જોઈએ.'

'લોકોને સભા કરતાં આપણી પ્રવૃત્તિની જ વધુ અસર થશે.' મનુભાઈ બોલ્યા. 'મને લાગે છે કે સુભદ્રાબેન ત્યાં જઈને રહે એ જ આપણે પક્ષે આ કાયદાનો જવાબ છે અને પ્રાયશ્ચિત્ત છે.'

ચંદ્રમોહન ચૂપ થઈ ગયો. સુભદ્રાબેન તો ચૂપ હતાં જ. થોડીક પળોના મૌન પછી ફરીને મનુભાઈ બોલ્યા :

'સુભદ્રાબેન ત્યાં જઈને બેસશે એટલે સૂર્યકાન્ત અને લખમીચંદ શેઠની બીજી બાજુ પણ ઊંધી વળશે અને આપણે નાહકની તકલીફમાંથી બચી જઈશું.'

બીજી બાજુ વિષે સુભદ્રાબેન જાણતાં નહોતાં એટલે એમણે તુરત જ પૂછ્યું : 'એ શું?'

'બહુ ચિંતા જેવું નથી.' મનુભાઈએ જવાબ આપ્યો. 'પણ આપણે આપણું રક્ષણ શોધવું જ જોઈએ. તમે અહીં આવ્યાં છો એ વિષે સૂર્યકાન્ત અને લખમીચંદ શેઠ અમને બદનામ કરવાનો કદાચ પ્રયત્ન કરશે. લખમીચંદ શેઠ અત્યારે બહુ છંછેડાયેલો માણસ છે. જ્યારથી આપણાં થાણાંઓ અહીં થયાં છે ત્યારથી એમની સત્તા અને અનાચારો ઉપર અંકુશ મુકાઈ ગયો છે.'

'તો તો હું અહીં જ રહું.' સ્વસ્થ અવાજે સુભદ્રાબેન બોલ્યાં. 'આપણે એવી ટીકાઓથી ભાગવું ન જોઈએ.'

'પરંતુ કામને કશી યે હાનિ પહોંચાડ્યા વિના એવી ટીકાઓથી બચી શકાતું હોય તો કેમ ન બચવું?' મનુભાઈએ પ્રશ્ન કર્યો.

'મને મનુભાઈની વાત ઠીક લાગે છે.' અત્યાર સુધી મૌન રહેલો ચંદ્રમોહન બોલ્યો. સુભદ્રાબેનને એ જવાબ ઠીક ન લાગ્યો, પણ એનું બોલવું ગમ્યું. એમણે વિનયપૂર્વક જવાબ આપ્યો :

'તો તો કોઈ દિવસ આપણે ત્યાં જાહેરજીવન વિકસી શકશે જ નહિ. કોઈ પણ દુષ્ટ માણસ આવી ટીકા ઉપર આપણને છિન્નભિન્ન કરી શકશે.'

'પણ અત્યારની પરિસ્થિતિ જ જુદી છે.' મનુભાઈ બોલ્યા.

'મને એવું નથી લાગતું, છતાં તમે આ પ્રદેશના અને પ્રજાના જાણીતા છો અને આગેવાન છો. તમે કહો તેમ કરવામાં મને હરકત નથી.'

'ના, ના. તમે ઇચ્છો છો એમ જ ભલે થાય.' ચંદ્રમોહન બોલ્યો અને સુભદ્રાબેને મૂંગાં રહી ચંદ્રમોહનની વાત સ્વીકારી લીધી. બીજા દિવસની સવારથી મનુભાઈની સાથે 'કુમારીમંડળ'માં સુભદ્રાબેને જવું એમ તે રાત્રે જ નક્કી કર્યું અને કામની યોજનાઓ વિચારતાં ત્રણે ય મિત્રો પોતપોતાને સ્થાને જઈને સૂઈ ગયાં.

બીજે દિવસે સવારે ચંદ્રમોહન ઊઠ્યો ત્યારે એની આંખો લાલ હતી અને માથું ભારે હતું. રાત્રે સૂતા પછી એ ઊંઘી તો ગયો હતો, પણ એના મન ઉપરનો ભાર ઓછો નહોતો થયો, એટલે એની નિદ્રા નિશ્ચિંત નહોતી બની. સવારે પાંચ વાગે એની આંખ ઊઘડી ગઈ ત્યારે આખા શરીરમાં થાક ઉતારવાની ઇચ્છા હતી અને આંખો પણ બંધ થઈ જવા ઇચ્છતી હતી, પરંતુ મનમાં ઝીણી સોય જેવું જે ભોંકાતું હતું તે શાંતિ પામવા નહોતું દેતું. જે સંયોગોથી પોતે સાવ અજાણ્યો હતો એ સંયોગો એની સામે આવી પડ્યા હતા. રાતની સભા પછી એને નિરાંત લાગતી હતી. મનમાં એમ થતું હતું કે એક વાવાઝોડું આવીને ચાલ્યું ગયું. હવે બધું શાંત છે ને શાંત જ રહેશે. પણ સવારે ઊઠતાં જ એક જાતનો ભય એને લાગવા માંડ્યો. 'સૂર્યકાન્ત મુંબઈ ગયો છે, પણ ત્યાં એ શાંત રહેશે?' એક પ્રશ્ન એવો ઊઠતો હતો. અને બીજો પ્રશ્ન 'લોકો શું આ બનાવને ભૂલી જઈ શકશે? સૂર્યકાન્તના એકલાનો જ દોષ માની અમારા પ્રત્યે એ જ મમત્વ રાખશે?' એ ઊઠતો હતો. એકે ય બાબતની મનમાં ખાતરી નહોતી થતી.

સુભદ્રાબેન આવ્યાં તે સારું થયું કે નરસું થયું તે પણ નક્કી થઈ શકતું નહોતું. સુભદ્રાબેનમાં આટલું ગાંભીર્ય અને તેજ ન હોત તો તો એમનું આવવું, નિર્દોષ હોવા છતાં પણ, આફતરૂપ થાત એ વાતમાં એને શંકા નહોતી, પણ 'આવાં સુભદ્રાબેન પણ લોકદૃષ્ટિએ નિર્મળ ગણાશે ખરાં?' એ પ્રશ્ન મૂંઝવતો હતો. 'લોકોની કાળજૂની માન્યતાઓ સુભદ્રાબેનના વ્યક્તિત્વથી અને અમારી સેવાઓથી ભુસાઈ શકશે? સૂર્યકાન્ત એ લોકમાન્યતા ઉપર પોતાની ઇમારત ઊભી નહિ કરી શકે? લખમીચંદ શેઠ અમને પીસી નાખવા માટે આ પવિત્ર વસ્તુનો અપવિત્ર ઉપયોગ નહિ કરે?' ફરી ફરીને એ પ્રશ્નો હૃદય ઉપર ચડી બેસતા હતા અને મનમાં એક જાતનો વિષાદ છવાઈ જતો હતો.

બીજી બાજુ સુભદ્રાબેનની ગંભીર મુદ્રાએ અને ગઈ રાતની વાતોએ જે અસર ઉપજાવી હતી તે કેટલી મંગલમય અને પ્રેરણાદાયી હતી! એમ થતું હતું કે 'આ પ્રદેશના અર્ધાંગને અમે પૂરી રીતે સ્પર્શી શકતા નહિ અને તેથી ત્યાં ચેતન નહોતું આવતું. પ્રજાને જાણે પક્ષઘાત લાગુ પડ્યો હોય એવું ક્યારેક ક્યારેક થઈ આવતું. આ પક્ષઘાત હવે ટકી શકશે? એ અર્ધાંગ પણ ચેતનમય નહિ બની જાય? આખું પ્રજાશરીર હવે યૌવન નહિ અનુભવે?' કેટલીક ક્ષણો એવી આશાઓમાં વ્યતીત થતી અને તુરત જ, સુભદ્રાબેન આવ્યાં એ ઈશ્વરી આશીર્વાદ છે, એમ થઈ જતું.

આવી મંથનભરી સ્થિતિમાં બીજા દિવસની સવારે ચંદ્રમોહન પથારીમાંથી બેઠો થયો અને નિત્યકર્મથી પરવારી પોતાના સેવાકાર્યમાં મગ્ન બન્યો.



# મુંબઈની તૈયારી

ચંદ્રમોહને સ્થાપેલું ને મનુભાઈએ વિકસાવેલું 'કુમારીમંડળ' જોઈ સુભદ્રાબેનનું ચિત્ત પ્રફુલ્લ થઈ ગયું. એમણે કલ્પના કરી હતી તે કરતાં યે વિશેષ પ્રાણ તેઓ ત્યાં જોઈ શક્યાં. એક જ દિવસમાં એમણે લગભગ બધી કુમારિકાઓ સાથે સ્નેહ બાંધી લીધો અને એમના મનમાં સ્ત્રી-સંગઠનની અનેક યોજનાઓ હતી તે તાજી થઈ આવી. એમણે મનુભાઈને કહ્યું કે 'આપણે એક મહિલા-મંડળ અને બાલમંદિરની પણ સ્થાપના કરશું અને આ ત્રણે ય પ્રવૃત્તિઓને એકમેકમાં ગૂંથી દઈશું.' મનુભાઈને એમની આ યોજના અને ઉત્સાહ ગમ્યાં હતાં. એમણે પણ સુભદ્રાબેનને પ્રોત્સાહન આપ્યું.

ચંદ્રમોહન આખો દિવસ તે ગામમાં રહીને સાંજે સૂર્યકાન્તને ગામ ગયો હતો. ત્યાં એ આવ્યો એટલે અર્ધું ગામ ચોરે એકઠું થઈ ગયું હતું. ગામલોકો ચંદ્રમોહનના જેટલાં જ ગંભીર, દુ:ખી અને મૂંઝાયેલાં દેખાતાં હતાં. ચંદ્રમોહને ત્યાં બેઠેલા લગભગ દરેક માણસ ઉપર એક વખત નજર ફેરવી અને એને જણાઈ આવ્યું

કે 'લોકોએ સૂર્યકાન્તના ગુનાની માફી આપી છે અને એ જ મમત્વ હજી યે સજીવન રાખ્યું છે.' ચંદ્રમોહનના મનનો ભય જાણે ખરી પડવા લાગ્યો. એના મનનો ભાર ઓછો થયો એટલે એણે આ બનાવ વિષે અને ગઈ કાલની સભા વિષે ગામલોકો પાસે વિસ્તારથી વાતો કહી. એણે જોયું કે પોતાની વાતથી ગામ-લોકોની મૂંઝવણ ઓછી થઈ છે ને એમને સંતોષ થયો છે.

ત્યાંથી બીજી સવારે એ બીજાં ગામડાંઓમાં ગયો અને જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં એણે પોતાના મનની વેદના ઠાલવી. ત્રણેક દિવસના પ્રવાસ પછી એ જ્યારે પાછો ફર્યો ત્યારે એના મોં ઉપરના ભાવો તદ્દન બદલાઈ ગયા હતા. સૂર્યકાન્તના બનાવ પહેલાં મોં ઉપર જે ઉત્સાહ હતો તે ફરી પાછો આવ્યો હતો, ચારે બાજુ ફરતી એની આંખોમાં જુવાનીનું તેજ પણ ચમક્યું હતું.

પરંતુ એ લાગણી નિવાસસ્થાને આવતાં જ અલ્પજીવી નીવડી. એના પ્રદેશનાં લોકોએ એને જે પ્રેમ, મમતા અને આદરથી સત્કાર્યો તે પ્રેમ અને મમતા બહારનાં લોકો બતાવી શક્યાં નહોતાં. ચંદ્રમોહનના મનમાં એવી કલ્પના તો પેદા જ નહોતી થઈ કે આ બનાવની અસર પ્રદેશની બહાર પણ પહોંચી શકે. એ જ્યારે ગામડાં ફરીને ઘેર આવ્યો ત્યારે એના ઉપર આશ્વાસનના અને ચેતવણીના થોડાક પત્રો આવી પડ્યા હતા. પેલા સૂર્યકાન્તનો પણ પત્ર હતો અને તેમાં પોતાને અન્યાય થયો છે, પોતાનું ખૂન થયું છે એવો પોકાર હતો. ત્રણેક પત્રો વર્તમાન-પત્રોના તંત્રીઓ તરફથી હતા. એમાં સાચી હકીકતની માગણી કરેલી હતી. એક પત્ર નનામો હતો અને તેમાં ચેતતા રહેવાની સૂચના હતી. એકે ય પત્રમાં કોઈ જાતની આફતનું સૂચન નહોતું

છતાં ચંદ્રમોહનના શિર ઉપર જાણે પહાડ તોળાઈ રહ્યો હોય એમ એને થઈ આવ્યું. થોડાક સહાનુભાવી મિત્રોના પત્રો હતા તે પણ એને આશ્વાસનરૂપ નહોતા થયા. કારણ કે એમાં આશ્વાસનની સાથે જાગૃત રહેવાનો જે ઉપદેશ હતો તે એને છાના માર જેવો લાગ્યો હતો.

ચંદ્રમોહનના નામ ઉપરની ટપાલ મનુભાઈ કોઈ દિવસ વાંચતા નહોતા તેમ આજે પણ વાંચી નહોતી, પરંતુ આ ત્રણ ચાર દિવસની ટપાલ સૂર્યકાન્તના બનાવ અંગેની જ છે એટલું એ સમજ્યા હતા અને તેથી ચિંતાતુર પણ હતા. ચંદ્રમોહનના ગયા પછી બે ચાર વખત એમને ગોપાળભાઈ યાદ આવી ગયા હતા અને એમને આ બનાવ વિષે જણાવવું કે નહિ તે વિચાર પણ આવ્યો હતો. છેલ્લા ઘણા દિવસથી ગોપાળભાઈનો પત્ર નહોતો એટલે આશ્ચર્ય પણ થતું હતું, પરંતુ આવું બધું એમણે મનમાં દબાવી રાખ્યું હતું, પોતાની એકેય લાગણી એમણે ખૂબ નિકટ આવતાં જતાં સુભદ્રાબેન પાસે પણ વર્ણવી નહોતી. એમની સાથેની વાતો પોતાની પ્રવૃત્તિઓમાં જ મર્યાદિત રહેતી હતી. સુભદ્રાબેન પોતે પણ એ જ ઇચ્છતાં હોય એમ એ સિવાય બીજી એકેય વાત પૂછતાં નહિ તેમ કરતાં પણ નહિ. ચંદ્રમોહન આવ્યા પછી એણે બધી ટપાલ મનુભાઈને આપી અને સુભદ્રાબેન પણ વાંચે એમ કહ્યું ત્યારે સુભદ્રાબેનનું મન આવું સ્થાન લેવા માટે એક ક્ષણ થોભ્યું હતું, પરંતુ ચંદ્રમોહનની લાગણી અને ઉદારતાને માન આપી એમણે પણ મનુભાઈની સાથે એ બધી ટપાલ વાંચી લીધી.

ટપાલના વાચનના અંતે જે લાગણી ચંદ્રમોહને અનુભવી હતી તે તો મનુભાઈ કે સુભદ્રાબેને અનુભવી નહોતી, પરંતુ એ

બંનેનાં મોં ઉપર ચિંતાના ભાવો તો આવ્યા જ હતા. ત્રણેય કાર્યસાથીઓ વિચાર કરતાં મૂંગાં બેઠાં હતાં ત્યાં જ એ દિવસની ટપાલ પણ આવી પહોંચી. સુભદ્રાબેનના મોં ઉપર ટપાલને લઈને ખાસ ઉત્સુકતા આવી નહિ, પણ મનુભાઈ અને ચંદ્રમોહનની આંખો ત્યારે ખેંચાવા લાગી. ટપાલીના હાથમાં ચાર પાંચ કવર હતાં તેમાંનાં બે કવર ઉપરના અક્ષરો બંને મિત્રોને તુરત જ ઓળખાઈ ગયા અને બંનેની આંખો એકમેક સામે પળવાર ફરી ગઈ.

પણ બંનેના આશ્ચર્ય વચ્ચે એ બંને પત્રો ચંદ્રમોહનના નામે જ હતા. એક પિતાશ્રીનો હતો, તેમાં હવે જરી પણ વિલંબ કર્યાં વિના આવી જવાનો આગ્રહ હતો, અને બીજો ગોપાળભાઈનો હતો. આ બીજો પત્ર મનુભાઈએ પોતાના ઉપર હશે એમ ધાર્યું હતું. ચંદ્રમોહન એ કવર ફોડતાં સહેજ ધ્રૂજી ગયો. એના મનમાં ગભરામણ વ્યાપી ગઈ તે પણ છાની ન રહી શકી. એણે ને મનુભાઈએ ધારી જ લીધું હતું કે એમાં સૂર્યકાન્તના બનાવ વિષેનું દુઃખ ભર્યું હશે, પરંતુ કાગળ વાંચતાં જ એમની ધારણા ખોટી પડી તેનો આનંદ પણ બંનેનાં મુખ ઉપર છવાઈ ગયો. ગોપાળભાઈના કાગળમાં થોડા દિવસ થયા પોતાની તબિયત અસ્વસ્થ રહે છે એવા સમાચાર હતા અને કાગળ લખવાનું ખાસ કારણ તો ચંદ્રમોહનના પિતાનો એમના ઉપર પણ એક પત્ર ગયો હતો એ હતું. ગોપાળભાઈએ પોતાના કાગળમાં લખ્યું હતું કે 'તમારે ગમે તેમ કરીને પણ એક વખત પિતા પાસે જઈ આવવું જ જોઈએ. એમની લાગણીને તમે હવે વિશેષ અવગણશો તો એમને આ અવસ્થાએ બહુ આઘાત લાગશે અને ઈશ્વરની ઈચ્છાનુસાર જો કંઈ અનિષ્ટ બની જશે તો તમને જીવનપર્યંતનો વસવસો રહી જશે.'

ચંદ્રમોહનના મન ઉપર થોડીક ક્ષણો તો પોતાની ધારણા

ખોટી પડ્યાનો આનંદ રહ્યો, પરંતુ પછી પિતાના વિચારો એને આવવા લાગ્યા. પિતા વૃદ્ધ છે અને હવે અશક્ત પણ થયા હશે એવા વિચારો આવતાં જ મોં જરા ઢીલું પડી ગયું. જગતમાં કોઈના પ્રત્યે મમત્વ નહિ ધરાવનાર પિતાએ એના ઉપર હૃદયનું અમૃત રેડવામાં કમી નહોતી રાખી એ ચંદ્રમોહનને યાદ આવી ગયું. પિતા પ્રત્યે ભાગ્યે જ કૂણી અને મધુર લાગણી અનુભવનાર ચંદ્રમોહન એકાદ ક્ષણ એમાં તરબોળ બની ગયો.

મનુભાઈને એ કાગળો વાંચીને બીજી રીતે પણ એમ થયું કે 'ચંદ્રમોહન જાય તો સારું. એથી એનું મન પણ આ ઉદ્વેગમાંથી છૂટશે ને પિતાને પણ શાંતિ થશે. એણે તુરત જ પોતાનો અભિપ્રાય ચંદ્રમોહન પાસે ઉચ્ચાર્યો અને વિશેષમાં કહ્યું: 'અહીં વિષે મુદ્દલ ચિંતા કરવાની નથી. આ વર્તમાનપત્રોને અને બીજાંઓને હું જવાબ લખી નાખીશ.'

ચંદ્રમોહને સુભદ્રાબેન સામે જોયું એટલે તેઓ બોલ્યાં: 'મેં તો અહીં રહેવાનું નક્કી કરી જ લીધું છે એટલે મારા વિષે કંઈ વિચારવાનું જ નથી. તમે પંદરેક દિવસમાં તો પાછા ફરી જશો, કેમ?'

'એટલા બધા દિવસ તો શાના લાગે?' ચંદ્રમોહન બોલ્યો. એણે હજી મનમાં નક્કી નહોતું કર્યું.

'મને તો લાગે છે કે પિતાને સંતોષ થાય એમ હોય તો તમારે વધુ દિવસ પણ રહેવું જોઈએ. તમારું મન પણ એથી શાંતિ પામશે.' મનુભાઈએ કહ્યું.

'મારું મન તો ત્યાં શાંતિ પામે જ નહિ. ગમે તેવી અશાંતિ

પણ અહીં જ સારી. મારું સારસર્વસ્વ અહીં જ હોય એમ હું અનુભવું છું.'

'કેટલું રહેવું એ તો તમે ત્યાં જ નક્કી કરજો. હવે જવું જોઈએ એટલું તો તમને પણ લાગે છે ને?' સુભદ્રાબેન બોલ્યાં.

'જઉં એમ થાય છે ને વળી મન પાછું પણ પડે છે. એમ લાગે છે કે હમણાં હું અહીંથી ન ખસું. મારું ચિત્ત અસ્વસ્થ છે.'

'એટલે જ જવું જોઈએ.' મનુભાઈ બોલ્યા. 'તમે પાછા ફરશો ત્યાં સુધીમાં ડહોળાયેલું વાતાવરણ શાંત પડી ગયું હશે. તમે એ જ શ્રદ્ધા અને એ જ જોશથી ફરી પાછા કામ કરી શકશો.'

ચંદ્રમોહન કંઈ બોલ્યો નહિ. એનું મન એક વખત જઈ આવવા તરફ ધીમે ધીમે ઢળવા લાગ્યું. થોડીવાર રહીને એ બોલ્યો: 'ત્યારે સૌને જવાબ તો તમે જ લખી નાખશો ને? મુંબઈના મિત્રોને તો હું રૂબરૂ જ મળી લઈશ.'

'ભલે' મનુભાઈ બોલ્યા અને ત્યાં પડેલી બધી ટપાલ એમણે સંભાળી લીધી. 'ગોપાળભાઈને કંઈ જવાબ લખવો છે?' ટપાલ થેલીમાં મૂકતાં મૂકતાં મનુભાઈ બોલ્યા.

'હું જઉં છું એ લખી નાખજો' ચંદ્રમોહન બોલ્યો ને સહેજ અટક્યો. થોડીવાર પછી એણે ઉમેર્યું: 'સૂર્યકાન્ત વિષે પણ એમને જણાવજો. એમને બીજે કોઈ સ્થળેથી સમાચાર મળે તે પહેલાં સાચી હકીકત જાણે તો વધુ સારું.'

મનુભાઈએ શાંતિથી એ સૂચના સાંભળી લીધી. ચંદ્રમોહન તૈયારી કરવા માટે ત્યાંથી ઊઠ્યો અને ઊઠતાં ઊઠતાં બોલ્યો:

'સુભદ્રાબેન ! તમે ગોપાળભાઈને ઓળખો છો કે નહિ ?'

'નામ સાંભળ્યું છે, જોયા નથી.' સુભદ્રાબેન પણ બોલતાં બોલતાં ઊભાં થયાં.

'એ પરિચય કરવા જેવા છે. મારું આજનું જીવન એમને જ આભારી છે એમ કહું તો ચાલે. મનુભાઈ પાસેથી તમે એમના વિષે વધુ જાણી શકશો.'

મનુભાઈ કંઈ બોલ્યા વિના સાંભળતા જ હતા. ગોપાળભાઈ માટેના ચંદ્રમોહનના શબ્દો સાંભળી એમના મોં ઉપર સંતોષ જણાયો તે છાનો ન રહી શક્યો. ચંદ્રમોહન એ સંતોષ જોઈને આનંદ પામ્યો અને એ આનંદ સાથે જ મુંબઈ જવાની એણે તૈયારી કરવા માંડી.

# પિતા પાસે

ચંદ્રમોહનના ગયા પછી દેવપ્રસાદના જીવનમાં પરિવર્તન થયું હતું કે નહિ તે કહેવાનું મુશ્કેલ છે કારણકે રાષ્ટ્રીય જીવનનાં ભરતી–ઓટ સાથે જ એમણે ભરતી--ઓટનો અનુભવ કર્યો હતો. એમની સ્વાર્થવૃત્તિ પ્રથમના જેટલી જ પ્રબળ હતી. ઉગ્રમાં ઉગ્ર વાતાવરણ વચ્ચે પણ એમને પોતાની મિલકત ફના કરી દેવાની લાગણી થઈ નહોતી. જો એમનામાં ફેરફાર થયો હોય તો એટલો થયો હતો કે 'ચંદ્રમોહન જે કામ કરે છે તેમાં જો એને કોઈ સાધનની ચિંતા હોય તો હું દૂર કરી દઉં.' એમણે એવી આશા રાખી હતી કે ચંદ્રમોહન કોઈક દિવસે પોતાના કામ માટે કે પોતાની જરૂરિયાત માટે એમની પાસે પૈસા માગશે, પરંતુ એવી મતલબનો એક શબ્દ પણ ચંદ્રમોહને કોઈ દિવસ લખ્યો નહોતો. પિતાની મિલકત એ મારી નથી જ એ ભાવના એનામાં ગૃહત્યાગના પ્રથમ દિવસે જેટલી પ્રબળ હતી તેટલી જ આજ દિવસ સુધી પણ રહી હતી. છેલ્લા દિવસોમાં દેવપ્રસાદ એને જલદી બોલાવવાનો આગ્રહ કરતા હતા તેની પાછળ એક કારણ ચંદ્રમોહન આ સંન્યસ્ત છોડે એ હતું, ને બીજું કારણ એને જે જોઈએ તે આપી દેવાનું હતું.

ધનના ઢગલા ઉપર બેઠાં બેઠાં એ પિતાને ક્યારેક એમ થઈ આવતું કે 'હવે હું જિંદગીને આરે આવી પહોંચ્યો છું. મારી આ મિલકત ચંદ્રમોહન સંભાળી લ્યે તો સારું' પણ ચંદ્રમોહનની એ તરફ વૃત્તિ જ નહોતી એટલે એમની એ લાગણી પાછી પડી જતી હતી.

ચંદ્રમોહનનો જ્યારે તાર આવ્યો કે પોતે આવે છે ત્યારે દેવપ્રસાદની નબળી પડતી જતી છાતી પ્રફુલ્લ થઈ હતી અને જે આંખને ઝાંખપ આવતી હતી તેમાં નવા જીવનનું તેજ પુરાયું હતું. જે રાત્રે ચંદ્રમોહન ગાડીમાં બેઠો તે આખી રાત દેવપ્રસાદે પથારીમાં પડ્યાં પડ્યાં પુત્રને સમજાવી લેવાના અને સંસારના રસમાં તરબોળ કરી દેવાના વિચારો કર્યા હતા. બીજી સવારે તેઓ પોતે જ મોટર લઈને સ્ટેશને ગયા હતા.

મુંબઈમાં લક્ષાધિપતિની કોઈ ખાસ વિશેષતા નહોતી, પરંતુ દેવપ્રસાદ તો ભાગ્યે જ ઘરની બહાર નીકળતા એટલે આજે એમને સ્ટેશન ઉપર જોઈને કેટલાક ઓળખીતા માણસોને આશ્ચર્ય થયું હતું. દેવપ્રસાદનો દેખાવ એમને લક્ષ્મીના લાડીલા તરીકે બરાબર ઓળખાવે એવો હતો. એમણે પોતાના મનમાં ચંદ્રમોહનની જે કલ્પના કરી હતી તે પણ લક્ષ્મીપુત્રની શોભાને અનુરૂપ જ હતી. ગાડી જ્યારે પ્લેટફૉર્મ ઉપર આવીને ઊભી રહી ત્યારે એમની આંખો ચંદ્રમોહનને શોધવા માટે પહેલા ડબ્બાથી છેલ્લા ડબ્બા સુધીમાં બહાર નીકળેલાં મોં જોઈ રહી હતી, પણ ચંદ્રમોહન દેખાયો નહોતો. નજીક ઊભેલો ડ્રાઈવર 'ભાઈ'ને શોધવા માટે જતો હતો ત્યાં જ એક જુવાને આવીને દેવપ્રસાદના પગમાં માથું નમાવ્યું. દેવપ્રસાદ તુરત જ ચંદ્રમોહનને ઓળખી ગયા. ચંદ્રમોહનનું માથું ઊંચું કરી એમણે છાતી સાથે દાબ્યું અને તુરત જ એ છાતીમાં ભરાઈ રહેલાં

પ્રેમનાં આંસુ પાંપણોમાં આવી ગયાં. ચંદ્રમોહનના મોં ઉપર પણ લાલાશ આવી ગઈ.

પિતા–પુત્ર મોટરમાં બેસીને ઘર તરફ ચાલ્યા. પિતાએ કલ્પના કરી હતી તે કરતાં પુત્રનો દેખાવ જુદી જાતનો હતો. છૂટી પાટલીનું ધોતિયું અને સાદું પહેરણ તો ઠીક, પરંતુ સામાનમાં એક બિસ્ત્રા સિવાય કંઈ જ નહોતું અને મોં ઉપર એક પ્રકારની રૂક્ષતા–ખડતલ પણાની રૂક્ષતા–જે લક્ષ્મીપુત્રના મોં ઉપર હોય જ નહિ, તે જોઈને પિતાને પોતાનો લાડકવાયો દુઃખી લાગ્યો હતો. ઘેર આવતાં સુધી તબિયતના સમાચાર ઉપરાંત બંનેમાંથી કોઈ કશું બોલ્યું નહોતું, અને ઘેર ગયા પછી પણ બોલાશે કે કેમ તે વિષે બંનેનાં મનમાં સંદેહ હતો.

પ્રાતઃકર્મ પતાવીને પિતા–પુત્ર નાસ્તો કરવા બેઠા ત્યારે પિતાએ ત્યાંના સમાચાર પૂછવા માંડ્યા. ચંદ્રમોહને જવાબ આપતાં આપતાં થોડાઘણા ઘરના સમાચાર પૂછ્યા. લગભગ એક કલાક એ રીતે પસાર થઈ ગયો અને નાસ્તો પૂરો થયો. એ પછી બંને ઉપરને માળ દીવાનખાનામાં ગયા. ઘણા સમય પછી આવા વૈભવ વચ્ચે આવતાં ચંદ્રમોહનને સહેજ નવું લાગ્યું, પરંતુ ત્યાં જ એ મોટો થયો હતો એટલે થોડી જ વારમાં દીવાનખાનાની નાની મોટી દરેક વસ્તુ સાથેની ઓળખાણ તાજી થઈ આવી. કેટલીક વાર અહીંતહીં ફર્યા પછી એ પિતા પાસે આવીને બેઠો અને થોડીવાર રહીને પોતાને જલદી બોલાવવાનું કારણ ધીમેથી પૂછ્યું. પિતાએ અત્યંત લાગણીપૂર્વક જવાબ આપ્યોઃ

'કારણ બીજું શું હોય? હવે હું થાક્યો છું.'

પિતાએ તો એટલું બોલીને જવાબ આપી દીધો, પણ હવે

વાત આગળ શી રીતે કરવી તે ચંદ્રમોહનને ન સૂઝ્યું. એ મૂંઝવણમાં જ બેઠો હતો ત્યાં ઘરના નોકરે આવીને કોઈના આવ્યાના સમાચાર આપ્યા. ચંદ્રમોહન મૂંઝવણમાંથી ઊગર્યાનો આનંદ પામતો પિતાની રજા લઈ નીચેના ઓરડામાં ગયો. ત્યાં એના બે જૂના મિત્રો આવ્યા હતા. ચંદ્રમોહને એમને હસીને આવકાર આપ્યો અને ત્યાં પડેલી ખુરસીઓ ઉપર ત્રણેય બેઠા.

'મઝામાં?' ચંદ્રમોહને વાતનો આરંભ કર્યો. પેલા બંનેએ માથું હલાવી હસતાં હસતાં મઝાનો સ્વીકાર કર્યો અને પછી પૂછ્યું:

'કેટલા દિવસનો મુકામ છે?'

'હજી તો ચાલ્યો આવું છું'

'પણ તો યે? પંદરેક દિવસ તો હશે જ.'

'પિતાને મળવા માટે જ આવ્યો છું. એ સિવાય તો કંઈ કામ છે જ નહિ. પિતા રજા આપે તો આઠ દિવસમાં પણ પાછો જાઉં.'

'અને ન આપે તો?'

'તો વધુમાં વધુ પંદર દિવસ. એ પછી પણ રજા ન મળે તો તો એમને નારાજ કરવા પડે.'

'ત્યારે અમે સાંભળી છે એ વાત ખોટી?'

'શું? શાની વાત?'

'અમે સાંભળ્યું કે લગ્ન કરવા માટે આવ્યા છો. ચારેક દિવસ પહેલાં પિતાશ્રીના મોંએથી જ કોઈએ સાંભળેલું.'

'હા, એમની ઇચ્છા એવી છે ખરી.'

'તમારી?'

'અત્યારે નથી.' ચંદ્રમોહન ગંભીરભાવે બોલ્યો.

'ખરેખર કહો છો?' પૂછનારે આશ્ચર્ય વ્યક્ત કર્યું અને પછી ધીમેથી કહ્યું, 'હું એ માટે જ અત્યારમાં આવ્યો હતો. મારી બહેન પ્રવીણા...તમે તો ઓળખતા હશો.'

'હવે ભૂલી ગયો છું. પણ કંઈક યાદ આવે છે...ત્યારે છઠ્ઠા ધોરણમાં ભણતી હતી.'

'હા, અત્યારે તો એલ. એલ. બી. માં છે. મારા પિતાની અને મારી લાંબા સમયથી...'

'હશે.' ચંદ્રમોહન લજ્જાભર્યું હસ્યો ને બોલ્યો, 'મારા મનમાં એ વિચાર જ હજી સુધી નથી આવ્યો.'

'અપરિણીત રહેવાનો જ નિશ્ચય છે?' બીજા મિત્રે પૂછ્યું.

એ તો પ્રભુ જાણે. અત્યારે તો કોઈ જાતનો નિશ્ચય જ નથી.'

'હં.' પેલા મિત્રે વાતને બદલાવી. 'અહીં બીજો કંઈ કાર્યક્રમ રાખ્યો છે કે નહિ? અમારા મંડળના આશ્રય નીચે...'

'મારી કંઈ ઇચ્છા જ નથી. માત્ર પિતાને મળવા જ હું આવ્યો છું.'

'એમ કંઈ ચાલે? આ કંઈ જાહેરસભા જેવું નથી. ત્યાંના અનુભવો તો તમારે કહેવા જોઈશે.'

'એમાં હવે કંઈ નવીન નથી. સૌ કોઈ જાણે છે.'

'પણ તમે કહેશો એ જ નવીન છે. બોલો ક્યારે આવશો?'

'અત્યારે જ નક્કી કરી લેવું છે?' ચંદ્રમોહન હસ્યો. 'પિતાને તો હજી ઠીક રીતે મળ્યો પણ નથી.'

'ભલે, આવતી કાલે, પરમ દિવસે, પણ એ વિના મુંબાઈ છોડાશે નહિ.'

ચંદ્રમોહન હસ્યો અને થોડીકવાર આડીઅવળી વાતો કરી, મિત્રોએ વિદાય લીધી એટલે ઉપર દીવાનખાનામાં પિતા પાસે પહોંચ્યો. પિતા એ વખતે એક આરામખુરસી ઉપર આંખો મીંચીને પડયા હતા. એમના મોં ઉપર વિષાદ હતો તે તો દૂરથી પણ દેખાતું હતું, પણ નજીક આવતાં ગાલ ઉપરનાં આંસુનાં ટીપાં પણ દેખાઈ આવ્યાં.



# પિતાની ઇચ્છા

'**પ**ણ હું એ જોઈને જાઉં તો મને કેટલો સંતોષ થાય ?'

લગભગ પાંચમી વખત આ વાક્ય ચંદ્રમોહને પિતાના કરમાયેલા ને ઢીલા પડી જતા મોંમાંથી સાંભળ્યું.

સવારે એ પિતા પાસે પહોંચ્યો ત્યારે પિતાએ આંખ ઉઘાડીને એને નજીક બેસારી ધીમા સાદે લગ્ન વિષે જ પૂછયું હતું. પછી જમવાનો સમય થયો એટલે વાત અધૂરી રહી હતી. જમ્યા પછી થોડીવાર પિતા–પુત્રે આરામ લીધો હતો અને ફરી પાછા ત્રણ વાગે વાત કરવા માટે જ જાણે બેઠા હતા. પિતાના મોં ઉપર રોષની કે સત્તાની એક રેખા પણ નહોતી. ચંદ્રમોહન સન્માન્ય પુત્ર હોય એ રીતે જ, પણ લાગણીમાં પલળી જઈને એ વાત કરતા હતા. ચંદ્રમોહન લગભગ દરેક વખતે કહેતો હતો. 'અત્યારે મારી ઇચ્છા જ નથી. મારી તમામ ઇચ્છાઓ મારા કામમાં જ અત્યારે કેંદ્રિત થઈ ગઈ છે.' પિતા વધુ આગ્રહ કરતા ત્યારે એ કહેતો હતો. 'એમ ન માનશો કે હું આજીવન અપરિણીત જ રહીશ. પણ હમણાં તો હું લગ્ન નહિ જ કરું.'

પિતા ત્યારે કહેતા: 'તું ક્યારેક પરણશે એમ માની લઉં તો યે મને મારી જિંદગીનો હવે ક્યાં વિશ્વાસ છે? હું મારી આંખે જોઈને જાઉં તો મને કેટલો સંતોષ થાય?' ચંદ્રમોહન એ વખતે વળતો જવાબ ન આપતો અને મૂંગો રહેતો. પિતા નિશ્વાસ મૂકીને છેવટે શાંત થઈ જતા હતા.

ત્રણ દિવસ એમ ને એમ પસાર થઈ ગયા. આ સિવાય બીજી કોઈ વાત નીકળી જ શકતી નહિ. ચંદ્રમોહન પોતાના કામની વાતમાં પિતાને ક્યારેક ખેંચવાનો પ્રયત્ન કરતો. પરંતુ પિતા તુરત જ પોતાની વૃદ્ધાવસ્થા અને અંતિમ આકાંક્ષા તરફ એનું ધ્યાન દોરી મૂળ વાત ઉપર આવી જતા. ચંદ્રમોહન એ વાતને અટકાવવા માટે ફરી પાછો શાંત બનતો અને પિતા ફરી પાછા નિશ્વાસ મૂકી મૂંગા થઈ જતા.

ચોથે દિવસે પેલા મિત્રો આમંત્રણ લઈને આવશે એમ ચંદ્રમોહને સવારથી જ ધાર્યું હતું એટલે ઘરનો નોકર જ્યારે બોલાવવા આવ્યો ત્યારે એ ધારણાથી જ એ નીચે ઊતર્યો, પરંતુ ઓરડામાં તો બીજું જ કોઈ બેઠું હતું. એને જોતાં ચંદ્રમોહન ચમકી ગયો. એને કલ્પના પણ નહોતી કે સૂર્યકાન્ત એને મળવા આવવાની ધૃષ્ટતા કરશે. આમ છતાં નીચી આંખ રાખીને ઊભેલા સૂર્યકાન્તને એણે આવકાર આપ્યો અને બેસવા માટે કહ્યું. પોતે પણ ગંભીર મુખે એની સામે બેઠો. સૂર્યકાન્તે આંખ ઊંચી કરી જ નહિ. એના મોં ઉપર શરમની લાગણી હોય એમ ચંદ્રમોહનને લાગ્યું. એના મનમાં રોષનો ભાવ હતો તે તો તુરત ચાલ્યો ગયો. થોડીવાર રહીને એણે પૂછ્યું:

'કેમ છો? શું કરો છો અહીં?'

'કંઈ નહિ. નોકરી શોધું છું, પણ મળતી નથી.'

ચંદ્રમોહનની ગંભીરતા ઓછી થઈ ગઈ અને તુરત એના મોં ઉપર દયાના ભાવો આવી ગયા.

'કંઈ મુશ્કેલીમાં મુકાયા છો?'

'બીજી તો શી મુશ્કેલી? નોકરી મળી જાય તો કંઈક......'

'હું પિતાને પૂછી જોઈશ. બીજા કોઈને પણ કહીશ.' ચંદ્રમોહન બોલ્યો અને સૂર્યકાન્તના મોં ઉપર આનંદ છવાયો તે એણે જોયું. એના દિલમાં પણ સૂર્યકાન્તનું હૃદય પરિવર્તન પામતું હોય એવો સંતોષ થયો.

'તમે અત્યારે કંઈ મદદ ન કરી શકો?' કંઈક સંકોચ પામતો હોય એમ સૂર્યકાન્ત બોલ્યો.

'હું શું મદદ કરી શકું? મારા પાસે શું છે?'

'પિતાશ્રીને કહો તો?'

'હા.' ચંદ્રમોહન સહેજ અટક્યો. એને થયું કે પરિવર્તન અનુભવી રહેલા આ સૂર્યકાન્તને મદદ કરી એ ક્રિયામાં જોશ પૂરું. એણે કહ્યું: 'પિતાને કહીશ. કેટલી જરૂર છે તમારે?'

'પાંચસો મળી શકે?'

'પાંચસો? એટલા બધાને શું કરશો?'

'કંઈક ધંધો કરી શકું. એક એજન્સી લેવી છે.'

ચંદ્રમોહન જરા વિચારમાં પડી ગયો. 'આ રીતે મદદ અપાવવી એ યોગ્ય છે? કોઈની પણ મિલકત ઉપર સૌથી પહેલો અધિકાર કોનો? સૂર્યકાન્તના પાંચસોમાં મારા પ્રદેશના કેટલાની સેવા થઈ શકે?' મન ગણતરી ઉપર ચડવા લાગ્યું. એક ક્ષણ સૂર્યકાન્તનું ત્યાંનું સ્વરૂપ અને મુંબઈ જતાં લખેલો કાગળ પણ યાદ આવી ગયા. મનમાં ધડમથલ હતી છતાં એનાથી પૂછી જવાયું:

'લખમીચંદ શેઠ મદદ નથી આપતા ?'

'એ તો સ્વાર્થી માણસ છે.'

'હં' ચંદ્રમોહન વળી વિચારમાં પડ્યો. થોડીવાર રહીને એણે કહ્યું: 'આવતી કાલે આ સમયે આવજો. હું વિચારી જોઈશ.'

'જો આપી શકો તો જ.' સૂર્યકાન્ત ઊભાં થતાં બોલ્યો. 'હું જાણું છું કે તમે સંન્યાસી જેવા જ છો.'

ચંદ્રમોહને કશો જવાબ ન આપ્યો. એને દરવાજા સુધી વળાવીને એ પાછો આવ્યો ત્યાં નોકરે એને પિતાશ્રી બોલાવે છે એવા ખબર આપ્યા. એ તુરત જ ઉપર ગયો.

'એ કોણ હતું ?' પિતાએ પૂછ્યું.

'મારા એક મિત્ર છે.'

'સારો માણસ નથી લાગતો.'

'કેમ, શા ઉપરથી ?' ચંદ્રમોહન ચમક્યો.

'તું આવ્યો તેને આગલે દિવસે જ આવ્યો હતો. આપણો છગન એને જાણે છે. એણે જ મને અત્યારે ખબર આપ્યા કે એ આવ્યો છે.'

'કંઇ કહેતો હતો ?'

'કેટલીક વિચિત્ર વાત કરતો હતો અને પૈસાની મદદ માગતો હતો.'

'તમે શું કહ્યું ?'

'મને એના ઉપર વિશ્વાસ ન બેઠો એટલે મેં એને કહ્યું કે ચંદ્રમોહનનો કાગળ મંગાવી આપ.'

'એમ !' બોલી ચંદ્રમોહન મૌન રહ્યો અને પિતા પણ મૌન રહ્યા. થોડીવાર થઈ ત્યાં નોકર ફરીને બોલાવવા માટે આવ્યો.

ચંદ્રમોહન ઊઠવા જતો હતો ત્યાં પિતાએ કહ્યું: ' જે હોય તે ભલેને અહીં આવે.' ચંદ્રમોહનને એમાં વાંધો નહોતો એટલે એણે નોકરને આંખથી એમ જ સમજાવ્યું. થોડીવારમાં ઉપેન્દ્ર અને શાન્તુ, તે દિવસે આવ્યા હતા તે જ મિત્રો, ઉપર આવ્યા. પિતાને અને ચંદ્રમોહનને નમસ્કાર કરી બંને મિત્રોએ બેઠક લીધી.

' બોલો. હવે ક્યારે તમારો સમય ગોઠવો છો ? ઉપેન્દ્રે પૂછ્યું. એ જ પ્રવીણાનો ભાઈ હતો.

' તમે કહો ત્યારે. ' ચંદ્રમોહને જવાબ આપ્યો.

' તો આવતી કાલે જ, સાંજે પાંચ વાગે. '

' ભલે. '

' બોલાવવા આવવું પડશે ? '

' આવો તો સારું, પણ મારે બોલવાનું શાના ઉપર ? '

' તમને ગમે તે વિષય ઉપર. અમે તો ત્યાંના અનુભવો સાંભળવા વધુ ઇચ્છીએ છીએ. '

' કેટલાંક માણસો હાજર હશે ? '

' લગભગ એક સો. મંડળમાં હોદ્દસો સભ્યો છે. '

' પણ એવાં, ઉચ્ચ કેળવણી પામેલાં સભ્યોને મારી ગામડાંની વાતો ગમશે ? '

' એ તો તમે જોજો ને ! અને તમે તો ઉચ્ચ કેળવણી પામ્યા જ નહિ હો કેમ ? '

ચંદ્રમોહન હસ્યો. પિતા સંતોષપૂર્વક વાત સાંભળી રહ્યા હતા.

' છેવટ ક્યાં સુધી અહીં રહેવાનું ઠર્યું ?' શાન્તુએ પૂછ્યું. ચંદ્રમોહનને એ પ્રશ્ન ન ગમ્યો. લગીરવાર એ મૂંઝાયો. પિતાના મોં સામે એનાથી જોવાઈ ગયું. વાતને ટાળતો હોય એમ એ બોલ્યો:

' હજી નક્કી નથી કર્યું. '

'આખો દિવસ ઘેર કરો છો શું ?' શાન્તુએ બીજો પ્રશ્ન પૂછ્યો. એ પણ એટલો જ મૂંઝવનારો હતો. ચંદ્રમોહને જવાબ આપ્યોઃ

' પિતા પાસે બેસું છું. '

'ઘણા મિત્રો તમારા સમાચાર પૂછે છે.' ઉપેન્દ્રે કહ્યું. 'મારાં માતાપિતા પણ યાદ કરતાં હતાં.'

' આવીશ ક્યારેક. હવે સૌને મળવા માટે નીકળવું છે. મિત્રો તો જુદાં જુદાં કામમાં પરોવાઈ ગયા હશે. '

'હા. હવે તો ઘણાખરાએ ગદ્ધાપચીસી વટાવી દીધીને ? લગભગ બધા જ સંસારમાં પડી ગયા છે. '

'હા.' વાતને ટૂંકાવવા ઇચ્છતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો, પણ એ વાત અટકી નહિ. શાંતિથી બેઠેલા પિતા બોલી ઊઠયાઃ

'અમારા ચંદ્રમોહનને કોઈ ન સમજાવે ?'

ઉપેન્દ્ર અને શાન્તુ આ અણધાર્યા પ્રશ્નથી ચમકી ગયા. શો જવાબ વાળવો તે એમને સૂઝ્યું નહિ.

'મારી માત્ર એટલી જ ઇચ્છા છે.' પિતા આગળ બોલ્યા. 'એથી વિશેષ હું કંઈ જ ઇચ્છતો નથી. એના જીવનમાં મારે અંતરાય નથી નાખવો. એ ભલે જેમ રહે છે તેમ જ રહે. પણ એક વખત આ ભેખ છોડે ને મને મરણકાંઠે બેઠેલાને શાન્તિ આપે. ' પિતા બોલી ગયા. એમનું હૈયું ભરાઈ આવ્યું હોય એમ સાદ ઘેરો બની ગયો. ત્રણેય જુવાન મિત્રો મૌનભાવે પિતાની સજળ આંખોને જોઈ રહ્યા.

✽

# સાચી વાત ?

ચંદ્રમોહનના ગયા પછી મનુભાઈએ બધી જ ટપાલના યથાયોગ્ય જવાબો લખી નાખ્યા. ગોપાળભાઈને સૂર્યકાન્તના સમાચાર આપતાં એમને થોડી મૂંઝવણ થઈ. ચંદ્રમોહનનાં સ્વભાવ અને કાર્યરીતિ વિષે મનમાં દબાવી રાખેલા વિચારો જોર કરીને બહાર નીકળવા મથતા હતા. ગોપાળભાઈએ પોતાના પેલા અતીવ કરુણ કાગળમાં જે કારણોને લઈ ભય બતાવ્યો હતો તે સ્થિતિ હજી પણ વર્તે છે એમ મનુભાઈ જાણતા હતા. છતાં પ્રયત્ન-પૂર્વક એ વિષે કશું જ ન લખતાં માત્ર સૂર્યકાન્તની જ હકીકત લખી. આ પ્રશ્ન અંગે ચંદ્રમોહનને કેવી મૂંઝવણ થઈ અને છેલ્લે દિવસે ચંદ્રમોહને પોતાનું હૃદય કેવી દર્દભાવનાપૂર્વક ખુલ્લું કર્યું તે પણ એમણે લખ્યું. એમના પોતાના મનમાં ચંદ્રમોહનના તે દિવ-સના પ્રવચનની ઊંડી અસર થઈ હતી એટલે એ વર્ણન એનાથી ખૂબ જ ભાવપૂર્વક લખાઈ ગયું.

બીજા બધા કાગળો વિષે તો ઠીક, પણ પોતે ગોપાળભાઈને લખેલો કાગળ સુભદ્રાબેનને વંચાવવો કે નહિ એ વિષે મનુભાઈ

તુરત જ નિર્ણય ન કરી શક્યા. સુભદ્રાબેનની શક્તિ, સેવાવૃત્તિ અને ગાંભીર્ય વિષે તો કોઈ જાતનો સંદેહ નહોતો રહ્યો, તેમ તેઓ ખૂબ નિકટ પણ આવી ગયાં હતાં; પરંતુ આટલા દિવસમાં કોઈ દિવસ દિલ ભરીને વાતો નહોતી થઈ એટલે એ નિકટતાની પ્રતીતિ નહોતી થતી. આમ મન ડામાડોળ હતું છતાં એમણે છેવટ સુભદ્રાબેનને કાગળ તો વંચાવ્યો. સુભદ્રાબેન મનુભાઈના મનની મૂંઝવણ સમજ્યાં હશે કે કેમ તે તો પ્રભુ જાણે પરંતુ એમણે ખૂબ જ સરળતાથી કાગળ વાંચ્યો અને કંઈ પણ બોલ્યા વિના, કોઈ પણ ભાવ મોં ઉપર અનુભવ્યા વિના કાગળ પાછો આપ્યો. મનુભાઈ સુભદ્રાબેનના મન ઉપરની અસરને સમજી શક્યા નહિ એટલે એમની જિજ્ઞાસા તે દિવસે અતૃપ્ત જ રહી. મનમાં એમ થવા લાગ્યું કે એ વિષે ને બીજા અનેક પ્રશ્નો વિષે સુભદ્રાબેન સાથે વાતો કરું, પરંતુ એમ કરવાની એની હિંમત જ ન ચાલી.

ચંદ્રમોહન મુંબઈ પહોંચ્યા પછી એનો કાગળ આવી ગયો ને બીજે જ દિવસે ગોપાળભાઈનો પણ મોટો કાગળ આવી પડ્યો. મનુભાઈ એ કાગળને જોતાં જ અંદર શું શું ભર્યું હશે તે સમજી ગયા. કાગળ વાંચવા માંડ્યાં પહેલાં જ એમના મનમાં પ્રશ્ન થયો: ‘આ કાગળ પોતે સુભદ્રાબેનને વંચાવી શકશે ? ચંદ્રમોહનના જીવનના પડદા સુભદ્રાબેન પાસે ઉપાડવાનો એમને કોઈ અધિકાર ખરો ? સુભદ્રાબેન એ જાણ્યા પછી વધુ વિગતો નહિ પૂછે ? ને તો એમના કાગળને પરિણામે મારું હૃદયદૌર્બલ્ય પ્રગટ થયું હતું તે મારે ન જણાવવું જોઈએ ?’ એક સામટા ઘણા પ્રશ્નો મનમાં ઊઠ્યા અને એના જવાબ મળે ન મળે ત્યાં તો ગોપાળભાઈના કાગળ ઉપર આંખ ફરવા માંડી. કાગળમાં દુઃખ અને સમભાવ ભર્યો હતો પરંતુ

તે સાથે જ થોડીક જિજ્ઞાસા પણ હતી. સૂર્યકાન્તની ભૂલ થઈ છે, પણ એ તિરસ્કારને પાત્ર નથી. એને તિરસ્કારશો નહિ.' એવા અર્થનું ત્રણ ઠેકાણે લખ્યું હતું. 'આ બનાવથી ચંદ્રમોહનભાઈનું અહં તો ગળ્યું હશે એવી મેં આશા રાખેલી...' એ વાક્ય સાથે ચંદ્રમોહન વિષેના પોતે કૃષ્ણનગરથી સાંભળેલા ઊડતા સમાચાર હતા. એ સમાચારનો સાર એ હતો કે 'ચંદ્રમોહનને આ વાતની કશી અસર થઈ જ નથી, એટલું જ નહિ પણ આ બનાવ બન્યા પછી એણે એક બહેન સાથે પોતાનો સંસર્ગ વધાર્યો પણ છે.' અંતમાં 'એ સમાચાર ખોટા હોય એમ ઇચ્છું છું' એવી ભાવના હતી અને ગોપાળભાઈ જેવા વિષે ન માની શકાય એવી જિજ્ઞાસા સાથે મનુભાઈને પુછાવ્યું હતું કે 'ત્યાં એક બહેન આવીને તમારા સાથે રહ્યાં છે તે સાચી વાત? તેઓ કુમારિકા છે ને ચંદ્રમોહનભાઈ પ્રત્યે અત્યંત પક્ષપાત ધરાવે છે એવું તમે જાણો છો? ચંદ્રભાઈની પેઠે તેઓ પણ સેવાભાવનામાં જ મસ્તાન છે એ વાત ખરી છે? શાંતિ અને આધ્યાત્મિકતાની તેઓ પરવા કરતાં નથી એની તમને માહિતી છે?' આવી પ્રશ્નપરંપરા કાગળના અંતભાગમાં હતી. મનુભાઈને ગોપાળભાઈ પ્રત્યે ભક્તિ હોવા છતાં એ પ્રશ્નપરંપરા ગમી નહિ. એમાં જે જિજ્ઞાસા હતી તે એક મિત્રની અને આધ્યાત્મિક પુરુષની હતી છતાં એ જિજ્ઞાસામાં સહેજ મેલ પડ્યો હોય એવી મનુભાઈના મન ઉપર અસર થઈ આવી.

આ કાગળ મનુભાઈ વાંચતા હતા ને વિચારતા હતા ત્યારે સુભદ્રાબેન એમની સામે જ બેઠાં બેઠાં તે દિવસનાં છાપાંનાં પાનાં ફેરવતાં હતાં. એમનું ધ્યાન એ કાગળ કે મનુભાઈ પ્રત્યે હતું કે કેમ તે નક્કી કરવું મુશ્કેલ હતું. એટલી વાત સાચી હતી કે મનુભાઈના મનમાં કાગળ પૂરો કરતાંની સાથે જ કાગળ વાંચતાં

જે પ્રશ્નો ઊઠ્યા હતા તેના તાર ફરી સંધાઈ ગયા હતા. ફરી એમને થતું હતું કે 'આ કાગળ આપી શકાય? આ છેલ્લા પ્રશ્નો સુભદ્રાબેનને વંચાવી શકાય? મહાનુભાવ ગોપાળભાઈની અહીં પડેલી હૃદયની કાર્પણ્યતા સુભદ્રાબેન પાસે પ્રગટ કરી શકાય?' ઝડપી વિચારોને અંતે મનુભાઈને લાગ્યું કે આ કાગળ તો નાશને જ યોગ્ય છે. કારણ કે આમાં સમભાવી આત્માની વેદના છે તે કરતાં કોઈ ચોકીદારની જિજ્ઞાસા વિશેષ છે. મનુભાઈ જેમ જેમ વિચારતા ગયા તેમ તેમ સદા જાગૃત ગોપાળભાઈ આજે ગોથું ખાઈ ગયા હોય એમ એમને લાગવા માંડ્યું. એવા વિચારના વહેણમાં આગળ જતાં જ એમણે કાગળના ચીરા કરવા માંડ્યા અને જેવા એ ચીરા થયા કે તુરત જ પ્રશાંત લાગતાં સુભદ્રાબેનના મોં ઉપર વિકળતાની એક રેખા આવી ગઈ અને છાપામાંથી એમની આંખ પણ એક ક્ષણને માટે ઉપર આવી ગઈ. તેઓએ તુરત જ જાણે મનને સ્થિર કરી લીધું અને આંખોને વર્તમાનપત્રના પાનામાં ખોડી દીધી.

છેક સાંજ સુધી 'કુમારીમંડળ'માં, 'મહિલાસભા'માં અને શાળામાં મનુભાઈ અને સુભદ્રાબેન સાથે જ હતાં, પરંતુ આ પ્રશ્ન ઉપર કે બીજા કોઈ પણ પ્રશ્ન ઉપર મુદ્દલ વાત જ નહોતી થઈ. ચંદ્રમોહનના ગયા પછી એ બંનેને એમ લાગેલું કે આજ નહિ તો આવતી કાલે પણ તેઓ વચ્ચે એકમેકનો આંતરપરિચય થાય એવી વાતો થશે, પરંતુ એવી વાત ઉપસ્થિત થવાના સંયોગો જ ઊભા નહોતા થયા. આજ ગોપાળભાઈના કાગળે એ સંયોગ ઊભો કર્યો પણ મનુભાઈએ એવા સંયોગનો આશ્રય લેવાનું પસંદ ન કર્યું. સાંજે બીજા મિત્રોની સાથે બધાં ફરવા ગયાં ત્યારે એકબીજાની ગંભીરતા અને મૌન છૂટયાં, પરંતુ એમાં કોઈ મહત્ત્વની વાતને અવકાશ જ નહોતો. ચાલુ રાજકારણની વાતો ઉપરાંત ગામના નાના મોટા બનાવોની ચર્ચા ત્યારે ચાલી હતી

રાત્રે જુદા જુદા ઓરડામાં પથારીમાં સૂતાં પછી સુભદ્રાબેન ઊંઘી ગયાં હશે કે કેમ તેની તો તેમને ખબર, પણ મનુભાઈ તો ઊંઘી શક્યા નહોતા. સુભદ્રાબેનને કાગળ ન વંચાવ્યો એ વિચાર એમના મનમાં આવતો હતો, પરંતુ એ સારું જ કર્યું એમ પણ થતું હતું. ખાસ વિચાર, જેને લઈ નિદ્રાદેવી રૂઠ્યાં હતાં તે વિચાર તો ગોપાળભાઈની જિજ્ઞાસાનો હતો. ગોપાળભાઈ આવા પ્રશ્નો પૂછે એમ જાણે માની શકાતું જ નહોતું. મનુભાઈને લાગ્યું કે ગોપાળભાઈએ ન લેવો જોઈએ એવી બાબતમાં રસ લીધો હતો. ગોપાળભાઈના કાગળમાં બીજું ઘણું હતું, છતાં આખા કાગળનો ધ્વનિ એ જ હતો કે 'આ સાચી વાત? આ સાચી વાત?' મનુભાઈનું મન પોકારી ઊઠ્યું કે 'ના, ના. ગોપાળભાઈ! એ સાવ ખોટી વાત!'

તુરત જ એમના મનમાં જવાબ આપવાની ઇચ્છા થઈ આવી અને ઊભા થઈ એમણે કાગળ–પેન્સિલ લીધાં. ઓસરીમાં પડેલી બત્તી પાસે લીધી અને ગોપાળભાઈને પોતાના દિલનું દુઃખ લખવા માંડયું. ભાગ્યે જ લાગણીવશ બને એ મનુભાઈ અત્યારે લાગણીમાં ઓતપ્રોત થઈ ગોપાળભાઈની જિજ્ઞાસા પ્રત્યે દુઃખ પ્રગટ કરવા લાગ્યા અને કર્મવીર ચંદ્રમોહનની નિર્મળતા અને નિખાલસતાને પ્રશંસવા લાગ્યા. રાતના લગભગ અગિયારેક વાગ્યા સુધી એમણે આ પ્રશ્નો વિચાર્યા અને કાગળ પૂરો કર્યો.

કાગળ લખાઈ ગયો એટલે મનુભાઈનું મન કંઈક હળવું બન્યું. મન ઉપર જે ભાર હતો તે જાણે કાગળે ઝીલી લીધો. તુરત જ સૂઈ જવાની તૈયારી સાથે તેઓ બત્તી બહાર મૂકવા માટે ઓસરી પાસે આવ્યા. એમણે જોયું તો સુભદ્રાબેનના ઓરડામાં

બત્તી બળતી હતી. ઓસરીમાં ચાર પાંચ જુવાનો સૂતા હતા અને સુભદ્રાબેન અત્યારે શું કરતાં હશે એ જાણવાની જિજ્ઞાસા થઈ હતી, છતાં તેઓ એ ઓરડા તરફ ન ગયા. જો એ ગયા હોત તો જાણી શકત કે સુભાદ્રબેન હમેશના નિયમ પ્રમાણે ત્યારે નિત્યનોંધ લખી રહ્યાં હતાં.

# ઓળખાણનો આરંભ

**મ**નુભાઈએ રાત્રે જે કાગળ લખ્યો હતો તે હજી ટપાલમાં નહોતો નાખ્યો ત્યાં એમના આશ્ચર્ય અને આનંદની વચ્ચે ગોપાળભાઈનો એક દુઃખપૂર્ણ કાગળ આવી પડ્યો. એ કાગળમાં ગઈ કાલના કાગળને ભૂલી જવાની યાચના હતી. 'એ કાગળ મેં નહિ, પણ મારા હૃદયમાં સંતાઈ રહેલા સેતાને જ લખ્યો હતો' એવો સ્પષ્ટ એકરાર હતો. 'એ કાગળમાં અમુક વસ્તુ જાણવાની મેં જે જિજ્ઞાસા બતાવી છે તે તેના યથાર્થ આચરણ કરતાં યે વધુ પાપમય છે એમ હું કબૂલ કરું છું' એવી નમ્રતા હતી. મનુભાઈ તો આ બધું વાંચીને આનંદથી નાચી ઊઠ્યા. જેને પોતે પુણ્યપુરુષ માનતા હતા તે એક ક્ષણ જ એ સ્થાનેથી ખસ્યા હતા અને ફરી પાછા ત્યાં જ આવી ગયા છે એ જાણીને એમના આનંદને સીમા ન રહી. એમણે તુરત જ રાત્રે લખી રાખેલા કાગળના ચૂરા કર્યા અને અત્યંત ભક્તિ દર્શાવતો બીજો કાગળ ગોપાળભાઈને લખીને બીડી દીધો.

સુભદ્રાબેન આ કાગળોની વિગતને અને મનુભાઈના મોં ઉપરના ગઈ કાલના શોક કે આજના હર્ષને જાણતાં નહોતાં છતાં

એમનું મુખ ગઈ કાલ કરતાં આજે પ્રસન્ન દેખાતું હતું. એમની પ્રસન્નતાનું દેખી શકાય એવું તો કોઈ કારણ નહોતું એટલે એમ જ માનવું રહ્યું કે મનુભાઈ આજે પ્રસન્ન હતા, તેનું પ્રતિબિંબ જ સુભદ્રાબેને ઝીલ્યું હતું.

જીવનમાં જેમ ગાંભીર્ય વખતે અંતરની વાતો પ્રગટ કરવાનું મન થાય છે તેમ જ પ્રસન્નતા વખતે પણ થાય છે તેવો આ બંનેમાંથી કોઈને ખ્યાલ નહોતો. ગઈ કાલે મનુભાઈ અંતરનો ભાર ઓછો કરવા માટે સુભદ્રાબેન પાસે બધું ઠાલવવા ઇચ્છતા હતા, અને છેવટ 'એ યોગ્ય નહિ થાય, એમ કરવાનો પોતાને અધિકાર નથી' એમ માનીને ચૂપ રહી ગયા હતા, આજે આખા દેહમાં ઝણઝણી રહેલી પ્રસન્નતા એના ઝંકારનો પડઘો પાડવા ઇચ્છતી હતી. ગઈ કાલે મનુભાઈને એમ લાગતું હતું કે પોતે એ વાત કરશે તો સુભદ્રાબેનના મન ઉપર મિત્રો વચ્ચેના અવિશ્વાસની, હૃદયદૌર્બલ્યની અને એમના પ્રત્યેના હીણા ભાવની અસર થશે, આજે એમ લાગવા માંડ્યું કે આ બધી વાતો જાણીને જીવન-ભરનાં કાર્યસાથી થવા ઇચ્છતાં સુભદ્રાબેન અમારા મનની સાચી સ્થિતિ જાણી શકશે અને અમારામાં જે નિખાલસતા, પાપભીરુતા અને એકરારની વૃત્તિ રહી છે તેને સમજશે.

મનુભાઈના મનમાં આ બધું પ્રગટ કરી દેવાની ઇચ્છા જોર કરવા લાગી. 'ચંદ્રમોહન તો એ જાણીને નારાજ નહિ થાય?' એવો એક પ્રશ્ન ઊઠ્યો, પણ તુરત જ થયું કે 'એમને નારાજ થવાનું શું કારણ છે? એમના હૃદય ઉપર મેં ને ગોપાળભાઈએ કાળી વાદળી કલ્પી હતી, પરંતુ એવું હતું જ નહિ. એ હૃદય સ્ફટિક જેવું નિર્મળ હતું. વાદળી તો ત્યાં હતી જ નહિ. અમારી આંખની ઝાંખપને લઈ ત્યાં ધુમ્મસ દેખાયેલું.' પણ વળી મનમાં થયું,

'શું ચંદ્રભાઈ માટે હવે કોઈ પ્રકારના ભયને કારણ નથી? શું એમનામાં જે તેજ છે તે સાત્ત્વિક છે? એમનો અવાજ અને મુખનો લખલખાટ રાજસી વૃત્તિ પ્રગટ નથી કરતા?' તુરત મન પાછું પડવા લાગ્યું. 'મારા મન ઉપરની આ અસરો છુપાવીને કેમ નિખાલસતા અને સચ્ચાઈનો દાવો કરી શકાય? આ બધું ન કહું તો વાતને ચોરું છું એમ ન કહેવાય?.........એ કરતાં મૌન જ રહેવું એ શું ખોટું?' મનુભાઈના દિલમાં ઊછળી રહેલી વાતો થાકીને પાછી બેસી જવા લાગી. મન ઉપર પ્રસન્નતા હતી તેમાં લગીર ઓટ આવી ગઈ.

'વાતો નથી કહેવી—ન કહેવી જોઈએ' એવો કંઈક નિર્ણય કરીને મનુભાઈએ તે દિવસનું છાપું વાંચવા માંડ્યું. સુભદ્રાબેન પણ ત્યારે એક છાપું વાંચતાં હતાં. છાપામાં ચંદ્રમોહને ગામનાયકોની સભામાં જે પ્રવચન આપ્યું હતું તેનો સાર આવ્યો હતો. મુખ્ય પાના ઉપરનું મથાળું જોતાં જ એમનું હૃદય ખેંચાયું અને ઊંચા શ્વાસે એક વખત તો બે કોલમમાં છપાયેલાં સમાચાર અને પ્રવચન ઉપર નજર ફેરવી ગયા. ફરીને નિરાંતે બધું વાંચ્યું અને એમનું મન શાંત પડ્યું, કંઈક સંતોષ પણ પામ્યું. છાપામાં ચંદ્રમોહનના કામની સ્તુતિ હતી અને સૂર્યકાન્તના બનાવે એમના દિલ ઉપર કેવી ચોટ લાગી હતી તેનું વર્ણન હતું. છાપાના બીજા સમાચારો ઉપર નજર ફેરવી એમણે છાપું એક બાજુ મેલ્યું અને શાળામાં જવા માટે ત્યાંથી ઊઠ્યા. સુભદ્રાબેન પણ મૂંગાં મૂંગાં એમની સાથે ઊઠ્યાં. બંને રસ્તા ઉપર આવ્યાં ત્યારે સુભદ્રાબેને પૂછ્યું:

'આજે કેમ તમે જમ્યા નહિ?'

મનુભાઈ ચાલવા જતાં તુરત જ ઊભા રહી ગયા. એમને

જમવાનું યાદ જ નહોતું રહ્યું. સુભદ્રાબેન પણ જમ્યાં નહોતાં એમ એ એ જ પળે જાણી શક્યા. તુરત પાછા ફરી નિવાસસ્થાનમાં દાખલ થયા. એમનું મગજ જાણે ફરતું હોય એવું લાગવા માંડ્યું. સુભદ્રાબેન એમના મોં ઉપરની મૂંઝવણ ધ્યાન-પૂર્વક જોઈ રહ્યાં હતાં. અંદર જઈ તેઓ રસોડામાં ન જતાં ઓરડા તરફ જ ચાલ્યાં ને બોલ્યાં : 'થોડીવાર અહીં બેસો, અહીં જ જમ-વાનું લાવીએ.' મનુભાઈ કંઈ પણ બોલ્યા વિના ઓરડામાં દાખલ થયા ને ભીંતને અઢેલીને બેઠા. સુભદ્રાબેન ગંભીર મુખે એમની સામે આવીને બેઠાં.

'આજ કેમ વ્યગ્ર લાગો છો?' થોડીવાર રહીને સુભદ્રા-બેને પૂછ્યું.

'કંઈ ખાસ નથી.' મનુભાઈ ફિક્કું હસ્યા.

'હું એક પ્રશ્ન પૂછી શકું?' મમતાભર્યા સ્વરે સુભદ્રાબેને પૂછ્યું. મનુભાઈ ચમકી ગયા, પણ ના ન પાડી શક્યા.

'ગોપાળભાઈના પત્રોમાં કંઈ ચિંતાજનક સમાચાર છે?'

સીધો જ પ્રશ્ન આવ્યો એટલે મનુભાઈ એક ક્ષણ વિકળ બન્યા અને બીજી જ ક્ષણે, શાંત પડીને બેસી ગયેલી વાતો એક સામટી બહાર નીકળવા માટે ઊછળવા લાગી.

'એ બધું તમને કહું ન કહું એમ બે દિવસથી થયા કરે છે.'

'શા માટે નથી કહેતા?'

'કોઈ છુપાવવાની વૃત્તિથી નહિ, પણ એ કહેવામાં હું સારું જ કરી રહ્યો છું કે કેમ તેની ખાતરી નથી થતી.'

'તમે મને સ્વજન અને સાથી નથી ગણતા? ચંદ્રભાઈને એ બધી વાતો તમે કહી શકો?'

મનુભાઈની જીભ ઉપર એક પણ જવાબ આવી શક્યો નહિ. એ મૂંગા રહ્યા એટલે સુભદ્રાબેન ફરી બોલ્યાં:

'હું તમને દુઃખ લગાડવા નથી ઇચ્છતી. તમે ન જ કહી શકો એમ હો તો મૌન રહેજો, પણ હું ધારું છું એ વાત સાથે મારે ને આપણા કામને કંઈક સંબંધ હશે જ.'

'સંબંધ તો ઘણો છે, પણ બીજી રીતે એ અંગત પણ છે.'

'અંગત? એટલે?'

'એમ તો આપણા જીવનમાં અંગત અને જાહેરના ભેદની લીટી ક્યાં દોરવી એ મુશ્કેલ છે, પણ આ વાતો પ્રજાજીવન સાથે સીધો સંબંધ નથી ધરાવતી.'

'તો ન કહેશો.' સુભદ્રાબેન બોલ્યાં. 'હું તો એમ માનું છું કે જેણે જીવનની સમગ્ર વૃત્તિ–શક્તિ લોકસેવાને અર્પી હોય તેના જીવનમાં અંગત જેવું કશું હોય જ નહિ.'

'એમ તો હું પણ માનું છું.'

'તો કેમ માની શકો કે અમુક વાતને પ્રજાજીવન સાથે સીધો સંબંધ નથી? બહુ તો એમ કહો કે સ્થૂળ સંબંધ નથી, દેખાતો સંબંધ નથી.'

'હું એમ જ કહેવા ઇચ્છતો હતો.' મનુભાઈ નમ્ર
ાજે બોલ્યા.

'ત્યારે તો વાતો કહી શકશો ને?'

મનુભાઈ ફરી મૂંઝાયા.

'એમ નહિ.' સુભદ્રાબેન બોલ્યાં. 'તમને લાગતું હોય કે
મ કરવાથી તમારા મનનો ભાર ઓછો થશે, આપણે એકમેકને
જાણી શકશું અને આપણા કામની ગૂંચોનું મને પણ જ્ઞાન
ં તો જ કહેજો.'

'એમ તો લાગે જ છે.'

'તો તો કહો જ. હું ગઈ રાત્રે જ તમારી પાસે આવવાની
ી. સાંજે તમે ઘણા જ ગંભીર અને વ્યગ્ર હતા.'

'હા.' મનુભાઈ ભાંગેલા અવાજે બોલ્યા.

'બીજી એક વાત પૂછું?'

'શું?'

'તમે કે ચંદ્રભાઈ મારા વિષે કંઈ જાણો છો?'

'વિશેષ નહિ, તમે અમદાવાદ રહો છો ને કુમારિકા છો
લું જ. તમારાં માતાપિતા ક્યાં છે, કોણ છે, શું કરે છે તે
નથી જાણતા.'

'હું કુમારિકા નથી.'

'ત્યારે?' મનુભાઈ આશ્ચર્યપૂર્વક બોલ્યા.

'હું વિધવા છું.'

'મનુભાઈની આંખ ફાટી રહી.

'અગિયારમે વર્ષે મારાં લગ્ન થયેલાં. તેરમે વર્ષે હું વિધવા થઈ.' સુભદ્રાબેન બોલ્યાં. મનુભાઈ તો સ્તબ્ધ બની ગયા.

'મારે મારા જીવનની મુખ્ય મુખ્ય બાબતો તો તમને જણાવવી જોઈએ ને?' સુભદ્રાબેને સ્વસ્થ અવાજે કહ્યું. મનુભાઈ કંઈ બોલી શક્યા નહિ. એમનું માથું કંઈક આશ્ચર્ય અને કંઈક દુઃખથી નીચે નમી ગયું.



૪૨

# આંસુની સ્મૃતિ

નક્કી કર્યા પ્રમાણે મિત્રો સાથે ચંદ્રમોહન બીજે દિવસે 'સંસ્કારમંડળ'ની સભામાં વ્યાખ્યાન આપવા માટે ગયો. પોતે શું બોલવું તે એણે સવારથી જ વિચારી લીધું હતું. સામાન્ય રીતે તો એ લોકવક્તા હતો એટલે કોઈ પણ વ્યાખ્યાન માટે તૈયારી કરવાની એને ટેવ નહોતી. પરંતુ આજે જે વર્ગ સમક્ષ એને બોલવાનું હતું તે વર્ગ ઉચ્ચ કેળવણી પામેલો, બુદ્ધિમાન અને બુદ્ધિનું અહં પણ રાખનારો હતો. ઉપેન્દ્ર અને શાન્તુએ એને રસ્તામાં જ ત્યાંની સભામાં કોણ કોણ હાજર હશે તેનો ખ્યાલ આપ્યો હતો. લગભગ દોઢસો હાજર રહેવાનાં હતાં તેમાંથી પચાસેકને તો ચંદ્રમોહન ઓળખતો જ હતો. એ ઓળખાણવાળાં અને નહિ ઓળખનારાં ચંદ્રમોહન પ્રત્યે કેટલી માનબુદ્ધિ ધરાવતાં હતાં તે ઉપેન્દ્રે એને કહ્યું હતું. ચંદ્રમોહન જ્યારથી લડતમાં ગયો હતો ત્યારથી એના સમાચારો જાણવા માટે ઉત્સુક રહે એવું એક મંડળ મુંબઈમાં હતું તેની એને ખબર નહોતી. એ તો એમ જ માનતો હતો કે પોતે મુંબઈથી સર્વ રીતે કપાઈ ગયો છે.

સભાસ્થાનમાં આવતાં જ બધાંએ ઊભાં થઈ એનું સ્વાગત કર્યું અને કોઈ સ્વજનને જોતાં હોય એમ પ્રેમભરી દૃષ્ટિએ સૌ એની સામે જોઈ રહ્યાં. જ્યાં વ્યાસપીઠ ગોઠવી હતી તેની સામે સોએક જેટલા જુવાનો બેઠા હતા અને ડાબી બાજુએ પચીસ–ત્રીસ યુવતીઓ બેઠી હતી. ચંદ્રમોહને સામે બેઠેલા યુવકોમાંથી ઘણાને ઓળખ્યા, પણ યુવતીઓમાંથી પ્રવીણા, વિશાખા, સુમિત્રા અને રંજના સિવાય બીજાને ઓળખી શક્યો નહિ. બહુ ઝીણવટથી જોવાનું વ્યાજબી પણ નહોતું એટલે એણે માત્ર આંખ જ ફેરવી લીધી હતી. આ યુવતીઓને તો એ નાનપણથી જ ઓળખતો હતો. એની ધારણા પ્રમાણે એ ચારેય હજી કુમારિકા જ હતી.

સભામાં શાંતિ થતાં જ ઉપેન્દ્રે ઊભા થઈ ચંદ્રમોહનની સૌને ઓળખાણ કરાવી. એના દિલમાં ચંદ્રમોહન માટે જે ઊંચા ભાવો હતા તે એ વખતે પ્રગટ થયા. ચંદ્રમોહન એ ભાવથી ભિંજાયા વિના રહી શક્યો નહિ. એણે કલ્પેલું જ નહિ કે પોતપોતાના જીવનમાં મશગૂલ બની ગયેલા મિત્રો એના પ્રત્યે ને એના કામ પ્રત્યે આટલી લાગણી ધરાવતા હશે.

પરિચયની વિધિ પૂરી થયા પછી ચંદ્રમોહન વ્યાખ્યાન આપવા માટે ઊભો થયો. પ્રથમ તો એણે હાથ જોડી સૌને નમસ્કાર કર્યા. એના મોં ઉપર નમસ્કાર કરતી વખતે જે સ્મિત હતું તે વ્યાખ્યાનનું પહેલું જ વાક્ય આવતાં ખસી ગયું અને ત્યાં ગભીરતા છવાઈ ગઈ. ચંદ્રમોહને પોતાના અનુભવો જણાવવાના હતા. એ અનુભવો એટલે આ અભાગી દેશની સાચી સ્થિતિ શી છે તે જણાવવાનું હતું. એણે વ્યાખ્યાન શરૂ કરતાં જ કહ્યું : ‘ મુંબઈની બહાર જેણે પગ નહિ મૂક્યો હોય અથવા તો મુંબઈમાં જ, પણ

જેણે સભ્ય સમાજની પીઠ પાછળ કેવો જનસમૂહ પડ્યો છે તે નહિ જોયું હોય તે મારા વ્યાખ્યાનની વાતોને માની શકશે નહિ. હું જે પ્રદેશમાંથી આવું છું તે પ્રદેશનાં માનવીઓનું હું તમારી પાસે વર્ણન કરીશ ત્યારે તમને લાગશે કે કાં તો હું રાષ્ટ્રભાવનાના નશામાં જૂઠું બોલી રહ્યો છું અથવા તો આ દુનિયાની બહારના કોઈ પ્રદેશની વાત કરી રહ્યો છું. મારે આરંભમાં એટલું જ કહેવાનું છે કે હું જે વર્ણન કરું તે સાચું માનજો, અતિશયોક્તિ વિનાનું માનજો અને જે દેશમાં આપણે વસીએ છીએ તે દેશનું જ છે એમ માનજો.'

આવી પ્રસ્તાવના સાથે ચંદ્રમોહને પોતે મુંબઈ છોડ્યું તે દિવસથી આજ સુધીનો ઇતિહાસ કહેવા માંડ્યો. પોતે શા માટે ગયો, જતી વખતે કેવું મંથન અનુભવેલું, તે પછી ગોપાળભાઈ પાસે હતો ત્યારે શા શા વિચારો આવેલા, ને લડતનો આરંભ થતાં એનું હૃદય કેવું પુલકિત થયેલું એ વર્ણન કરતાં એની આંખો હર્ષથી ચમકવા લાગી અને શ્રોતાજનોનાં મોં ઉપર પણ એક પ્રમત્ત હૃદયના દર્શનનો આનંદ વ્યાપી ગયો. એ પછી જે વર્ણન આવ્યું તેણે ચંદ્રમોહનના કંઠને રૂંધી લીધો. એણે જે અબોલ માનવીઓને જોયેલાં તેનું વર્ણન કરતાં ક્યારેક એના ગળે ડૂમો ભરાઈ જતો હતો અને ક્યારેક સાદ ફાટી જતો હતો. ચંદ્રમોહન એ ભૂલી જ ગયો હતો કે પોતે અત્યારે મુંબઈના થોડાંક શિક્ષિત જિજ્ઞાસુઓની જિજ્ઞાસા તૃપ્ત કરવા જ બોલી રહ્યો છે. એના મનમાં તો લોકસેવકની ભરતી કરવા નીકળ્યો હોય એવું જોશ વ્યાપી ગયું હતું. એવી જ સ્થિતિ શ્રોતાજનોની પણ ત્યારે હતી. તેઓ ચંદ્રમોહનની પિછાન કરવા અને થોડીક નવી, કુતૂહલ ઉપજાવે એવી વાતો સાંભળવા આવ્યાં હતાં, છતાં એમનાં હૃદયો પણ ચંદ્રમોહનની વાણી

સાથે ખેંચાયા વિના રહી શક્યાં નહિ. ચંદ્રમોહન જે બોલતો હતો તે એમને માટે તદ્દન નવીન નહોતું. આવું વર્ણન એમણે સાંભળ્યું પણ હતું અને વાંચ્યું પણ હતું, પરંતુ આજે એક એવા હૃદયમાંથી એ નીકળતું હતું કે જેનો સ્પર્શ અનુભવ્યા વિના તેઓ રહી શકે નહિ. ચંદ્રમોહન જે બોલતો હતો તે જાણે વાણી ન હોય, શબ્દો ન હોય, ધ્વનિ ન હોય પણ એક ઘવાયેલા હૃદયની રક્તધારા હોય એવું લાગતું હતું.

ચંદ્રમોહને પોતે એક ગામના ચોરા ઉપર બેસીને અર્ધી રાત્રે આંસુ વહાવ્યાં હતાં એ વાત કરી ત્યારે ઘણાંની આંખમાં જળજળિયાં આવી ગયાં. સૌ પોતાનાં હૃદયને મજબૂત રાખવા મથી રહ્યાં હતાં, પરંતુ ડાબી બાજુ બેઠેલી યુવતીઓમાંથી એકનું હૃદય એના કાબૂમાંથી છૂટી ગયું, અને પ્રયત્નપૂર્વક દબાવી રાખેલું ડૂસકું એનાથી ભરાઈ જતાં જ આંખો આંસુથી ઊભરાઈ ગઈ. સૌનું ધ્યાન એ બાજુ ગયું — ન ગયું ત્યાં ચંદ્રમોહને વાતનું સ્વરૂપ બદલ્યું'......અને એ સ્થિતિ જોઈને રડવાને અંતે હું સળગ્યો. મને થયું કે આ સ્થિતિ મિટાવવા હું મારા દેહને ઘસી નાખીશ. એ પથ્થર જેવા જીવનમાં વિદ્યુતસંચાર કરવા માટે હું મારાં હાડકાં ઘસીશ અને અંદરથી વીજળી પેદા કરીશ.' સાંભળનારનાં આંસુ કંઈક સુકાવા લાગ્યાં. તુરત જ ચંદ્રમોહને તે પછી પોતે પકડાયો ને જેલમાં ગયો તે વાત કરી. થોડુંક જેલનું વર્ણન કર્યું. તે પછી સંધિનું અને તે પછી બીજી લડતનું વર્ણન કરી એ જરી થોભ્યો. એક ક્ષણમાં એના મનમાં વિચારો આવ્યા : 'હવે આગળ વધું ? એ વખતની મારી અકથ્ય નિરાશાનું વર્ણન કરું ?......' એ આગળ વિચારે ત્યાં તો એના સામે અનિમિષ નેત્રે જોઈ રહેલાં સવાસો જેટલાં યુવકો અને યુવતીઓ ઉપર નજર પડી.

એ ધીમે સાદે બોલ્યો : ' એ પછીનું વર્ણન હું અત્યારે નહિ કરી શકું. ' અને તમામ આંખોમાં આશ્ચર્ય ફેલાઈ ગયું. પોતાનું વ્યાખ્યાન પૂરું થઈ ગયું હોય એમ એ અચાનક ખુરસી ઉપર બેસી ગયો. શ્રોતાજનો સ્તબ્ધ બની મૂઢની પેઠે એકાદ મિનિટ એમ ને એમ બેસી રહ્યાં. એ પછી ઉપેન્દ્ર ઊઠ્યો. એની ચાલમાં પણ વ્યાખ્યાનની અસર આવી ગઈ હતી. એણે વ્યાસપીઠ ઉપર આવીને ગંભીર સ્વરે કહ્યું : ' ચંદ્રમોહને જ્યાંથી અધૂરું મૂક્યું છે ત્યાંથી હવે આપણી મેળે જ આપણી સમજી લઈએ અને આજની સભા પૂરી કરીએ. ' સભાજનો આ સાંભળીને યંત્રવત્ ત્યાંથી ઊઠ્યાં અને એક પછી એક બહાર જવા લાગ્યાં. ચંદ્રમોહન પણ ઊભો થઈને બહાર જવા માટે તૈયાર થયો. ઉપેન્દ્ર એની પાસે જ ઊભો હતો. તેણે પ્રવીણા સામે આંગળી ચીંધી ચંદ્રમોહનને કહ્યું : ' આ પ્રવીણા. '

' હું આવતાં જ ઓળખી ગયો. ' ચંદ્રમોહને સહેજ હસીને કહ્યું : ' અને એની સાથે છે તે વિશાખા ને ? '

' હા, એ એની મિત્ર. તમારે ત્યાં પણ નાનપણમાં આવતી. પિતાશ્રી એને ઓળખે છે. બંને અત્યારે એલ. એલ. બી. નું કરે છે. '

' એ......મ ? વકીલ થવાનાં ? ' ચંદ્રમોહન બોલ્યો. ત્યાં એ બંને મિત્રો એ તરફ આવ્યાં. ઉપેન્દ્રે એ બંનેને કહ્યું :

' ચંદ્રમોહનને ઓળખો છો ? '

બંનેએ સસ્મિત હા પાડી.

' તમે રડી પડેલાં ખરું ? ' ઉપેન્દ્રે વિશાખાને પૂછ્યું.

'સૌ રડી પડેલાં.' પ્રવીણાએ કહ્યું. 'માત્ર એનું રડવું પ્રગટ થઈ ગયું.'

ચંદ્રમોહન વિશાખાના લાલ અને ગંભીર મુખ સામે જોઈ રહ્યો. અત્યારે એની આંખમાં આંસુ નહોતાં, પણ આંસુની સ્મૃતિ તો ત્યાં હતી જ. ચંદ્રમોહનને એ સ્મૃતિમાં હૃદયનું કારુણ્ય ને સૌજન્ય દેખાયું.

બધાં ધીમે પગલે વ્યાખ્યાન-ખંડની બહાર નીકળ્યાં.

## ૪૩

# કલ્પના અને વાસ્તવ

ચંદ્રમોહન ઘેર આવ્યો ત્યારે એના મનમાં એક નવીન પ્રશ્ન રમી રહ્યો હતો. 'દેશની દુર્દશા ફેડવામાં આ યુવકો ને યુવતીઓ લાગી જાય તો?' અને એ કલ્પનાથી એનું હૃદય મસ્ત બની જતું હતું. એણે પોતાની આંખે જ જોયું હતું કે એ સભામાં બુદ્ધિ-વાદીઓએ બુદ્ધિનું ગુમાન છોડીને આંસુ સાર્યાં હતાં ને પોતાની સાથે જ દેશનાં દુર્ભાગ્ય ઉપર નિઃશ્વાસ મૂક્યો હતો. 'એ બધાં શા માટે મારી સાથે ન જોડાય? શા માટે આ મુંબઈનગરીનો મોહ છોડી દઈને મારા પ્રદેશનાં હાડપિંજરોમાં પ્રાણ પૂરવા ન આવે? શા માટે આ પ્રવીણા ને વિશાખા સુભદ્રાબેન સાથે જોડાઈ ન જાય?' એની આંખો કલ્પનાથી ચમકવા લાગી. શુદ્ધ સુતરાઉ ખાદીમાં સજ્જ થયેલી પ્રવીણા અને રેશમનાં વસ્ત્રોમાં શોભતી વિશાખા એની આંખ સામે આવી ગયાં. એને થયું: 'મેં જે કહ્યું તે વિશાખા નજરોનજર જુએ તો આ રેશમી વસ્ત્રો સજી શકે? એના અંગે અંગ ઉપર લટકાવેલાં સૌન્દર્યનાં આભરણો એનાથી સહન થાય? એની ગોળ મોટી આંખો દુઃખિયાંનું દુઃખ શોધવામાં ન લાગી જાય?' વિશાખાનું હૂબહૂ ચિત્ર આંખ

સામે ખડું થયું. અંગ ઉપરનાં વસ્ત્રો ને આભૂષણો શોખ અને વિલાસનું સૂચન કરતાં હતાં, પરંતુ આંખો કેટલી નિર્મળ હતી! લાંબી, પાતળી ઊંચી દેહમાં કેટલો તરવરાટ હતો! મોં ઉપર કેવી શરમની લાલી હતી!......અને પ્રવીણા? એના માટે જ ઉપેન્દ્રે ચંદ્રમોહનને પૂછ્યું હતું ને? પ્રવીણા સાથે લગ્ન થાય, થઈ શકે એવો વિચાર તો મનમાં પ્રવેશી પણ ન શક્યો, પરંતુ 'જે મારા જેવા અવધૂત સાથે લગ્ન ઇચ્છે છે તે સેવાક્ષેત્રમાં તો ઝંપલાવે જ ને? એ જેને પસંદ ન હોય તે મારો વિચાર કરી શકે?' એણે અનુમાનો ખેંચવા માંડ્યાં.

'અને ઉપેન્દ્ર?' એક ક્ષણ મન સ્થિર થઈ ગયું. 'કેટલો નિર્મળ જુવાન છે!......એ આવે તો શાન્તુ પણ આવે ને ઘણાં આવે.' જાણે મોટી સેના આંખ સામે તરવા લાગી. પણ તુરત એ કલ્પના તૂટી ગઈ. નીચે સૂર્યકાન્ત આવ્યા છે એવા સમાચાર નોકર પાસેથી મળતાં જ પોતાનું ક્ષેત્ર કેવું દુર્ઘટ છે એ યાદ આવવા લાગ્યું. 'પ્રવીણા...વિશાખા...ઉપેન્દ્ર ત્યાં આવી શકે? અનેક યુવકો ને યુવતીઓ ત્યાં એક દોરે પરોવાઈ શકે? ને ત્યાંનું વાતાવરણ કર્તવ્યમય તથા પવિત્ર રહી શકે?' વિચાર આગળ વધે ત્યાં સૂર્યકાન્ત એની સામે આવીને ઊભો રહ્યો. કશા જ સ્પષ્ટ ઇરાદા વિના ચંદ્રમોહનની નજર એના મુખ ઉપર મંડાઈ રહી, જાણે હૃદયનું પ્રતિબિંબ એ ત્યાં જોવા ઇચ્છતો હોય!

'આવો.' આવકાર આપી એણે સૂર્યકાન્તને બેસાડ્યો.

'હું પેલા...માટે જ આવ્યો છું.' ખૂબ નમ્રતાથી સૂર્યકાન્ત બોલ્યો ને ખુરસી ઉપર બેઠો.

'હું તો તમને મદદ નહિ કરી શકું.' ચંદ્રમોહને જવાબ આપ્યો. સૂર્યકાન્તનું મોં તરત જ પડી ગયું.

'મને તમારા ઉપર વિશ્વાસ નથી.' ચંદ્રમોહને ઉમેર્યું.

'જે થયું છે તે માટે હું માફી માગું છું.'

'એ વાત નથી. તમે અહીં આવ્યા પછી પણ વિશ્વાસઘાત કર્યો છે. મારા પિતા પાસે મારા નામે તમારે નહોતું આવવું જોઈતું.'

'એ મારાથી ભૂલ થઈ. હું બહુ તકલીફમાં હતો.' સહેજ પણ થડકયા વિના સૂર્યકાન્ત બોલ્યો.

'હશો, પણ એવા માણસને હું મદદ ન આપી શકું. તમે જાણો છો કે મારા પાસે તો કશું છે જ નહિ. પિતા પાસેથી માગવા જેટલી પ્રેરણા થાય એવું મને તમારામાં કશું દેખાતું નથી.'

'હું દુઃખી થઈ જઈશ.' સૂર્યકાન્તે અવાજને વધુ નમ્ર બનાવ્યો.

ચંદ્રમોહન કંઈ ન બોલ્યો.

'હું તમને ખાતરી આપું છું કે ફરી વખત............હું હવે શાંતિથી કોઈ કામ ધંધો કરીશ ને અહીં મુંબઈમાં જ રહીશ.'

'શું કામ કરશો ?'

'એકાદ એજન્સી રાખી લઈશ.'

'તમારી સેવાભાવના......'

'બીજું શું થાય ? એમાં હું નાલાયક નીવડ્યો.'

'એમ ખરેખર માનો છો ?'

'હા.'

'મને તો એવો અફસોસ તમારામાં નથી દેખાતો. હજી ચાર–છ દિવસ પહેલાં જ તમારો કાગળ જુદું કહેતો હતો.'

'હું...હું ત્યારે ઉશ્કેરાયેલો હતો.'

'એ કરતાં એમ કહો કે આવી મૂંઝવણનો મને ત્યારે ખ્યાલ નહોતો.'

'તો શું કરું ?' લાચારી બતાવતો હોય એમ સૂર્યકાન્ત બોલ્યો.

'એ તો તમારો અંતરાત્મા કહે તેમ કરો, પણ જે હેતુને ખાતર જીવનપલટો કર્યો હતો તે સાવ ભૂલી ન જાવ તો સારું.'

'પણ બીજું શું થઈ શકે ? તમે જ મને રજા આપી છે.'

'હા, રજા તો આપી છે, પણ......' ચંદ્રમોહન 'પણ' પાસે અચકાયો. જે સરળતાથી અને કંઈક 'અગ્રણી'ની રીતે એ વાત કરી રહ્યો હતો તેમાં વિક્ષેપ આવી ગયો. 'પણ, શું ?' તે એને ન સૂઝ્યું.

'મને ફરી દાખલ કરો ખરા ?' સૂર્યકાન્ત બોલ્યો. બોલતાં જ એના મોં ઉપરના યાચક–ભાવો જાણે અદૃશ્ય થઈ ગયા અને લુચ્ચી આંખો ઝીણી બની ગઈ.

'હમણાં તો નહિ.' થડકતા અવાજે ચંદ્રમોહન બોલ્યો.

'તો ?'

'તો ?' ચંદ્રમોહનથી પણ બોલી જવાયું. 'તો' નોકરી કે ધંધો, એ સિવાય એને પણ બીજું સૂઝ્યું નહિ.

'બીજો રસ્તો જ નથી એટલે મદદ માગવા આવ્યો છું' સૂર્યકાન્ત બોલ્યો. 'જો એક હજાર રૂપિયા અપાવો તો હું સરસ કામ કરી શકું.'

ચંદ્રમોહન મૂંગો રહ્યો. એના દિલમાં ધડમથલ શરૂ થઈ ગઈ. સૂર્યકાન્ત સાચો છે કે ખોટો તે વિષે ફરી પાછો સંદેહ પેદા થયો. શંકાશીલ સ્થિતિમાં જ એણે પૂછ્યું :

'તમે તમારી ભૂલોનો એકરાર કરો ખરા ?'

સૂર્યકાન્ત આ અણધાર્યા પ્રશ્નથી ચમકી ગયો. એકાદ ક્ષણ અટકીને એ બોલ્યો :

'એથી શો ફાયદો ? મારું જીવન નાહક ચૂંથાઈ જાય.'

'ના, જો હૃદયપૂર્વક કરો તો તમને શાંતિ મળે ને તમે ઉશ્કેરાઈ જાઓ છો તે ન ઉશ્કેરાઓ.'

'એટલે તમે લખાવી લેવા ઇચ્છો છો ?' સૂર્યકાન્તનો અવાજ બદલવા લાગ્યો.

'તમને વાંધો ન હોય તો જ.'

'એક હજાર રૂપિયાના બદલામાં !' સૂર્યકાન્ત બોલ્યો. એના હોઠ સખત થઈ ગયા.

'નહિ, નહિ. તમારી નિખાલસતાની ખાતરી કરવા.' ચંદ્રમોહનની ધડમથલ દૂર થઈ ગઈ. સૂર્યકાન્તને એ સાચે સ્વરૂપે ઓળખી ગયો. સૂર્યકાન્ત તુરત જ ઊભો થઈ ગયો. એની આંખો લાલ થવા લાગી અને શ્વાસની ગતિ વધવા માંડી. ઊભો થયા પછી એ બોલ્યો :

'મને વેચાતો રાખવો છે ?'

ચંદ્રમોહન એ શબ્દોની ચોટને સમજ્યો ને રોષભર્યા ચહેરે મૂંગો રહ્યો. સૂર્યકાન્તે ભારે પગલે ત્યાંથી ચાલવા માંડ્યું.

સૂર્યકાન્તને ગયાને બે મિનિટ થઈ કે તુરત નોકરે આવીને એક ચિઠ્ઠી એના હાથમાં આપી. ચિઠ્ઠી વાંચ્યા પહેલાં જ ચંદ્રમોહન

સમજી ગયો કે એ સૂર્યકાન્ત જ હશે. એમાં આટલા શબ્દો લખ્યા હતા :

'મેં માનેલું કે તમે મને મદદ કરીને ફરી પાછો તમારો બનાવી લેશો, પણ એવું તમને સૂઝ્યું નથી. ખેર! મને એની ચિંતા નથી.'

ચંદ્રમોહને ચિઠ્ઠી વાંચીને ઝીણા ઝીણા કટકા કરી ટેબલ ઉપર વેર્યા. એ બહારથી આવ્યો ત્યારે જે મનોરમ કલ્પનાઓ સ્ફુરી હતી તેનાથી ઊલટી જ વાસ્તવિકતા જોઈ એનું મન વ્યગ્ર બની ગયું. એક નિશ્વાસ મૂકી એ પોતાના શયનગૃહ તરફ ગયો અને કંઈ કંઈ વિચારો કરતો પોઢી ગયો.

●

# આશા–નિરાશા

'સંસ્કારમંડળ'ની સભા વીખરાયા પછી લગભગ બધાંએ ચંદ્રમોહનની પ્રશંસા કરી હતી, પરંતુ એમાં શાન્તુ અને ઉપેન્દ્ર મોખરે હતા. એ કરતાં યે વિશેષ અસર કોઈને પહોંચી હોય તો એ એક વિશાખા હતી. સભા–ખંડમાં જ એની આંખોમાંથી આંસુ છલકી ગયાં હતાં તેને ક્ષણિક આવેશનું પરિણામ કહી શકાય, પરંતુ બહાર નીકળ્યા પછી પ્રવીણાના મોંએ ચંદ્રમોહન વિષે એણે જે અદ્ભુત પ્રશંસા કરવા માંડી તેને તો ચંદ્રમોહનના વ્યાખ્યાનની અસર જ કહેવી જોઈએ. ચંદ્રમોહનનું આખું વ્યાખ્યાન એને યાદ રહી ગયું હોય એમ વાક્યોનાં વાક્યો એ બોલ્યે જતી હતી અને 'અદ્ભુત!' 'અદ્ભુત!' એમ ઉચ્ચારતી હતી.

'આવી તો મને કલ્પના પણ નહોતી.' 'બસ'ના સ્ટેન્ડ પાસે ઊભાં રહેતાં એ બોલી.

'હું તો જાણતી જ હતી. મોટાભાઈએ મને કહેલું જ.'

'હું ન આવી હોત તો? જીવનનો એક અમૂલ્ય અવસર ખોઈ બેસત ને?'

'એ...મ ?' પ્રવીણા હસી.

'તને નથી લાગતું કે અસાધારણ વ્યક્તિત્વ છે ?'

'એ તો છે જ.'

'તો કટાક્ષ કેમ કરે છે ?'

'અમસ્થી જ. મને થાય છે કે બધું જાણ્યા સાંભળ્યા પછી આ બધું ઉતારી નાખવાનું મન થાય ખરું કે નહિ ?' પ્રવીણાએ વિશાખાનાં વસ્ત્રો ઉપર નજર ફેંકતાં કહ્યું.

'હું ગંભીરપણે એ વિચારી રહી છું.'

'મેં તો તને હજાર વખત આ કહ્યું છે. મોટાભાઈ પણ કેટલી વખત બોલ્યા હશે !'

'પણ આજનું કહેવું ને બોલવું જુદું હતું. બધું આંખ સામે જ દેખાતું હતું.'

'રખે અભ્યાસ છોડી દેતી !' પ્રવીણા હસતી બોલી.

'કદાચ છોડી પણ દઉં' વિશાખાના મોં ઉપર ગંભીરતા છવાઈ ગઈ.

'ખરું કહે છે ?'

'એ તો ઘેન ઊતર્યા પછી ખબર પડે. અત્યારે તો બીજું કશું જોઈ શકાતું પણ નથી.' વિશાખા લાગણીમય બનીને બોલી.

'તું શું બોલે છે, વિશાખા ?'

'સાચું કહું છું. એમ થાય છે કે ચંદ્રમોહન જ સાચું જીવન જીવી રહ્યા છે. એમની વાણીમાં હૃદય જ ટપકતું હતું !'

'તું બીજું જાણે છે ?' પ્રવીણા ધીમેથી બોલી.

'શું ?'

'એ અપરિણીત છે, મોટાભાઈ ઇચ્છે છે કે હું એની સાથે લગ્ન કરું.'

'ખરેખર ?' વિશાખાની આંખો હર્ષથી ચમકી ઊઠી. 'તું મહાભાગ્યવાન ગણાશે.'

પ્રવીણાના મોં ઉપર લજ્જાની સુરખી છવાઈ ગઈ. એ પછી બંનેમાંથી કોઈ બોલ્યું નહિ અને એમને મૌન ભારે લાગે તે પહેલાં વિશાખાને જવાની 'બસ' આવી પહોંચી. સહેજ હસતી, આંખથી અભિનંદન આપતી એ 'બસ'માં ચડી બેઠી અને પ્રવીણા બીજી 'બસ'ની રાહ જોતી ત્યાં ઊભી રહી.

વિશાખા દૂર વાલકેશ્વર રહેતી હતી. એના પિતા બહુ મોટા ધનવાન નહોતા, પરંતુ એકની એક પુત્રી હોવાને કારણે વિશાખા માટે ગમે તે ખર્ચ કરવાને તૈયાર હતા. પિતાના બંગલામાં વિશાખાને પોતાને એક સ્વતંત્ર ઓરડો મળ્યો હતો. એ ઓરડો એણે અનેક ચિત્રો અને કલાવસ્તુઓથી શણગાર્યો હતો. એ ખાદી નહોતી પહેરતી તેની પાછળ એનું અજ્ઞાન કે રાષ્ટ્રભાવનાનો અભાવ નહોતાં, પણ એના સૌન્દર્યપ્રિય સ્વભાવને ખાદી કરતાં પરદેશી રેશમમાં ને એવી બીજી વસ્તુઓમાં જ સુંદરતા દેખાતી હતી. પ્રવીણા એની નાનપણની મિત્ર હતી. એ ઘણીવાર એને ખાદી માટે સમજાવતી પણ વિશાખા એ હસી કાઢતી. પ્રવીણા કરતાં એનું હૃદય મુલાયમ હતું છતાં એ ખાદીની ભાવના પ્રત્યે શા માટે ન ખેંચાતી તેનું ઉપેન્દ્રને પણ આશ્ચર્ય થતું ને ઘણીવાર એ બોલતો પણ ખરો : 'તમે કોઈ ને કોઈ દિવસે નખશિખ ખાદીધારી થઈ જ જશો; જે દિવસે તમારા મનમાં ખાતરી થશે કે

એ વિના લોકો રોટલા વિના ટળવળે છે તે દિવસે તમારું હૃદય પીગળ્યા વિના નહિ જ રહે.' પ્રવીણા ત્યારે કહેતી કે 'ના, તે દિવસે પણ સૌન્દર્યપ્રેમની લાગણી જ જીતી જશે.' આજે ઉપેન્દ્રની એ વાતની જાણે સાબિતી મળતી હોય એમ વિશાખા સભામાંથી પાછી ફર્યા પછી ખાદી પહેરવાનો નિશ્ચય કરી ચૂકી હતી અને ઘેર આવતાં સુધીમાં બીજા પણ કંઈ કંઈ વિચારો એના મગજમાં આવી ગયા હતા.

'પ્રવીણાને એ પ્રાપ્ત થાય તો કેવું સારું!' એ વિચાર ઘણીવાર મનમાં આવ્યા કરતો હતો. 'તો તો હું પણ એની સાથે જ ત્યાં જાઉં અને લોકોની સેવા કરું. ચંદ્રમોહને કહ્યું તેમ એ હતાશ આંખોમાં આશાનાં કિરણો પૂરું.' વિશાખાના મનમાં ચંદ્રમોહનના વ્યાખ્યાનમાં જોયેલા પ્રદેશની કલ્પનાઓ આવવા લાગી.

એણે ઘેર આવીને પોતાનો ઓરડો ઉઘાડ્યો ત્યારે જે ઝાકઝમાળ દેખાઈ તે આજે પહેલવહેલી જ આંખને સહેજ આંજી નાખતી હોય એવી લાગી. કલા અને સૌન્દર્ય કહી કહીને એકઠી કરેલી અનેક વસ્તુઓ તરફ એની નજર પડતાં 'આ ત્યાં નહિ હોય' અને 'જરૂર પણ શી છે?' એવું એક સાથે જ મનમાં થવા લાગ્યું.

પ્રવીણા ઘેર ગઈ ત્યારે એના રોમેરોમમાં ચંદ્રમોહન વસી ગયો હતો. વિશાખાના મોંએ ચંદ્રમોહનની જે પ્રશંસા સાંભળી હતી તે ફરી ફરીને યાદ આવતી હતી અને સંપૂર્ણ સાચી લાગતી હતી. પોતાનાં લગ્ન એની સાથે થશે એ વિચારે વિશાખા કેટલી આનંદ પામી હતી એ કલ્પના કરતાં તો એને લગ્નનું મોડું થઈ રહ્યું છે એમ જ લાગવા માંડયું. કેટલાં વર્ષો થયાં એ લગ્નની ના પાડયા

કરતી હતી ! આજે ઈશ્વરે જ એની પાસે એનો જીવનસાથી મોકલ્યો હોય એમ એનું ચિત્ત સુખનો ઝંકાર અનુભવવા લાગ્યું.

એ ઘેર પહોંચી ત્યારે મોટાભાઈ આવ્યા નહોતા. મોટાભાઈ સાથે ચંદ્રમોહન આવ્યો તે દિવસે સવારે વાત થઈ હતી એ વખતે પોતે જરા પણ ઉત્સાહ બતાવ્યો નહોતો તે બદલ અફસોસ થવા લાગ્યો. 'આ ચાર દિવસમાં મોટાભાઈએ ફરીને વાત નથી ઉચ્ચારી એનો અર્થ તો એ જ ને કે મોટાભાઈ મારી મરજી વિરુદ્ધ કશું કરવા જ નહોતા ઇચ્છતા ?' પ્રવીણાએ પોતાના મન સાથે તોડ કાઢ્યો અને નક્કી કર્યું કે 'આજે મોટાભાઈ નહિ કહે તો હું જાતે જ કહીશ કે મને એ કબૂલ છે........મોટાભાઈ અને બા આ જાણીને કેટલો આનંદ પામશે ! એમની આજ્ઞા મેં માની તેનો તેઓ આનંદ લેશે અને મારા જીવનનો સાથી હું મેળવીશ તેનો હું આનંદ લૂંટીશ.' આનંદની ભરતી ચડી હોય એમ પ્રવીણાનું મસ્તક ઊંચું થઈ ગયું અને કંઈક ગર્વપૂર્વક એણે પોતાનું મુખ સામે પડેલા મોટા આયનામાં જોયું.

એ સુંદર તો હતી જ. વિશાખાની બરોબરી ભલે ન કરી શકે, પરંતુ લાખમલાખ કદરૂપ લોકોની વચ્ચે એને પોતાની સુંદરતાનો ગર્વ હતો. દેહની એ સુંદરતા ઉપરાંત એનામાં બુદ્ધિ અને રાષ્ટ્રીયતાની સુંદરતા પણ હતી એટલે એ પોતાને કુદરતની લાડીલી સમજે તો એમાં એનો વાંક નહોતો. મોટાભાઈ ઉપેન્દ્ર એનાથી બે વરસ મોટો હતો અને બેન પ્રત્યે અત્યંત વહાલ રાખતો હતો તે પણ એના જીવનની એક સિદ્ધિ હતી. આજે એના સમગ્ર જીવનમાં એક ઊણપ હતી, અથવા તો ઊણપ છે એવી શંકા હતી તે પણ પુરાઈ જશે એવી આશાએ એના અંગેઅંગમાં ચૈતન્ય પુરાતું હતું.

રાતના દસેક વાગ્યે ઉપેન્દ્ર આવ્યો ત્યાં સુધી એ પોતાના ઓરડામાં જાગતી બેઠી હતી. એ જાણતી હતી કે મોટાભાઈ આવતાંની સાથે જ કપડાં ઉતારીને સૂઈ જશે અને મધુર જિજ્ઞાસા છેક સવાર સુધી અતૃપ્ત જ રહેશે, એટલે એ પોતાના ઓરડામાંથી બહાર આવી હસતી હસતી મોટાભાઈ સામે ઊભી રહી.

'કેમ પ્રવીણા ?' મોટાભાઈએ સસ્મિત એને આવકાર આપ્યો. પ્રવીણાએ આશા રાખી કે હમણાં એ કહેશે કે 'કેમ, તને કેવું લાગ્યું ?' પણ એ ન બોલ્યા. કપડાં ઉતારી એમણે સૂવાની તૈયારી કરવા માંડી. પ્રવીણાને થયું કે અત્યારે નહિ, સવારે બોલશે; પણ સવાર સુધી આ લાગણી ઉપાડવી શી રીતે? એણે ધીમેથી કહ્યું:

'અદ્ભુત બોલ્યા, ખરું !'

'જરૂર.' ઉપેન્દ્ર બોલ્યો. 'એનામાં આટલી શક્તિ હશે એમ તો મેં પણ નહોતું ધાર્યું.'

'તમારા એ પરમ મિત્ર છે, કેમ !' મોટાભાઈને ઉત્તેજન આપવા પ્રવીણા બોલી.

'હા, એક દિવસ હું એનાથી એકાદ ડગલું આગળ હતો, આજે તો એ મારાથી સેંકડો યોજન આગળ ગયો છે.'

પ્રવીણા ફરી નિરાશ બની. ઉપેન્દ્ર કશું જાણતો નહોતો એટલે તુરત જ એણે પથારીમાં લંબાવ્યું અને બોલ્યો:

'અત્યારે શાન્તુ ને હું એ જ વાત કરી રહ્યા હતા. કેટલો વિકાસ સાધ્યો છે !'

'ક્યારે પાછા જવાના છે ?' ઇચ્છિત જવાબ મેળવવા પ્રવીણાએ પ્રયત્ન કર્યો.

'એ તો ખબર નથી, પણ આઠ દસ દિવસથી વધુ નહિ રોકાય.'

પ્રવીણા જાણે હારી ગઈ. એણે છેલ્લો પ્રશ્ન ફેંક્યો:

'તમે એને વાત કરેલી?'

ઉપેન્દ્ર તુરત જ સમજી ગયો. એણે કંઈક નિરાશાપૂર્વક પ્રવીણા સામે જોયું અને એ આંખમાં ઝગમગી રહેલી જિજ્ઞાસા જોઈ એને લાગી આવ્યું. એ ધીમેથી બોલ્યો:

'એ લગ્ન કરવા નથી ઇચ્છતો.'

પ્રવીણા કંઈ જ બોલી નહિ. ધીમાં પગલાં ભરતી નીચી આંખે પોતાના ઓરડામાં ચાલી ગઈ.

# છાનું મમત્વ

**મ**નુભાઈનો સંતોષજનક પત્ર આવ્યો ત્યારે જ ગોપાળ-ભાઈના તરફડતા આત્માને શાંતિ થઈ. કૃષ્ણનગરમાં રહેતા સૂર્ય-કાન્તના એક મિત્ર પાસેથી એમણે જે દિવસે ચંદ્રમોહન વિષે ગમે તેવી વાતો સાંભળી હતી તે દિવસે એમનું મન તદ્દન ઉદ્વિગ્ન થઈ ગયું હતું. આખો દિવસ ઉદ્વેગમાં પસાર કર્યા પછી એમણે રાત્રે એ વિચારોને ભૂલવા પ્રયાસ કર્યો હતો અને તેમાં એમને નિષ્ફળતા મળી હતી. બીજે દિવસે સવારે મનુભાઈના કાગળમાં સૂર્યકાન્ત વિષેના સમાચાર વાંચી એટલી બાબત વિષે તો એમના મનને સત્ય હકીકતની નિરાંત થઈ હતી. પરંતુ એમાં ચંદ્રમોહનના દિલદ્રાવક પ્રવચનની જે બિના લખી હતી તે એને કેમેય કરી સમજાતી નહોતી. હજી ગઈ બપોરે જ એમણે જે સાંભળ્યું હતું તે કરતાં મનુભાઈના કાગળમાં જુદો ધ્વનિ હતો. થોડો વખત ઘડમથલ ભોગવ્યા પછી એમના મનમાં સાચી વાત જાણવાની જિજ્ઞાસા થવા લાગી. મનુભાઈનો કાગળ એમણે ફરી ફરીને વાંચ્યો પણ એમના મનને શાંતિ ન વળી. ગઈ કાલે શંકાનું જે બીજ રોપાયું હતું તે

ઝટપટ નીકળતું નહોતું. અને એ શંકા કરતાં યે પ્રબળ વસ્તુ તો એ હતી કે એમનું આધ્યાત્મિક ગણિત તો કેટલાય દિવસથી એમ કહેતું હતું કે 'ચંદ્રમોહનનું પતન થવું જ જોઈએ.' પોતાના એ ગણિતને સાચું પાડવાનું મન થઈ આવ્યું હોય એમ ગોપાળભાઈ એક પાપભીરુ આત્માના આસનેથી નીચે ઊતરીને એક સંશયાત્માની જગ્યાએ આવી ગયા હતા. એમને એમ થયા જ કરતું હતું કે 'ગઈ કાલની વાત સાચી જ હશે. મનુભાઈને ખબર નહિ હોય. ચંદ્રમોહને એમને અંધારામાં જ રાખ્યા હશે.'

આવી મનોદશામાં ગોપાળભાઈએ કાગળ તો લખીને નાખી દીધો, પણ એ આખો દિવસ એમના મનને નિરાંત ન થઈ. થોડીક વાર સુધી તો એ જિજ્ઞાસા અત્યારે ને અત્યારે તૃપ્ત થઈ જાય એવી ઇચ્છા થઈ આવી, પણ ઇચ્છા પરાકાષ્ટાએ પહોંચે તે પહેલાં જ એમનું મન પાછું વળ્યું. ઓરડામાં ચાલતાં ચાલતાં એક પુસ્તક ઉપર પગ આવી ગયો ને તુરત જ પોતે ભાન ભૂલ્યા છે એવું એમને થઈ આવ્યું. 'જાગૃતિ હોત તો આમ બનત ?' એવો નજીવો પ્રશ્ન થયો અને તુરત જ પોતે નિદ્રામાં ડૂબતા જતા હતા એમ જણાઈ આવ્યું.

મન પાછું વળ્યું પછી તો પૂછવું જ શું ? જેટલા વેગથી મને આગળ ધસારો કર્યો હતો તે કરતાં બમણો વેગ પાછા ફરતાં અનુભવ્યો. ચંદ્રમોહન દોષિત હોય તો પણ નિર્દોષ છે અને પોતે જ મહાપાપી છે એમ થઈ આવ્યું. વેદના અસહ્ય થઈ પડતાં તુરત જ એમણે બીજો કાગળ મનુભાઈને લખી નાખ્યો અને આજે એમનો જવાબ મેળવીને ચિત્તમાં શાંતિ અનુભવી. મનુભાઈના કાગળમાં એમના ચિત્તની સ્થિતિનું વર્ણન હતું, પરંતુ કાગળને અંતે ચંદ્રમોહન નિષ્કલંક છે એવી સ્પષ્ટ ખાતરી પણ લખી હતી. ત્યાં આવેલાં સુભદ્રાબેન કેવાં છે તે પણ એમણે જણાવ્યું હતું. ગોપાળ-

ભાઈને એ કાગળ વાંચીને જેમ નિરાંત થઈ તેમ પોતાની ઉતાવળ માટે અને હૃદયની હલકાઈ માટે પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો. એમણે તે સાંજે પેલી પાટ ઉપર બેઠાં બેઠાં પોતાના જીવનનાં છેલ્લાં આઠ વર્ષોનો ઇતિહાસ તપાસવા માંડ્યો. એ ઇતિહાસમાં બીજાં પ્રકરણો તો બહુ સાદાં હતાં, પરંતુ ચંદ્રમોહનનું પ્રકરણ જે અનેક રંગોથી રંગાયેલું હતું તેનું જેમજેમ ઝીણવટથી નિરીક્ષણ કરતા ગયા તેમ તેમ એમને લાગવા માંડ્યું કે પોતે ચંદ્રમોહનને અન્યાય કર્યો છે. એ ગાફેલ પણ પવિત્ર આત્માને પાપનું ભાન નહોતું ત્યારે ભાન કરાવ્યું છે અને એના દિલના મર્મ ભાગમાં કેટલાક ઘા પણ માર્યા છે. ગોપાળભાઈનું હૃદય તે દિવસની કાળી રાત જેવું ગમગીન અને શાંત થઈ ગયું. દિલમાં એક જ ભાવના વસી ગઈ કે ' ચંદ્રભાઈની અંતઃકરણપૂર્વક માફી માગી લઉં. '

આ ભાવના સાથે તેઓ સૂતા અને એ જ ભાવનાને દૃઢ કરીને તેઓ બીજી સવારે ઊઠ્યા. પ્રભાતમાં ઈશ્વરસ્મરણ કર્યા પછી આજે પહેલું કામ એમણે એ જ કર્યું. મનુભાઈના નામે એક મોટો કાગળ લખી એમાં ચંદ્રભાઈની પુષ્કળ પુષ્કળ માફી માગી. એ કાગળ ચંદ્રભાઈ વાંચે જ એવો આગ્રહ પણ લખ્યો. પરંતુ કાગળ પૂરો કરીને એ શાંત મને બેઠા કે તુરત એમના મનમાં એક વખત ચંદ્રમોહનને નજરે જોવાની ઇચ્છા થઈ આવી. હૃદયના કયા ખૂણામાં એ મમત્વ પડ્યું હશે તે પ્રભુ જાણે, પરંતુ આજે એ ઊમટી આવીને ચંદ્રમોહનને પોતા તરફ ખેંચવા માટે તલસી રહ્યું. થોડીક વાર તો ગોપાળભાઈ પોતાનું સ્થાન અને જ્ઞાન જાણે વીસરી ગયા અને જાણે પિતાએ પુત્રનો અપરાધ કર્યો હોય એમ એક સાથે જ પ્રેમ અને ક્ષમાના ભાવો એમના હૃદયપ્રદેશમાં પ્રસરી ગયા. તુરત જ એમણે કાગળ લઈ એ

મંગળમય ભાવોને કાગળમાં ટપકાવી લીધા. એ શબ્દો લખતી વખતે જ એમના મનમાં ખાતરી હતી કે જરૂર એ આવશે. 'આવશે જ' એમ એ ગણગણ્યા પણ ખરા.

જીવાબાપાને કાગળ આપી તેઓ પોતાનું પ્રાતઃકર્મ કરવા નદીએ ગયા ત્યારે અંધારું ચાલ્યું ગયું હતું અને હમણાં જ પૂર્વ-માંથી સૂર્યભગવાન પોતાનાં કિરણો ફેંકશે એવી લાલી છવાઈ ગઈ હતી. મોડું થયું હતું છતાં ગોપાળભાઈએ સ્નાન, સ્મરણ અને ધ્યાન દરરોજની શાંતિથી જ કર્યાં. આજે એમના મનમાં જે ઉલ્લાસ હતો તેણે ધ્યાન-ધારણામાં પણ સ્થિરતા-પ્રસન્નતાનો રસ પૂર્યો હતો.

●

# જીવનનાં સાથી

**એ** આખી રાત મનુભાઈએ અને સુભદ્રાબેને વાતો કર્યા કરી. બંનેનાં અંતરમાં કોઈ આવરણ જ ન રહ્યું હોય એમ એકમેકની તમામ વાતો પ્રગટ કરતાં કોઈને સંકોચ ન થયો. મનુભાઈની વાત તો સાવ સાદી હતી. એમાં મહત્ત્વનો બનાવ હોય તો એક જ અને તે ચંદ્રમોહન સાથેના તે દિવસના પ્રસંગનો. એ સિવાય એનું જીવન ખૂબ સરળ રીતે વીત્યું હતું. એ પ્રસંગની સુભદ્રાબેન ઉપર માઠી અસર થશે તો, એવી એને બીક હતી. પણ એ બીક ખોટી પડી હતી, ઉદારદિલ સુભદ્રાબેને એ વાત ઉપર આછું સ્મિત જ માત્ર કર્યું હતું.

પણ સુભદ્રાબેનના જીવનની વાતો એટલી સરળ નહોતી. લગભગ ચોવીસ વર્ષની ઉમરમાં અગિયાર વર્ષ તો એમના વૈધવ્યનાં જ હતાં. માતા આટલાં પ્રેમાળ અને સંસ્કારી ન હોત તો એમની આજે શી દશા હોત તેની કલ્પના પણ ભયંકર હતી. પિતા તો એમને બાળક મૂકીને જ સિધાવી ગયા હતા અને જીવનમાં રક્ષણ આપે એવો ભાઈ ઈશ્વરે એને આપ્યો જ નહોતો. એમનાથી એક નાની બેન હતી તે આજે ચૌદેક વર્ષની થઈ હતી. માતાના જીવનની આશા ગણો કે બોજ ગણો—આ બે પુત્રીઓ જ હતી.

પણ આ તો એમના કુટુંબનું સૌ જોઈ શકે તેવું સ્વરૂપ. એનું આંતરસ્વરૂપ તો સુભદ્રાબેન જ વર્ણવી શકે ને મનુભાઈ જેવા કઠણ માણસ જ સાંભળી શકે એવું કરુણ હતું. વિધવા પુત્રીને કેળવણી આપવામાં અને સમાજમાં ફરવા દેવામાં એમની માતા ઉપર શું શું વીત્યું હતું તેનું વર્ણન જેટલું કરુણ હતું તેટલું જ ઘાતકી પણ હતું. નિરાધાર માતાને આ બંને પુત્રીઓને સાચવવામાં કેટલું લોહી ખર્ચવું પડેલું તેનો હિસાબ સુભદ્રાબેન સિવાય કોઈ જાણતું જ નહોતું. આજે એ હિસાબ એણે મનુભાઈ પાસે રજૂ કર્યો હતો અને માતા--નામ ઉપર ભક્તિનાં ફૂલો વર્ષાવ્યાં હતાં. 'આવી માતાએ મને કેમ કરીને રજા આપી હશે તેનું તમને આશ્ચર્ય થતું હશે' એમ કહીને પોતે ભોળી માતાને કેવી રીતે સમજાવ્યાં તે વિસ્તારથી કહ્યું હતું. આ પ્રદેશનું વર્ણન સાંભળતાં બા કેવાં રડયાં હતાં તેનું ચિત્ર પણ સુભદ્રાબેને ખડું કર્યું અને નાની બેન છેક સ્ટેશન ઉપર પણ કેવી ધીરતા ધારણ કરીને રહી હતી તે વર્ણવતાં તો સુભદ્રાબેનની આંખો પણ ભીની થયા વિના ન રહી.

'તમને એક પ્રશ્ન થશે.' બધી વાત પૂરી કરી લીધા પછી સુભદ્રાબેને કહ્યું. 'કે મેં બીજાં લગ્ન શા માટે ન કર્યા. મારાં બા એ ઇચ્છતાં હતાં, એકાદ વખત મને સ્પષ્ટ પણ કહેલું કે 'તું લગ્ન કરવા ઇચ્છતી હોય તો કરજે. લોકોની મને બીક નથી.' પણ એ ઇચ્છા જ મારા મનમાં કોઈ દિવસ જન્મી નહોતી. મારા જીવનના તમામ રસો માતાને--ભારતમાતાને--ચરણે જ જાણે નિત્ય નિત્ય વહી રહ્યા હોય એવી જ ભાવના મારા મનમાં રહી છે. એ સિવાય કોઈ સુખની કે કોઈ જીવનહેતુની મને કલ્પના પણ આવી નથી.' કરની સાલમાં હું આવી ત્યારે બા સહેજ નારાજ થયેલાં. પણ આ વખતે તો એમણે સમજીને જ મને રજા આપી. મને દીક્ષા આપવી હોય એવી એમના

મોં ઉપર ગંભીરતા આવી હતી, પરંતુ ગંભીરતાની પાછળ સંતોષ ડોકિયાં કરતો હતો તે હું જોઈ શકતી હતી !' સુભદ્રાબેનના મોં ઉપર આટલું બોલતાં પ્રસન્નતા આવી ગઈ હતી અને જાણે મનુભાઈના કોઈ પ્રશ્નનો જવાબ આપતાં હોય એમ એ બોલ્યાં : 'અને મેં ક્યાં મારાં બાને છોડી દીધાં છે ? જો હું અહીં સ્થિર થઈશ તો એમને અને મારી બેન મધુને જરૂર બોલાવીશ. મારાં બાને તો આ બધું ખૂબ જ ગમશે.'

આ આત્મનિવેદનનું પરિણામ એ આવેલું કે મનુભાઈના મનમાં જીવનસાથી તરીકે જે સ્થાન ચંદ્રમોહનનું હતું તે જ સ્થાન સુભદ્રાબેનનું થયું. ફેર એટલો જ રહ્યો કે 'ચંદ્રમોહનનું કોઈક વર્તન મનમાં પ્રશ્ન ઊભો કરતું અને તેથી એમાં ઘણી વાર સમાનતા દેખાતી હતી. જ્યારે દુઃખોના ઓઘની વચ્ચે નિષ્પાપ અને પ્રાણવાન રહેતાં સુભદ્રાબેન પ્રત્યે આદરની ભાવના જ જન્મતી હતી. ગમે તેમ પણ ચંદ્રમોહનના મુંબઈવાસ દરમિયાન સુભદ્રાબેન અને મનુભાઈ ખૂબ નિકટ આવી ગયાં હતાં અને એ નિકટતા જીવનને અને સેવાને શુદ્ધ તેમ જ પ્રબળ બનાવતી હતી.

ગોપાળભાઈએ પશ્ચાત્તાપ અને મમત્વપૂર્વક જે કાગળ લખ્યો હતો તે મનુભાઈને મળ્યો ત્યારે સુભદ્રાબેન હાજર નહોતાં. જો હોત તો એ વાંચીને, સ્થિર લાગતા મનુભાઈની આંખો ભીની થવા માંડી હતી તે જોઈ શકત. ગોપાળભાઈને જે રીતે મનુભાઈ ઓળખતા હતા તેમાં આવો માનવીભાવ–મમત્વનો ભાવ એમણે કલ્પ્યો જ નહોતો. એ ભાવમાં ગોપાળભાઈ થોડા નાના લાગતા હતા, પરંતુ જેમની પાસે ઊંડા એકાંતમાં બેસીને અંતરનાં કમાડ ઉઘાડી શકીએ એવા સહૃદયી જણાતા હતા. મનુભાઈને થયું કે 'ગોપાળભાઈ આવા જ રહે તો કેવું સારું!'

અને સુભદ્રાબેન આવ્યાં ત્યારે એ ભાવના એમણે એમની પાસે પણ પ્રગટ કરી. સુભદ્રાબેન પણ એ કાગળ વાંચીને લાગણીમાં ભિંજાયાં. એ બોલ્યાં: 'આજે લાગે છે કે ગોપાળભાઈ પણ માનવી જ છે.'

'મને પણ એ જ થતું હતું.' મનુભાઈ બોલ્યા. 'જેનું હૃદય કોઈ દિવસ ચળે નહિ તેની પ્રશંસા ને પૂજા જરૂર કરીએ, પણ હૃદય એ તરફ ખેંચાય નહિં.'

'એ વાત સાચી છે, પણ એ આપણા હૃદયની કક્ષાનું જ કારણ હોય છે. આપણે મંથનશીલ છીએ એટલે મંથન પ્રત્યે સહજ જ આપણને મમત્વ જન્મે છે.'

'એ સાચું છે. એમાં આપણને આપણું પ્રતિબિંબ દેખાય છે.'

'ગોપાળભાઈને મારે એક વખત જોવા છે.' સુભદ્રાબેન બોલ્યાં.

'ચંદ્રભાઈ આવે એટલે આપણે ત્રણેય જઈએ.'

'ચંદ્રભાઈ ત્યાં આવશે?'

'જરૂર આવશે. આ કાગળ વાંચ્યા પછી તેઓ રહી શકે જ નહિ. આજે જ આ કાગળ એમને આપણે મોકલીએ.'

'તમારી અત્યાર સુધીની વાત ઉપરથી તો હું એમ સમજી છું કે ચંદ્રભાઈને આજે ગોપાળભાઈ પ્રત્યે ભક્તિ નથી રહી.'

'ભક્તિ નથી રહી, પણ મમત્વ તો છે જ.'

'તમે તો કહેતા હતા કે તેઓ ગોપાળભાઈ પ્રત્યે કટાક્ષ પણ કરતા હતા.'

'એ ભાવ ક્ષણિક જ હતો. તેઓ બુદ્ધિશાળી છે છતાં એમના જીવન ઉપર લાગણીનું જોર વિશેષ છે. પેલા પ્રસંગથી તેઓ ફેરફાઈ ગયેલા.'

'તેઓ આવશે જ એમ તમને ખાતરી છે?'

'આવશે એટલું જ નહિ, પણ આ કાગળ મુંબઈમાં મળશે એટલે મુંબઈથી પણ જલદી રવાના થશે.'

'એમનામાં કાર્યશક્તિ તો ઘણી છે' ખરું?'

'અને યોજનાશક્તિ પણ. વક્તૃત્વ પણ અદ્‌ભુત છે.'

'આટલી શક્તિઓ છતાં એમનામાં ઘમંડ નથી.' સુભદ્રાબેન બોલ્યાં.

'હા, એ રીતે એમને નમ્ર જ કહેવા જોઈએ. જો કે એમને પોતાની શક્તિ ઉપરનો વિશ્વાસ કોઈ અજબ છે.'

'એ તો સારું ને?'

'સારું પણ ખરું ને ખરાબ પણ ખરું. પોતાની શક્તિ ઉપર મુસ્તાક રહેનાર ભાગ્યે જ પોતાના અંતરની ખોજ કરે. કોઈક દિવસે એમાં ગમે ત્યાં ખેંચાઈ જવાનું જોખમ ખરું.'

'તેઓમાં આધ્યાત્મિકતા બહુ નથી, ખરું?'

'કદાચ જરી પણ નથી એમ કહેવાય. સ્વભાવથી જ તેઓ સત્યશીલ અને નીતિવાન છે એટલે એમનામાં આધ્યાત્મિકતાનો અભાવ છે તે જણાઈ આવતું નથી.'

'પણ તેઓ ખાંડાની ધાર ઉપર જ ચાલતા હોય એમ તમને કોઈ વખત નથી લાગતું?'

'દરેક વખતે લાગે છે. એમના વિષે એ એક જ ચિંતા છે. એમને પોતાને ખ્યાલ હોત કે પોતે ખાંડાની ધાર ઉપર ચાલે છે તો તો કશી ચિંતા નહોતી. તેઓમાં પોતાની જાતને સાચવવાની શક્તિ તો છે જ.'

'આટલી શક્તિવાળા કોઈ મિત્ર કે આગેવાનના સંસર્ગમાં તમે આવ્યા છો ?'

મનુભાઈએ માથું હલાવી ના પાડી.

'મને લાગે છે કે જો આટલી પ્રચંડ શક્તિની સાથે આત્મ-નિરીક્ષણ અને આધ્યાત્મિકતા હોય તો તો માણસ બીજો ગાંધીજી બની જાય.'

'એ ખરું છે.' મનુભાઈ ધીમેથી બોલ્યા. 'ચંદ્રભાઈ જો પોતાના કામમાં સહેજ મંદ બને અને સહેજ નિરાંત મેળવીને વિચારતા થાય તો એમની શક્તિઓ સોગણું કામ આપે. અને આજે સૂર્યકાન્ત જેવા પ્રશ્નોમાં તેઓ મૂંઝાઈ જાય છે તે ન મૂંઝાય.'

'પણ શક્તિઓ તો અદ્‌ભુત છે એમ કહેવું જ જોઈશે.'

'એમનો જ આ પ્રતાપ છે. તેઓ અહીં ન હોત તો આ પ્રદેશ પ્રથમના જેટલો જ જડ રહ્યો હોત. એ શક્તિનાં તો આ બધાં ફળો છે.'

'હું પણ એમને લઈને જ ખેંચાઈ આવી છું ને !'

'અને હું પણ. મેં એમના કાર્યનાં ભવ્ય પરિણામો ન જોયાં હોત તો અહીં ન જ આવત. મારા મનમાં એક બાજુ ગોપાળભાઈનું ખેંચાણ હતું અને બીજી બાજુ ચંદ્રભાઈનું. એક અતિ નિવૃત્તિ સેવતા હતા અને બીજા અતિ પ્રવૃત્તિ. છેવટ હું પ્રવૃત્તિ તરફ જ ખેંચાયો.' કોઈ ઊંડી વાત પ્રગટ કરતા હોય એમ મનુભાઈ બોલ્યા.

'તમે તો આ પ્રદેશને હવે જીવન જ અર્પી દીધું, કેમ !'

'આ પ્રદેશને તો નહિ, પણ આ કાર્યને તો ખરું. એમ તો ચંદ્રભાઈને પણ અર્પી દીધું એમ કહેવાય. કપરામાં કપરા સંયોગોમાં પણ એમનો સાથ ન છોડવો એમ મેં નિશ્ચય કર્યો છે.'

'એ નિશ્ચય તૂટવાનું કોઈ ભયસ્થાન તમે જુઓ છો ?'

'જોઉં છું, છતાં એ જુઠું જ પડશે એવી મનમાં ખાતરી છે, પણ સાચું પડે તો યે હું ચંદ્રભાઈને છોડવાનો નથી. મેં મારી જાતને એમનામાં ઓતપ્રોત જ ગણી છે.'

સુભદ્રાબેન આ પરમ મિત્ર સામે જોઈ રહ્યાં ને બોલ્યાં:

'ચંદ્રભાઈની પણ તમારા પ્રત્યે એ જ સ્થિતિ હશે ?'

'હું ધારું છું કે એ જ, કદાચ એથીયે વિશેષ.' અત્યંત વિશ્વાસપૂર્વક મનુભાઈ બોલ્યા.

●

# પ્રવીણાની વેદના

મોટાભાઈ પાસેથી પાછી ફરીને પ્રવીણા પોતાના ઓરડામાં આવી ત્યારે એના અંગમાં ચેતન નહોતું રહ્યું. માંડ માંડ ઊભું રાખેલું શરીર ધબ દેતું પલંગ ઉપર પડ્યું અને આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. એના હૃદય ઉપર નિરાશાએ તો કારમો ઘા કર્યો હતો, પરંતુ એથી ચે વધુ તો એને કોઈએ લાત મારી તરછોડી નાખી હોય એવું અપમાન લાગ્યું હતું. પોતે ગઈ જ શા માટે એમ એને થવા લાગ્યું. ચંદ્રમોહનની મૂર્તિ ઘડીક પહેલાં પૌરુષના સાક્ષાત્ સ્વરૂપ જેવી લાગતી હતી તેને બદલે ઘમંડના કદરૂપ પૂતળા જેવી લાગવા માંડી. મોટાભાઈએ એને પ્રથમ પૂછ્યું હતું ત્યારે એણે જે અનુત્સાહ બતાવ્યો હતો તે જ યોગ્ય હતો એમ થતું હતું, પરંતુ છેલ્લા ચાર કલાકમાં મનમાં જે સંસ્કારો પડ્યા હતા તે ભુંસાતા નહોતા. એક બાજુ નિરાશા ને બીજી બાજુ અપમાન એમ બે લાગણીઓ એક સાથે જ એના હૃદયને ભીંસવા લાગી. પ્રવીણા અકલ્પ્ય વ્યથા અનુભવતી પલંગ ઉપર તરફડવા લાગી.

લગભગ બાર વાગ્યા સુધી એણે રડ્યા કર્યું. વચ્ચે વચ્ચે આંખનાં આંસુ સુકાઈ જઈ એમાં રોષનો અગ્નિ પ્રગટી જતો હતો

પરંતુ બીજી જ ક્ષણે એ રોષ ઓગળી જતો અને આંસુ જ એનાં સાથી બની રહેતાં હતાં. એ રડતી રડતી થાકીને જ્યારે ઊંઘી ગઈ ત્યારે એના ચિત્તપ્રદેશમાં અપમાન કરતાં યે નિરાશાની ઘેરી લાગણીએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું. ઊંઘમાં એ નિરાશા અનેક રૂપે એને દેખાવા લાગી. કોઈ એનાં વસ્ત્રો ખેંચી લેતું હોય કે એના રૂપ સામે જોઈ જોઈ એને ટગવતું હોય એવું થવા લાગ્યું. એક સ્વપ્નમાં તો ચંદ્રમોહન એકલો એકલો કોઈ વગડાની શૂન્ય કેડી ઉપર ચાલ્યો જતો હોય અને પોતે ચીસો નાખતી પછડાતી, સમગ્ર કુદરતની સહાય માગતી પાછળ દોડી રહી હોય એવું દેખાયું. પરોઢના લગભગ ચાર વાગે એ જાગી ગઈ ત્યારે એનું અંગેઅંગ કળાતું હતું અને પરસેવાના રેલા ચાલ્યા હતા.

એમ તો એ ઋતુ વર્ષાના પ્રથમ પગલાની હતી અને એને લઈ આખી સૃષ્ટિ અકળામણ અનુભવતી હતી. પરંતુ પ્રવીણાના પ્રસ્વેદનું કારણ બાહ્ય ઉકળાટ હતો કે અંતરનો ઉકળાટ હતો તે સમજવાનું અઘરું નહોતું. સકળ જીવસૃષ્ટિની પેઠે એ પણ મેઘ-રાજાની રાહ તો જોતી હતી, પરંતુ એ મેઘરાજા અનંતકાળ સુધી ન આવે તોપણ અત્યારે એને પરવા નહોતી. હૃદયની ધરતી જે મેઘને ઝંખતી હતી એ મેઘ એને દૂર દૂરના આકાશમાં પણ દેખાતો નહોતો એટલે જાણે અંતરમાંથી વરાળો નીકળતી હોય એમ એક પછી એક નિઃશ્વાસ એ ઓરડાની હવાને ઉષ્ણ બનાવતા હતા.

લગભગ છ વાગવા આવ્યા ને અજવાળું થયું ત્યાં સુધી એ જાગતી–વિચારતી પથારીમાં પડી રહી. અપમાનનો ઘા જાણે ભૂલી ગઈ હોય એમ એનું અંતર તદ્દન ઢીલું બની ગયું. લાચારભાવે ચંદ્રમોહનને મનાવવા જવું પડે તોપણ એ તૈયાર હોય એવી એના મનની સ્થિતિ થઈ ગઈ. એણે પથારીમાં પડ્યાં પડ્યાં

બારી બહાર નજર ફેંકી અહીંતહીં ઘૂમતી વાદળીઓને જોવા માંડી. 'એ વાદળીઓ કેટલી સુખી હતી!' એના મનમાં જાણે પ્રશ્ન થયો. 'પણ એ એકલી હતી માટે જ ને?' એમ વિચારે ત્યાં એક મોટું કાળું વાદળ આકાશમાં તરતું તરતું એની બારી સામે આવીને થોભ્યું. એને થયું 'આ કોણ? મેં જોઈ હતી તે કે તેવી જ વાદળી તો નહિ?' અને આકાશમાં ગર્જના થવા લાગી. પ્રવીણા ડરી ગઈ હોય એમ એકદમ બેઠી થઈ ગઈ અને પેલા કાળા વાદળને ધ્યાન દઈને જોવા લાગી. એ જુએ છે ત્યાં જ બારી-માંથી ઠંડા પવનની એક લહર આવી અને આખો ઓરડો જાણે શીતળતાથી ભરાઈ ગયો. પ્રવીણા ફરી પથારીમાં પડીને રડવા લાગી.

સવારના આઠ વાગ્યા સુધી મેઘરાજાએ વરસ્યા કર્યું અને પ્રવીણાએ કંઈ કંઈ કલ્પનાઓ સાથે રડ્યા કર્યું. એનાં બા બે વખત આવી ગયાં, પણ ત્યારે ઊંઘવાનો ઢોંગ કરી બાને બારણા-માંથી જ પાછાં વાળ્યાં, ને એક વખત બાને મોટાભાઈ કહેતા હતા તે સાંભળ્યું: 'આજે એને સૂવા દેજો. રાત્રે એ સૂતી નથી.' એ શબ્દોમાં મોટાભાઈની લાગણી અને પરિસ્થિતિનું ધ્યાન હતું તે એના ધ્યાન બહાર ન રહ્યું. પ્રવીણાએ મોટાભાઈને જાણે મનથી નમન કરી લીધાં.

* * *

'એક જ દિવસમાં તને શું થઈ ગયું?' વિશાખાએ પ્રવીણાને પૂછ્યું. એ નવેક વાગે પ્રવીણાને ઘેર આવી ત્યારે પ્રવીણા સૂતી હતી અને વિશાખાએ ઉપેન્દ્ર પાસેથી સાચું કારણ જાણી

લીધું હતું. પ્રવીણાના પલંગ ઉપર બેસીને એણે પહેલો જ પ્રશ્ન એ પૂછ્યો.

'આ એક દિવસની વાત નહોતી.' પ્રવીણા બોલી, 'વર્ષો સુધી જેનો મેં સંચય કર્યો હતો તે આજે ઢોળાઈ ગયું હોય એમ લાગે છે.'

'પણ આ વાત તો ગઈ કાલની જ છે ને?'

'વાત તો ચાર–છ દિવસ પહેલાંની, પણ આકર્ષણ ગઈ કાલનું જ......પણ તું એ નહિ સમજે.'

'હું સમજું છું, પ્રવીણા!'

'નથી સમજતી વિશાખા! જો સમજતી હોત તો આવું પૂછત નહિ. હું તારા જેવી સરળ અને નમ્ર નથી. મેં આજ સુધીમાં ઘણાં ફૂટડા જુવાનોને ના સુણાવી છે. તું જાણે છે, એ બધું શા માટે? હું આજ સુધી મારો 'સ્વામી' શોધતી હતી.'

'શું બોલે છે? તું સમાનતામાં માનનારી......'

'હા, પણ એ તો બાહ્ય સમાનતા. માનસિક રીતે તો મને જેના ચરણમાં આળોટવાનું મન થાય એવો પતિ જોઈતો હતો. એટલે જ બધા મને મગતરાં લાગતાં હતાં. મોટાભાઈએ વાત કરી ત્યારે આ પણ મને વામન લાગેલો.' પ્રવીણા ઉશ્કેરાઈને બોલી.

'હું એમને તારી સ્થિતિ કહું?' વિશાખાના મનમાં વિચાર આવ્યો અને તુરત એ બોલી ગઈ.

'ના, ના.' પ્રવીણાનું મોં સખત બન્યું.

'મારે એવું નથી જોઈતું. હું ભાંગીને ભુક્કો થઈ જઈશ પણ યાચના નહિ કરું.'

'તું હમણાં જ બોલે છે કે એનાં ચરણમાં......'

'એ તો માનસિક રીતે, બાહ્ય રૂપે તો હું સમાનતા જ ઇચ્છું છું. હું છાના હૃદયથી 'સ્વામી'ને ઇચ્છું છું અને પ્રગટ રીતે 'મિત્ર'ને ઇચ્છું છું.'

'તો શું થઈ શકે?' નિરુપાય હોય એમ વિશાખા બોલી.

'કંઈ જ નહિ. કંઈ થઈ શકે જ નહિ. જે અશક્ય છે તેનો વિચાર જ છોડવો.' પ્રવીણા બોલી.

'તું તારા મનને એટલું મજબૂત બનાવી શકીશ?'

'એ વિના આરો જ ક્યાં છે?' પ્રવીણા બોલી અને ઢીલી પડી પથારીમાં પડી રહી.

'હું આજે એમને મળવા જવાની છું.' થોડીવાર રહીને વિશાખાએ કહ્યું.

'મળવા? શા માટે?' પ્રવીણાની ઢીલાશ દૂર થઈ ગઈ. એણે આતુરતાથી પૂછ્યું.

'કંઈ કારણ નથી, પણ એમ થાય છે કે ગઈ કાલે જે અસર થઈ છે તેને વધુ દૃઢ કરું.'

'એમની સાથે જવાની ઇચ્છા છે?'

'અત્યારે તો નથી. ઘેરથી રજા પણ ન મળે.'

'તારી કલાભાવના એમણે ફેરવી નાખી, ખરું?'

'હા.' વિશાખા શબ્દને ગળી જતી હોય એમ બોલી.

'તું એમને ચાહે છે વિશાખા?' પ્રવીણાએ આંખ સ્થિર કરીને પ્રશ્ન પૂછ્યો.

'હું ?' વિશાખા ચમકીને બોલી. 'ના, ના. લગીર પણ નહિ.'

'સાચું કહે છે ?' ફરીને પ્રવીણાએ પૂછ્યું.

વિશાખાના મોં ઉપર રોપ વ્યાપી ગયો. એ શ્વાસભેર બોલી: 'તું મને એટલી નાદાન સમજે છે ?'

'નહિ, નાદાન નહિ. કોઈ પણ કન્યા લોભાય એવું એનામાં છે.'

'હું લોભાઈ નથી, લોભાવાની પણ નથી. મેં તો એમને પ્રકાશ આપનાર તરીકે જ ઓળખ્યા છે.'

'વિશાખા !' નરમ અવાજે પ્રવીણા બોલી. 'મને માફ કરજે.'

વિશાખા કંઈ બોલ્યા વિના ગંભીર બની ગઈ. પ્રવીણાએ માફી માગી છતાં એની અકળામણ ઓછી ન થઈ. એણે ઊઠીને વિશાખાનું મોં પોતા તરફ ખેંચ્યું. એની આંખમાં સ્નેહ અને વિશ્વાસ પૂરતી હોય એમ દૃષ્ટિ ફેરવીને બોલી :

'હું આજે ભાન ભૂલી ગઈ છું, વિશાખા ! તું માઠું લગાડતી નહિ. તારા જીવન માટે જેટલો પ્રકાશ મેળવવો હોય તેટલો મેળવજે. હું સંદેહ નહિ ઉઠાવું, ઇર્ષા પણ નહિ કરું.'

'પણ......' વિશાખા અટકી ગઈ.

'શું ?'

'તું પણ એમ શા માટે ન કરે ? લગ્ન ન મળ્યાં તો કંઈ નહિ. એની સાથે રહેવાથી જીવન તો ઊંચું બનશે !'

'હું એ નહિ કરી શકું, મારી વૃત્તિ બદલાઈ ગઈ છે.'

'તું હૃદયની બળવાન છે, તું ગમે તે કરી શકે.'

'ન કરી શકું. મને મારા જીવનમાં સતત ઊણપ લાગ્યાં જ કરે.'

'એક કામ કરશે ?' વિશાખા બોલી.

'શું ?'

'મારી સાથે એમને ત્યાં આવશે?'

પ્રવીણા એક ક્ષણ જોઈ રહી અને પછી માથું હલાવતી બોલી, 'ના.'

'કેમ?'

'મારું મન કાબૂમાં ન રહે. તું એકલી જ જા.'

'મને તારા વિષે પૂછશે તો?'

'નહિ પૂછે. એ મને જાણતા જ નથી. માત્ર હું જ— મૂર્ખી એમને જાણું છું.' પ્રવીણા ફરી રડવા જેવી થઈ ગઈ. વિશાખા ગંભીર બની મૂંગી બેસી રહી.



# મિલકતનો અધિકારી

ચંદ્રમોહનના મનમાં બીજે દિવસે સવારે ઉપેન્દ્ર, શાન્તુ, વિશાખા, પ્રવીણા–એ સૌને મળવાની ઇચ્છા બળવાન બની હતી. એને એમ થતું હતું કે તેઓ જરૂર મારાં ગામડાંનો આર્તનાદ સાંભળશે અને આ અલબેલી નગરીને તજી દેશે. આ બધાંના આવવાથી પોતાના શિરે કેવડી મહાન જવાબદારી આવી પડશે એ વિચાર ઊંડા અંતર-માંથી ઘડી ઘડી સપાટી ઉપર આવતો હતો, પરંતુ એ કંઈક બેદરકાર અને કંઈક ઉત્સાહમાં આવી જઈ એને દબાવી દેતો હતો. 'સેવા જ સૌનું રક્ષણ કરશે' એવી કંઈક ભાવના એના મનમાં દૃઢ થતી હતી.

પિતાએ લગ્નની વાત મૂકી હતી તેનો હજી અંત નહોતો આવ્યો, પણ એ વિષે એના મનમાં ચિંતા જ નહોતી. પોતે નબળો પડશે કે પિતાની આજ્ઞાને વશ થઈ જશે એવો લેશમાત્ર એને ભય નહોતો. એક વાતની સહેજ ચિંતા થતી હતી: 'પિતા શાંતિથી વિદાય નહિ આપી શકે. એમનાં આંસુને અવગણીને જવું પડશે.' પણ જવું એ તો નિશ્ચય જ હતો એટલે એ ચિંતા પણ દબાઈ જતી હતી. માત્ર એક ચિંતા–ચિંતા નહિ, આશા–મનમાં પ્રગટી હતી તે જ મુંબઈના દિવસોને સફળ બનાવતી હતી. 'જો એ સૌ

આવે……' એ વિચાર આગળ વધવા જતો તે પહેલાં તો એનું હૃદય આનંદથી ઊભરાઈ જતું હતું. લડતના દિવસોમાં એ મુંબઈમાં નહોતો એટલે એનાં આ મિત્રોએ અને આવાં જ બીજાં નગરજનોએ દેશની હાકલને કેવું માન આપ્યું હતું તે એ જાણતો નહોતો. ઉપેન્દ્ર, શાન્તુ, પ્રવીણા, વિશાખા આજ સુધી લોકસેવામાં કેમ નથી પડ્યાં એ પ્રશ્ન એને ઊઠતો નહોતો, પોતાની આશામાં ને ઉત્સાહમાં એ સૌનો માર્ગ સરળ હોય એમ જ જોતો હતો.

નિત્યકર્મથી પરવારીને એની બહાર જવાની ઇચ્છા હતી, પરંતુ પિતાએ બોલાવ્યો એટલે એ દીવાનખાનામાં ગયો. એ સમજી ગયો કે પિતા લગ્નની જ વાત કરશે, પરંતુ પિતાએ એ વાત ન કરતાં આજે નવીન જ વાત કરી:

'આ મિલકતનું હવે શું કરશું ? હું તો હવે વૃદ્ધ થયો છું.' પિતાના મોં ઉપર પ્રસંગને અનુરૂપ જ ગાંભીર્ય હતું.

'મને શું ખબર પડે ? હું તો એ બાબતમાં બાળક જેવો છું.' ચંદ્રમોહને સરળતાથી જવાબ આપ્યો.

'પણ તારે જ આ બધું સંભાળવું પડશે ને ? તમામ મિલકતનો અધિકારી તો તું એકલો જ છે.'

ચંદ્રમોહનની જીભે તુરત જ દેશના અધિકારની વાત ચઢી આવી, પણ એણે પ્રયત્નપૂર્વક એ વાતને દબાવી દીધી. પિતા ફરીને બોલ્યા:

'તારે હવે વહીવટ સંભાળી લેવો જોઈએ. જે છે તે હું તને પાંચ-દશ દિવસમાં સમજાવી દઉં. બધું ચોખ્ખું જ છે.'

ચંદ્રમોહન જરા મૂંઝાયો, 'મેં તો મારું જીવન દેશને અર્પણ કરી દીધું છે.' એ બોલ્યો. 'હું એ વહીવટ શી રીતે સંભાળી શકું ?'

'દેશનો વહીવટ હોય એમ સંભાળ.' પિતા એ જ ગંભીર-તાથી બોલ્યા. ચંદ્રમોહન એ વાક્યનો મર્મ ન સમજતો હોય એમ આંખ ફાડીને જોઈ રહ્યો.

'તો બીજું શું કરું ?' પિતા બોલ્યા. 'સાથે તો કશું આવવાનું નથી. મારા પછી તું આ મિલકત નહિ સંભાળે તો સ્વાર્થી સગાંઓનાં ટોળાં ગીધની પેઠે એની ઉપર પડશે.'

ચંદ્રમોહનનું આશ્ચર્ય કંઈક ઓછું થયું. એ બોલ્યો: 'મને આપો એનો અર્થ તો એ જ ને કે દેશને આપો છો ?'

'એ તો તારે સમજવું હોય તેમ સમજ. હું તો તને ઓળખું છું, દેશને નથી ઓળખતા.'

'પણ...'

'પણ બણ કંઈ નહિ. આ સમસ્ત મિલકત ઉપર આજથી જ તારો અધિકાર છે. તારે જેમ કરવું હોય તેમ કરજે.' એમ બોલતાં પિતા ત્યાંથી ઊભા થયા અને ખૂણામાં પડેલી તિજોરી તરફ જવા લાગ્યા.

'જો.' એમણે ચંદ્રમોહનને બોલાવ્યો. ચંદ્રમોહન ધીમે પગલે એમની પાસે ગયો.

'આમાં રોકડ નાણું અને સોનું છે. ઉપરાંત મિલોના શેર છે. મકાનોના દસ્તાવેજ છે. જે છે તે આમાં જ છે.' એમ બોલતાં એમણે જનોઈએ બાંધેલી મોટી ચાવીઓ છોડવા માંડી. ચંદ્રમોહન માથે એક સામટો ભાર આવેલો હોય એમ પાછળ હઠી ગયો.

'અને તું મારું છેલ્લું વચન માન.' પિતા બોલ્યા. 'આ ભગવાં હવે ઉતારી નાખ.'

ચંદ્રમોહન કંઈ ન બોલતાં પાછો વળી ખુરસી ઉપર આવીને બેઠો. પિતા પણ ચાવીનો ઝૂડો હાથમાં લઈને સામેની ખુરસી ઉપર આવ્યા. એમણે ચાવીઓ ગોળ ટેબલ ઉપર મૂકી.

'મારાથી કંઈ જ નહિ થઈ શકે. મિલકત પણ હું નહિ સાચવી શકું.' ચંદ્રમોહન બોલ્યો.

'તો કોણ સાચવશે ? તું જ એનો માલિક છે.'

'તમે સાચવો.'

'હું ? હું હવે કેટલા દિવસ છું ?'

'તોપણ તમે જ સાચવો.'

'અને મારી આ વૃદ્ધની વિનતિ...'

'એ મારાથી નહિ બની શકે. મારી ઇચ્છા જ નથી.'

'એમાં શું ખોટું છે ? બધા દેશનેતાઓ...'

'એ વાત નથી. મને એ તરફ ઇચ્છા જ મરી ગઈ છે.'

'મરી ગઈ છે ?' પિતા સહેજ મોટે સાદે બોલી ગયા.

'નહિ, નહિ, એવી ઇચ્છા જન્મી જ નથી.'

'તો તું મારું નહિ જ માને ?'

ચંદ્રમોહન મૂંગો રહ્યો. પિતા પણ મૂંગા બન્યા. કેટલીયે મિનિટો એ રીતે પસાર થઈ ગઈ.

'હું બહાર જાઉં ત્યારે ?' ઊભા થતાં ચંદ્રમોહને પૂછ્યું.

'ક્યાં જઈશ ?'

'બે ચાર મિત્રોને મળવા.'

'જરી બેસ.' પિતા બોલ્યા અને ચંદ્રમોહન બેઠો.

'તારા મિત્રો પણ ઇચ્છે છે, તું લગ્ન કરી લે.'

'હું જાણું છું.'

' તો પછી ? '

' એમનો ને મારો માર્ગ જુદો છે. '

' તેઓ દેશની સેવા નથી કરતા ? '

' કરતા હશે. પણ મેં તો જુદી જ રીતે જીવવાનું પસંદ કર્યું છે. '

' એ બધા કેમ તારી સાથે નથી જોડાતા ? '

' હવે કદાચ જોડાશે ' અચકાતી જીભે ચંદ્રમોહન બોલ્યો.

' કોણ જોડાશે ? '

' કોઈ સાથે વાત નથી થઈ, પણ કદાચ ગઈ કાલે આવ્યા હતા તે ઉપેન્દ્ર, શાન્તુ...'

' તું ભોળો છે. એ કોઈ ન જોડાય. બધા જ પોતપોતાનું પેટ ભરવામાં લાગી ગયા છે. '

ચંદ્રમોહન ન બોલ્યો અને ફરી જવા માટે ઊઠયો: ' હું પાંચેક વાગે આવી જઈશ. '

' ભલે ' પિતા બોલ્યા અને ચંદ્રમોહને બારણા તરફ ચાલવા માંડયું. ઘરથી બહાર નીકળતાં જ એ ફૂટપાથ ઉપર ઊભો રહ્યો. એ આગળ પગ ઉપાડે ત્યાં એની પાસે મોટર આવીને ઉભી રહી.

' હું ટ્રામમાં જ જઈશ. ' એ બોલ્યો.

' બડા શેઠને ભેજા હૈ. ' ડ્રાઈવરે જવાબ આપ્યો.

એક ક્ષણ વિચાર કરી એણે મોટરને વિદાય આપી અને ટ્રામના સ્ટેન્ડ તરફ ચાલવા માંડયું.

# મુંબઈનગરીમાં

'ઉપેન્દ્ર છે?' ચંદ્રમોહને ઉપેન્દ્રના ઘરની બહાર ઊભા રહીને પૂછ્યું.

કોણ આવ્યું છે તે જોવા માટે ઉપેન્દ્રનાં બા બહાર આવ્યાં. એ ચંદ્રમોહનને ઓળખતાં હતાં. એકદમ હસીને બોલ્યાં:

'આવ ચંદ્રભાઈ! હમણાં ઉપેન્દ્ર આવશે. બસ પા કલાકમાં જ આવવો જોઈએ.' એમણે ઘડિયાળ સામે જોયું અને નજીક ફરતા નરેન્દ્રને કહ્યું. 'જા તો, બેનને બોલાવ જોઈએ.'

બાર વરસનો નરેન્દ્ર દોડતો દોડતો પ્રવીણા પાસે ગયો અને ચંદ્રમોહન મધ્યખંડની એક ખુરસી ઉપર દીવાલનાં ચિત્રો જોતો બેઠો.

'બેન, કોઈ ચંદ્રભાઈ આવ્યા છે.' નરેન્દ્રે પ્રવીણાને ખબર આપ્યા. પ્રવીણા હમણાં જ સ્નાન કરીને પાછી આવી હતી. વિશાખા હજી ત્યાં જ બેઠી હતી.

'ચંદ્રભાઈ!' બંને એક સાથે બોલી ઊઠયાં.

'હા.' નિર્લેપ ભાવે નરેન્દ્રે જવાબ આપ્યો ને પાછું ચાલવા માંડ્યું. બંને મિત્રોની આંખો એકમેક તરફ આશ્ચર્યથી મંડાઈ રહી.

'શા માટે આવ્યા હશે ?' પ્રવીણા બોલી. એના હૃદયમાં આશાનું એક કિરણ ફૂટી આવ્યું. વિશાખાના મોં ઉપરનું આશ્ચર્ય હજી ખસ્યું જ નહોતું. પ્રવીણાનો પ્રશ્ન ન સાંભળ્યો હોય એમ એ ખુલ્લી આંખે સામે જોઈ રહી.

'વિશાખા,' પ્રવીણા બોલી. 'મોટાભાઈ આવે ત્યાં સુધી તું ત્યાં બેસશે ?' મોં ઉપર યાચનાનો ભાવ આવી ગયો.

'તું પણ આવ તો ?'

'હું પછી આવીશ. એ શા માટે આવ્યા છે તે મને જાણવા દે.'

'એ તો એ જ માટે.'

'એ જ માટે ?' પ્રવીણાના મોં ઉપર હર્ષ તરી આવ્યો. 'તું ખરેખર એમ ધારે છે ?'

વિશાખાનું મોં પડી ગયું અને તુરત જ પ્રવીણાના મોં ઉપરનું નૂર પણ ઊડી ગયું.

'એ બીજા કામે જ આવ્યા હશે.' વિશાખા બોલી.

'એમ જ હશે.' પ્રવીણા પણ ભાંગેલા હૃદયે બોલી.

બંને જાણે ભૂલી જ ગયાં કે ચંદ્રમોહન મધ્યખંડમાં એકલો બેઠો છે. બે'ક મિનિટ રહી પેલો નરેન્દ્ર પાછો આવ્યો ત્યારે જ બંનેને ભાન થયું.

'તું જશે ને ?' પ્રવીણા બોલી.

'જાઉં છું.' બોલતી વિશાખા ઊઠી. એની આંખમાં ને પગમાં ગભરામણ આવી ગઈ, છતાં એ હિંમત કરીને મધ્યખંડ તરફ ચાલી.

ચંદ્રમોહને દીવાલોનાં ચિત્રો જોઈ લીધાં હતાં અને પ્રવીણા કે ઉપેન્દ્રની રાહ જોતો બધાં બારણાં તરફ જોતો હતો. સામેના બારણામાં એણે વિશાખાને જોઈ. એ એકદમ ચમકી ગયો. ખબર નહિ શી રીતે, પણ એના મનમાં એક ક્ષણ એમ થયું કે 'આ ઉપેન્દ્રનાં પત્ની તો ન હોય!' તુરત જ એણે વિશાખાના નમસ્કાર ઝીલ્યા અને સ્મિત કરતો બોલ્યો:

'ઉપેન્દ્ર બહાર ગયો છે?'

'હમણાં આવવા જોઈએ.' વિશાખાએ જવાબ આપ્યો અને વાત પૂરી થઈ ગઈ. ચંદ્રમોહન બોલ્યા વિના બેસી રહ્યો.

'ચા લેશો?' થોડી વાર રહીને વિશાખા બોલી.

'હું નથી પીતો.'

'કૉફી?'

'એ પણ નહિ.'

વળી વાત પૂરી થઈ ગઈ.

'ઉપેન્દ્રભાઈ અને તમે બાળપણના સ્નેહી, ખરું?' વિશાખાએ પૂછ્યું અને ચંદ્રમોહનનો સંશય ખરી પડ્યો. એણે જવાબમાં માથું હલાવી હા પાડી પણ તુરત જ થયું કે 'ત્યારે આ મળવા જ આવ્યાં હશે?' એણે પૂછ્યું:

'પ્રવીણાબેન નથી દેખાતાં!'

'સહેજ અસ્વસ્થ છે, સૂતાં છે.'

'એટલે જ તમે અત્યારમાં અહીં આવ્યાં હશો.'

વિશાખાએ સહેજ મૂંઝાતાં હા પાડી અને ફરી મૌન છવાઈ ગયું. પાંચેક મિનિટ એ રીતે પસાર થઈ ગઈ પણ બંનેમાંથી કોઈ કશું બોલ્યું નહિ. ઉપેન્દ્ર પણ પા કલાક થવા આવી છતાં આવ્યો નહિ.

'ત્યારે હું ફરી કોઈ વખત આવીશ.' ચંદ્રમોહન ઊઠવાની તૈયારી કરતો લાગ્યો.

'હમણાં અહીં જ રહેવાના છો?' વિશાખાએ પૂછ્યું.

'ના, ના. વધુમાં વધુ આઠેક દિવસ.'

'મારે તમને નિરાંતે મળવું છે.' વિશાખા બોલી.

'મને?'

'હા, તમારી પાસેથી ગઈ કાલના વ્યાખ્યાનના અનુસંધાનમાં કેટલુંક જાણવું છે.'

'તમને એમાં રસ પડેલો?' ચંદ્રમોહને હર્ષથી પૂછ્યું.

વિશાખા બોલી શકી નહિ, પણ એની આંખોએ જવાબ આપી દીધો.

'તમને એવાં લોકો વચ્ચે રહેવાની ઇચ્છા કોઈ વખત થઈ છે?'

'કોઈ વખત તો નથી થઈ, પણ ગઈ કાલે થઈ.'

'ખરું કહો છો?' ચંદ્રમોહનનો હર્ષ છાનો ન રહી શક્યો.

બાજુના બારણા પાસે લપાઈને ઊભેલી પ્રવીણા એનું મોં જોઈ રહી.

‘જો કે આવી શકું એમ તો નથી,’ વિશાખા બોલી ‘પણ એ તરફનું આકર્ષણ થયું છે.’

‘તો કોઈક દિવસ આવી જવાશે. અને તમે આવશો તો પ્રવીણાબેન પણ આવશે, કેમ ?’

પ્રવીણાએ બરાબર કાન માંડ્યા. વિશાખાને મનમાં થયું કે પ્રવીણા તો અત્યારે જ આવવા માટે તૈયાર છે. એણે હસીને કહ્યું : ‘હા, આવે પણ ખરી.’

‘હું એ આશાએ જ અહીં આવ્યો છું.’ ચંદ્રમોહન બોલ્યો. વિશાખા ને પ્રવીણા બંનેએ આશ્ચર્યનો રોમાંચ અનુભવ્યો.

‘એક પ્રશ્ન પૂછું ?’ વિશાખા ધીમે રહીને બોલી.

‘જરૂર પૂછો.’

‘તમે પરિણીત છો ?’

‘ના.’ ચંદ્રમોહને હસીને માથું હલાવ્યું.

‘પરણવાના છો ?’

‘ના.’ ચંદ્રમોહન વિશેષ હસ્યો.

‘શા માટે ?’

‘શા માટે ? એ તે કાંઈ પ્રશ્ન છે ? અપરિણીતને પૂછી જ ન શકાય. પરણનારને પૂછવું જોઈએ કે ‘શા માટે પરણો છો ?’

વિશાખા ચૂપ થઈ. એ જવાબ એને અમોઘ લાગ્યો. એ કંઈ બોલવાનો પ્રયત્ન કરે ત્યાં બહારથી ઉપેન્દ્ર આવી પહોંચ્યો અને ચંદ્રમોહનને જોતાં જ બારણામાંથી બોલ્યો : ‘હું તમારે ત્યાં જ [illegible] આવ્યો !’

'મારે ત્યાં?'

'હા, ત્યાંથી જ આવું છું. શાન્તુ પણ સાથે જ હતો.'

'હું અર્ધા કલાકથી અહીં આવીને બેઠો છું.'

'મને એ કલ્પના પણ કેમ આવી શકે કે તમે અહીં આવો?'

'હું મોટો માણસ થઈ ગયો છું, શું?'

'જરૂર. એમાં જરી પણ અતિશયોક્તિ નથી.'

'બોલો, ત્યારે આ મોટા માણસનું એક કહ્યું માનવું છે?' ઉપેન્દ્ર સામે આવીને બેઠો એટલે ચંદ્રમોહન બોલ્યો.

'શું?'

'એક વખત તમે જેટલાં મિત્રો આવી શકો તેટલાં મારા પ્રદેશમાં જોવા માટે આવો.'

'અમને વટલાવવા છે શું?' ઉપેન્દ્ર હસવા લાગ્યો.

'વટલાવશે તો મારા પ્રદેશનાં દીનદુઃખિયાં.' ચંદ્રમોહને જવાબ આપ્યો. એના મોં ઉપર દીનબંધુની રેખાઓ પ્રગટી આવી.

'આવીએ ખરાં, પણ તમારી જે ધારણા છે તે ફળશે નહિ. અમે કોઈ અમારા જીવનને એ તરફ ખેંચી શકશું નહિ.'

'કેમ?'

'એ બીજી બાજુ ખેંચાઈ ગયું છે ને દરરોજ વધુ ખેંચાતું જ જાય છે.'

'તો તો એ જીવનનો ઉપયોગ શો?'

'કંઈ નહિ, કેવળ બોજો ખેંચવો ને આયુષ્યના દિવસો પૂરા કરવા.'

'આમ સમજવા છતાં એ બોજો ન ફેંકી દેવો એમાં ડહાપણ છે ?'

'ડહાપણનો પ્રશ્ન જ ક્યાં છે ? એ ફેંકવા જેટલું સામર્થ્ય જોઈએ ને ! અમે ખાદી પહેરી શકીએ, તમારા કામ પ્રત્યે સહાનુભૂતિ બતાવી શકીએ, કોઈ વખત બે પૈસા ઘસાઈ શકીએ ને કદાચ મોટી લડાઈ આવી પડે તો એકાદ વખત જેલમાં જઈ શકીએ. આ અમારી શક્તિની છેલ્લામાં છેલ્લી મર્યાદા.'

'આ વિશાખાબેન તો આવવા ઇચ્છે છે.'

'એ ધારે તો આવી શકે એવાં છે. જો કે એ મારી ખાદી પહેરવાની વિનતિ......'

'મેં એ નિશ્ચય કરી લીધો છે.' વિશાખા વચ્ચે જ બોલી.

'શાબાશ.' ઉપેન્દ્ર હસ્યો અને તુરત જ આજુબાજુ જોઈ ને બોલ્યો: 'પ્રવીણા નથી ? ક્યાંય બહાર ગઈ છે ?'

વિશાખા બોલે તે પહેલાં ચંદ્રમોહન બોલ્યો. 'કહે છે કે કંઈક અસ્વસ્થ છે.'

'અસ્વસ્થ ?' ઉપેન્દ્ર ચમક્યો, તુરત મુખ ઉપર ગમગીની છવાઈ ગઈ.

'હં, તો વિશાખા !' એણે ગમગીની ખંખેરીને વાત શરૂ કરી. 'તું જવાની કે ?'

'હજી તો માત્ર મન થયું છે.' વિશાખા બોલી.

'જો એટલું હશે તો બાકીનું ચંદ્રભાઈ કરી લેશે. એમનામાં એ શક્તિ છે.'

'કાયમ રહેવાની વાત પછી.' ચંદ્રમોહન બોલ્યો.

'એક વખતે તમે બધાં જોવા તો આવો જ આવો, મારો આગ્રહ છે.'

'તો આવીએ. 'ઉપેન્દ્ર બોલ્યો, અને સામે ટિંગાતા કૅલેન્ડર ઉપર રજાના દિવસો જોવા લાગ્યો.

'એ રીતે નહિ, ઉપેન્દ્રભાઈ ! એ તો ઑફિસ છોડીને પણ જવું જોઈએ, ને હમણાં જ જવું જોઈએ.'

'પણ ચંદ્રભાઈ તો અહીં રહેવાના છે ને !'

'એ તો આઠેક દિવસ.'

'તો એમની સાથે જ જઈએ, કબૂલ.' ઉપેન્દ્ર બોલ્યો.

'કોણ, કોણ ?' વિશાખાએ પૂછ્યું.

'હું, તું ને પ્રવીણા તો ખરાં જ. શાન્તુ પણ આવશે. બીજાને પણ પૂછીશું.'

'વધુ થઈશું તો પર્યટન જેવું નહિ થઈ જાય ?' વિશાખા બોલી.

'એ તો બે જણ હોઈશું તોપણ થશે જ. ત્યાં જઈને કોઈ પીગળી જાય એમ હું માનતો નથી.' ઉપેન્દ્ર બોલ્યો અને ચંદ્ર-મોહનના મોં ઉપર નિરાશા આવી ગઈ.

'તો તો ન જઈએ.' વિશાખા ચંદ્રમોહનની નિરાશા જોઈને બોલી. એનું મોં પણ ગંભીર બની ગયું. ચંદ્રમોહન કંઈ બોલ્યો જ નહિ. વાતાવરણમાં સકારણ કે અકારણ પણ ગંભીરતા છવાઈ ગઈ.



## ૫૦

# ભયની ધ્રુજારી

થોડીવાર મૂંગા બેઠાં પછી ચંદ્રમોહને ઊઠવાની તૈયારી કરવા માંડી. ઉપેન્દ્ર કશું બોલ્યો નહિ. વિશાખાથી ન રહેવાયું એટલે એ બોલી: 'પ્રવીણાને તો તમે મળ્યા જ નહિ!'

'હા, ચાલો એમને મળતો જાઉં' એમ બોલતો ચંદ્રમોહન ઊભો રહી ગયો અને વિશાખાએ પ્રવીણાના ઓરડા તરફ ચાલવા માંડ્યું એટલે એ તરફ એ ચાલ્યો. ઉપેન્દ્ર પણ ઉદ્વેગભર્યા ચહેરે એની પાછળ ચાલ્યો.

ઉપેન્દ્ર આવ્યો એટલે પ્રવીણા પોતાના ઓરડામાં ચાલી ગઈ હતી. બારણાં પાસે પગલાં સાંભળતાં જ એ બારી પાસે ઊભી હતી તેને બદલે પલંગ ઉપર સૂઈ ગઈ. એની છાતીના ધબકારા ને શ્વાસની ગતિ વધી ગયાં. આંખોમાં ન માપી શકાય એવી વેદના અને સંશય ડોકિયાં કરતાં હતાં.

વિશાખાની પાછળ ચંદ્રમોહન ઓરડામાં દાખલ થયો ત્યારે એ ફિક્કું હસી. ચંદ્રમોહનને ખરેખર લાગ્યું કે એ માંદી જ છે. એણે નજીકની ખુરસી ઉપર બેસીને તબિયતના સમાચાર પૂછ્યા. પ્રવીણા જવાબ આપવા જતી હતી, પણ એની જીભ થોથરાઈ

ગઈ. દિલનું દુઃખ છુપાવતો ઉપેન્દ્ર બારી પાસે ઊભો હતો તે તુરત જ એનની મદદે આવ્યો ને બોલ્યો :

'વર્ષાઋતુની શરૂઆતમાં આવું દર વખતે થઈ જાય છે. ચાર પાંચ વરસાદ વરસી જશે પછી કંઈ નહિ થાય. માત્ર શરદી જ છે.'

એથી વિશેષ વાત કહેવાનું કે સાંભળવાનું ત્યાં વાતાવરણ જ નહોતું. ચંદ્રમોહન ત્યાંથી ઊભો થયો અને હસીને એણે પ્રવીણાને નમસ્કાર કર્યા. પ્રવીણાએ સૂતાં સૂતાં જ એ નમસ્કાર ઝીલ્યા. ચંદ્રમોહને પીઠ ફેરવી કે તુરત જ એ બીજી બાજુ પડખું ફરી ગઈ. ઉપેન્દ્રના તીક્ષ્ણ કાને એક ડૂસકું સાંભળ્યું, પણ ચંદ્રમોહનને વળાવવા માટે એ વિશાખાની સાથે જ બહાર નીકળ્યો.

બારણા પાસે આવતાં ચંદ્રમોહન બોલ્યો:

'ઘેર આવશોને ક્યારેક ?'

'અવશ્ય !' ઉપેન્દ્રે જવાબ આપ્યો.

'તમે ?' ચંદ્રમોહને વિશાખાને પૂછ્યું.

'હું તો આજે જ આવવાની હતી, પણ હવે તો તમે આઠેક દિવસ રહેવાના છો ને ?'

'રહેવાની ગણતરી તો છે, પણ કાલની કોને ખબર છે ? સમય હોય તો અત્યારે જ ચાલો.'

વિશાખાએ ઉપેન્દ્ર સામે જોયું. ઉપેન્દ્ર બોલ્યો: 'ખાસ કામ ન હોય તો અત્યારે જ જઈ આવો.'

'આવું ત્યારે' એમ બોલતી વિશાખા પાછી વળી અને પ્રવીણા પાસે જવા લાગી. પ્રવીણા ઊંધું માથું નાખીને ઓશીકું

ભીંજાવી રહી હતી. વિશાખા બારણા પાસે જ ઊભી રહી ગઈ. એક ક્ષણ વિચાર કરીને એ તુરત જ પાછી વળી અને ચંદ્રમોહન સાથે દાદર ઊતરવા લાગી. ઉપેન્દ્ર એમને વળાવવા માટે છેક નીચે સુધી આવ્યો ને પછી નમસ્કાર કરીને પાછો વળ્યો. ચંદ્રમોહન અને વિશાખા કંઈ કારણ વિના રસ્તા ઉપર નજર ફેંકતાં ફૂટપાથ ઉપર ઊભાં રહી ગયાં.

'ઘેર જ જઈએ.' સ્વગત બોલતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો. અને ત્યાંથી પસાર થતી એક ઘોડાગાડીને એણે ઊભી રખાવી. વિશાખા કંઈ બોલ્યા વિના ચંદ્રમોહનની સાથે ગાડીમાં બેઠી અને ગાડી શેઠ દેવપ્રસાદના બંગલા તરફ ચાલવા લાગી.

ચંદ્રમોહન ગાડીમાં બેઠો તો ખરો, પણ તુરત જ એને અકળામણ થવા લાગી. કેટલાંય વર્ષો થયાં કોઈ બહેનની સાથે આ રીતે એ બેઠો નહોતો. આઠેક વર્ષ પહેલાં એ મુંબઈમાં હતો ત્યારે કોઈ ને કોઈની સાથે બેસવાના પ્રસંગો આવતા હતા, પરંતુ લંડનમાં ગયા પછી એ અવધૂતની પેઠે જ રહ્યો હતો. વિશાખાનાં રેશમી વસ્ત્રો ને નવયુગનાં આભરણો એનું ધ્યાન ખેંચતાં હતાં, પરંતુ એ કરતાં યે વિશાખાનાં વસ્ત્રો ને વાળમાંથી છૂટતાં મઘમઘાટથી વિશેષ ધ્યાન ખેંચાતું હતું.

ચંદ્રમોહનની અકળામણ વધતી જતી હતી ત્યાં જ વરસાદ શરૂ થયો ને ગાડીવાળાએ ગાડીની આજુબાજુ રાખેલા પડદા નીચે પાડી દીધા. ચંદ્રમોહનના મનની અકળામણ અનેકગણી વધી ગઈ. વિશાખા કંઈ બોલતી નહોતી, પરંતુ ચંદ્રમોહનની અકળામણ એ પામી ગઈ હતી અને તેથી પોતાનાં કપડાં સંકોરીને એક બાજુ જ બેઠી હતી. ગાડી ગમે તેટલા જોશથી ચાલે તોપણ અર્ધો કલાક પહેલાં પહોંચાય

એમ નહોતું એટલે વિશાખાને થયું કે પોતે વાતો કરશે તો ચંદ્રમોહનની અકળામણ ઓછી થશે. એણે પડદાની ફાટમાંથી બહાર જોતાં જોતાં પૂછ્યું :

'એ પ્રદેશમાં વરસાદ આટલો જ આવે કે કંઈ ઓછો ?'

'આથી દસમા ભાગનો પણ નહિ. એ પ્રદેશ તો લગભગ દુષ્કાળ જ ભોગવે છે.'

'એમની ગરીબીનું એ જ કારણ હશે.'

'ના, ના. એ અનેકમાંનું એક કારણ ખરું, પણ પ્રધાન કારણો તો બીજાં જ. આપણા દેશમાં જ્યાં વધુમાં વધુ વરસાદ પડે છે ત્યાં આ પ્રદેશ કરતાં યે વધુ ગરીબી છે.' ચંદ્રમોહનની અકળામણ સાચે જ ઓછી થવા લાગી. વિશાખા પોતાના પ્રયત્નથી હરખાતી આગળ પૂછવા લાગી:

'મુંબઈમાં એવી ગરીબાઈ જોવા જ ન મળે, ખરું ?'

'કોણે કહ્યું ? મુંબઈનગરીમાં પોષણના અભાવે જ દર વરસે સેંકડો માણસો મરતાં હશે. આપણી પાસે એવું જોવાની આંખ જ ક્યાં છે ?'

'તમે આખી જિંદગી ત્યાં જ રહેવાના છો ?' વિશાખાએ પ્રશ્નનું રૂપ બદલ્યું.

'ઇચ્છા તો એવી છે. એ સિવાય રહેવું પણ ક્યાં ? જ્યાં પહેલવહેલી માનવતા અનુભવી ત્યાં જ રહેવું જોઈએ ને ?'

'કોઈ દિવસ તમને અમારા જેવા શોખ કરવાની ઇચ્છા ન થાય ?'

'શા માટે થાય ? અમે જ્યાં રહીએ છીએ ત્યાં અમારું ચિત્ત પ્રસન્ન જ રહેતું હોય, પછી બીજા શોખની શી જરૂર પડે ?

તમે જે મઝા કપડાંમાં, આભૂષણમાં, ચિત્રોમાં ને હરવાફરવામાં લો છો એ મઝા અમે ગામડાંનાં દર્દીઓને પંપાળવામાં ને ભૂલથી જ જેઓ આ દુનિયામાં આવી પડ્યાં છે એવાં બાળકોને રમાડવામાં લઈએ છીએ.'

વિશાખા પોતાનો પ્રયત્ન ભૂલી ગઈ અને વાતના રસમાં ઊંડી ઊતરવા લાગી.

'પણ કોઈ દિવસ નિરાંત ભોગવવાની, કોઈ રમણીય સ્થળ જોવા જવાની ઇચ્છા થઈ ન આવે?'

'થઈ આવે. કોઈક વખત અત્યંત થઈ આવે, પણ એ ઇચ્છાનું રૂપાંતર કરી નાખીએ. તુરત જ અમારા પ્રદેશનાં સુક્કાં ભઠ ખેતરો ને ખંડેર જેવાં મકાનો જોવા નીકળી પડીએ. નિરાંતની ઇચ્છા થાય ત્યારે ગામને ગોંદરે ઊભાં ઊભાં મરવાને વાંકે જીવી રહેલી ગામની ગાયોને જોઈ લઈએ.

'તમારા ને અમારા જીવનની દિશાઓ જ જાણે જુદી!' વિશાખા ઉદ્ગાર કાઢતી હોય એમ બોલી.

'હું એ એક કરવાની આશા રાખું છું.' ચંદ્રમોહન ગંભીર સ્વરે બોલ્યો અને એ જ વખતે પવનના એક ઝપાટાથી પડદાની દોરી તુટી ગઈ અને વરસાદની એક લહર અંદર આવી પડી. ગાડીવાળાએ તુરત ગાડી ઊભી રાખી પડદો ઠીક કરી લીધો.

'ખરેખર!' વિશાખાની આંખ ચમકી ગઈ.

'એવી મને આશા તો છે. અત્યારે એક બેન ત્યાં આવ્યાં છે.'

'ત્યાં કોઈ બેન છે?'

'હા, હમણાં જ આવ્યાં છે. એમણે બે વખત જેલની સજા બરદાસ્ત કરી છે અને એમનું શરીર પણ તમારા જેટલું જ કોમળ છે છતાં એ પ્રદેશનું કઠોર જીવન એમણે પસંદ કર્યું છે.'

વિશાખા વિચારમાં ઊંડી ઊતરી ગઈ. એના મનમાં પૂછી લેવાનો એક પ્રશ્ન ઊઠી આવ્યો: 'હું ત્યાં આવી શકું?' પણ એ બોલી નહિ. એણે માથું નીચું કરી ત્રાંસી આંખે ચંદ્રમોહનના મુખની રેખાઓ જોઈ. એ મુખ ઉપર ત્યારે પરમ નિશ્ચયની ઝલક સિવાય બીજું કશું જ નહોતું.

ગાડી આખરે ઘર પાસે આવી પહોંચી. પહેલાં વિશાખા ને પછી ચંદ્રમોહન નીચે ઊતર્યા. ઉપરની અટારીમાં પિતા ઊભા હતા તે તરફ બંનેમાંથી કોઈનું ધ્યાન નહોતું. જો હોત તો ચંદ્રમોહન એ આંખમાં ચમકતી આશાને જોઈ શકત.

બંને ઉપર આવીને નીચેના ઓરડામાં જ બેસી ગયાં. પાંચેક મિનિટ આડીઅવળી વાતો કરી ત્યાં નોકરે આવીને ચંદ્રમોહનના હાથમાં એક કવર મૂક્યું. ચંદ્રમોહને ઉપરના અક્ષરો ઓળખી લીધા ને એના મુખ ઉપર આનંદ છવાયો. કવર ફોડતાં ફોડતાં એ બોલ્યો: 'મારા પરમ સાથી મનુભાઈનો પત્ર છે.'

પણ કવરમાંથી કાગળ કાઢ્યો ત્યાં એનો આનંદ લૂંટાઈ ગયો. અક્ષરો ગોપાળભાઈના હતા. સૂર્યકાન્તના બનાવ પછી એ વિષે ગોપાળભાઈનો પત્ર આવ્યો નહોતો તેનું ચંદ્રમોહનને બરાબર સ્મરણ હતું. સામે વિશાખા બેઠી હતી છતાં, અથવા તો તેથી જ કદાચ, પણ એના હાથમાં કાગળ ધ્રૂજવા લાગ્યો. એણે તરત જ કાગળ ખીસામાં મૂક્યો ને બીજી વાત કરવાનો પ્રયત્ન કર્યો. પણ જીભ લોચા વાળવા લાગી. વિશાખા આ ગભરામણના મર્મને સમજી શકી નહિ. પણ એને તુરત જ ત્યાંથી ઊઠી જવાની ઇચ્છા થઈ

આવી. ચંદ્રમોહનને પણ એમ જ થયું કે અત્યારે વિશાખા જાય તો સારું. એ નમ્ર અવાજે બોલ્યો:

'તમે કાલે આવશો?'

'કેમ?' વિશાખા એ જ પ્રશ્ન પૂછતી હતી છતાં બોલી ગઈ.

'આજે હું જરા અસ્વસ્થ છું.'

'અસ્વસ્થ?' એ બોલી અને તુરત જ પ્રવીણા પણ અસ્વસ્થ છે એમ એને યાદ આવી ગયું.

'હા.' ચંદ્રમોહને આંખો નીચે ઢાળીને જવાબ આપ્યો. વિશાખા નમસ્કાર કરીને ઊભા થઈ.

* * *

'શા માટે આ ભયની દશા?' ચંદ્રમોહન પગ પછાડીને બોલ્યો. એના ઓરડામાં એ વખતે કોઈ નહોતું. વિશાખાના ગયા પછી એણે ધ્રૂજતા હૃદયે કાગળ વાંચવા માંડ્યો અને એમાં તો પોતે ધાર્યું હતું તેથી ઊલટું જ હતું. સામાન્ય સ્થિતિમાં એ કાગળે એને અપાર આનંદ આપ્યો હોત, પણ અત્યારે વિશાખાની હાજરીમાં જ એ ધ્રૂજી ઊઠ્યો તેની એને શરમ થવા લાગી.

'આ સ્થિતિ ક્યાં સુધી અને શા માટે?' એ ફરી બબડ્યો. 'મારું દિલ સાફ છે, મારી આંખો નિર્મળ છે, સ્વપ્ને પણ મને અશુભ વિચાર નથી આવતો, છતાં હું ડરું છું કેમ?' એકેય પ્રશ્નનો જવાબ મનમાંથી મળ્યો નહિ.

'વિશાખાને શી અસર થઈ હશે?' ફરી હૃદય ધબકવા લાગ્યું. 'મારા વિષેની એની કલ્પનામૂર્તિ ભાંગી જ પડી હશે ને?' જાણે હારી જતો હોય એમ એ બેબાકળો બન્યો. 'શું થઈ શકે?' મનમાં પ્રશ્ન ઊઠ્યો ને તુરત જ એ બારી પાસે ગયો. બારી બહાર નજર ફેંકી. પણ સેંકડો માણસો જતાં આવતાં હતાં, એમાં એ

વિશાખાને ન જોઈ શકયો. એ તો એની ધ્રુજારી જોઈ જઈને જાણે ક્યાંક અદૃશ્ય થઈ ગઈ હતી.

ચંદ્રમોહન અસ્વસ્થ થઈ પાછો ફર્યો અને ખુરસી ઉપર ઢગલો થઈને પડયો. તૂટક અવાજે એ ગણગણ્યો: ' શા માટે આ ભય ને આ ધ્રુજારી ? '

જવાબ આપવા માટે ત્યાં કોઈ નહોતું; માત્ર છગન હાથમાં નાસ્તાની રકાબી લઈ એની રજા માગતો બારણામાં ઊભો હતો.



